શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળા. પુસ્તક બીજું.

# ઈટલીનો રણયજ્ઞ

અથવા

## એ વીર પ્રજાની સ્વાતંત્ર્ય પ્રાપ્તિનો જ્વલંત ઇતિહાસ.

બોલી, મેરી કલાઈવ

અનુવાદક: યોગેશ.

પ્રકાશક:

મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ

પાયધુની ટ્રામ જંકશન,

મુંબઈ નં ૩.

કિંમત રૂપીઆ અઢી.

આ પુસ્તક: શ્રી ધર્મ વિજય સ્ટીમ પ્રીન્ટીંગ પ્રેસ લીંબડીમાં સૈયદ ભાઇમીંયા આલમમીંયાએ છાપ્યું. અને મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ માટે શીવલાલ વર્ધમાન શાહે પ્રકટ કર્યું.



સંવત ૧૯૮૦
સને ૧૯૨૪
આવૃતિ પહેલી
પ્રત. ૨૦૦૦



# વક્તવ્ય.

આસ્ટ્રિયાની ઝાલીમ ધુંસરી ફંગાવી દઈને પોતાની આઝાદી જીતનાર બહાદુર રાષ્ટ્ર ઇટલીના રણયજ્ઞ વિષે એક પુસ્તક લખવાનું મને મારા મિત્ર **શિવલાલ વર્ધમાન શાહે** સુચવ્યું અને તે વિષયનાં કેટલાંક અંગ્રેજી પુસ્તકો મારાં હાથમાં મુક્યાં. એ બધાં પુસ્તકો મેં જોયાં ને તેમાં Mary Clive Bayley કૃત " The Making of Modern Italy " મને બહુ ગમ્યું.

એ પુસ્તકમાં ઇટલીના સ્વાતંત્ર્ય યુગનો આખો ઇતિહાસ સંક્ષેપમાં અને સુંદર રીતે રજુ કરેલો હોવાથી મને એનો અનુવાદ કરી, તે ગુર્જર વાચક વર્ગ સમક્ષ ધરવાનું વધારે ઠીક લાગ્યું કારણ કે વાચકો સમક્ષ જે જાતનું પુસ્તક હું ધરવા માગતો હતો એવું જ એ પુસ્તક મને જણાયું, સ્વતંત્ર રીતે લખવા જતાં આટલું સુંદર પુસ્તક વાચકો સમક્ષ રજુ કરી શકાત નહિ. આથી જ મેં એ પુસ્તકનો અનુવાદ કરવાનું ઉચિત ધાર્યું છે. અત્રે એ મૂળ પુસ્તકની વિદુષી લેખિકાનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આપણા દેશમાં અત્યારે આઝાદી માટે અહિંસાત્મક લડત ચાલી રહી છે એ સમયે આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે, ઇટલીનાં અસંખ્ય વીર પુત્ર પુત્રીઓએ પોતાની માતૃભૂમિની ખાતર જે સંકટો વેઠયાં, જે ભોગો આપ્યાં અને જીવનનાં જે બલિદાન આપ્યાં, એ બતાવનારી રોમાંચક અને વીરરસ ભરી આ કથા વાંચવાથી માલુમ પડશે કે આઝાદી મેળવવી એ કાંઇ રમત નથી. જેનાં હૃદયમાં દેશાભિમાનની ધગધગતી જવાળા ભભુકી રહી હોય એ જ સ્વતંત્રતા ખાતર પોતાનાં પ્રાણ પાથરી શકે. બંદુકોની ગોળીઓનાં સુસવાટ, તોપનાં ગોળાઓનાં ગડગડાટ અને અંધારામાં વીજળીની પેરે ચમકતી તલવારોનાં સમસમાટ વચ્ચે, પોતાની માતૃભૂમિની ખાતર કઠણ છાતી રાખીને સમરક્ષેત્રમાં ઘૂમે એજ વીરપુરૂષ–ખરો દેશભક્ત. ઇટલીનો વીર સેનાપતિ **ગેરિબાલ્ડી** આવો જ દેશભક્ત હતો.

પોતાની જન્મભૂમિની ખાતર દેશવટો વેઠી, પારકા દેશમાં રોટલાનાં ટૂકડાનાં સાંસા પડવા છતાં સ્વદેશ સેવાનાં કઠિનવ્રત ન છોડે એજ ખરો સત્યાગ્રહિ વીર. ઇટલીને પ્રથમ રાષ્ટ્રોદ્ધારનાં પંથે ચડાવનાર ઇટલીનાં મહાન્ સત્યાગ્રહી મેઝિનીએ પોતાની જન્મભૂમિની ખાતર જીવનભર દેશવટો જ ભોગવ્યો. પરદેશી રાજ્યની ધુરા ફગાવી દેવાની એની આતુરતાને લીધે એને એનાં માબાપ, સગાંવહાલાં અને પ્રિય માતૃભૂમિને છોડી ફ્રાંસમાં જઇને વસવું પડ્યું તો ય એ સત્યાગ્રહી વીર ન ડગ્યો તે ન જ ડગ્યો.

ત્યારે ઇટલીનો ઉદ્ધારક કોણ ? સમસ્ત પ્રજાએ કેસરીઆં કરી દેશની આઝાદી મેળવી એ વાત જેટલી સાચી છે તેટલું આ પણ સાચું છે કે એ પ્રજાને જો યોગ્ય અને કુશળ નેતાઓ મળ્યા ન હોત તો તે કશું ન કરી શકત. તેનાં મહાભાગ્યે ઇટલીને મેઝિની જેવો મહાન્ સત્યાગ્રહી, ગેરિબાલ્ડી જેવો વીર સેનાપતિ અને કાવૂર જેવો કુશળ રાજપુરૂષ મળી ગયાં. આ ત્રિપુટીએ ઇટલીને સ્વતંત્ર કરવામાં મહત્વનો ફાળો આપ્યો.

એક વખત ગેરિબાલ્ડીએ એવા શબ્દો ઉચ્ચાર્યા હતા કે ઇટલીને સ્વતંત્ર કરવાનું માન કોઇ એક વ્યક્તિને ઘટતું નથી પણ ઇટલીની ખાતર જાન પાથરનારા અને ઘરબાર કે કુટુંબની પરવાહ કર્યા વગર રણયજ્ઞમાં હોમાઈ જનારાં સંખ્યાબાદ વીર પુરૂષોને એ માન ઘટે છે. પ્રણામ હો સ્વદેશની ખાતર કેસરીઆં કરનારાં એ વીર ઇટાલિયનોને અને નમન હો એ સ્વાતંત્ર્ય ત્રિપુટીને!

વાચકો આ પુસ્તક વાંચી ઇટલીનાં બહાદુર પુત્રોની જેમ આપણા દેશમાં ચાલી રહેલાં અહિંસાત્મક રણયજ્ઞમાં પોતાનો ફાળો આપે તો જ આ પુસ્તક તેઓની સમક્ષ ધરવાનો હેતુ સફળ થયો ગણાય. આશા છે કે પાઠકો આપણી રાષ્ટ્રીય લડતમાં પોતાનો હીસ્સો અવશ્ય આપશે.

**સાંતાક્રુઝ**
તા. ૫-૮-૧૯૨૪

અનુવાદક.

# સમર્પણ.
## પૂજ્ય માતા પિતાને



પૂજ્ય પિતાશ્રી વર્ધમાન જેઠાભાઈ.





પૂજ્ય માતુશ્રી ઝબકબા.

આજ્ઞાંકીત







# અનુક્રમણિકા.



# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનાં સ્થાયી ગ્રાહકોના નિયમો.



ઉદ્દેશઃ—હિન્દની ભૂમિ એની એ છે, ધર્મો પણ એના એ છે, આકાશમાં સૂર્ય અને ચંદ્ર પણ એના એ છે, છતાં એ ભારતવર્ષમાં કળીકાળનો કહેર સર્વત્ર દેખાય છે. દિન પ્રતિદિન દેશની, જાતની, ધર્મની અધમ દશા થતી જાય છે. તેનું કારણ ચારે બાજુથી વિદ્વાનો, સ્વદેશ પ્રેમીઓ શોધી રહ્યા છે, ને શોધતાં શોધતાં એક એ વાતની ખબર પડતી ગઇ કે, દેશ તદ્દન અજ્ઞાન દશાની ઘોર નિંદ્રામાં ઘોરી રહ્યો છે અને એ અજ્ઞાનતાને લઇને આ દશા ઉપસ્થિત થઇ છે. માટે પ્રજાને જાગૃતિમાં લાવવાની જરૂર છે ને તે ખાતર પ્રજા જાગૃતિમાં આવે અને તેને ખબર પડે કે દુનિયામાં પોતાનું સ્થાન ક્યાં છે તેનું ભાન થાય. વળી શિક્ષીત અને સમયનાં જાણ બનાવે એવાં સાહિત્યની ખાસ જરૂર છે. આ ઉદ્દેશ લક્ષમાં રાખી અમારા તરફથી એક ગ્રન્થમાળાની યોજના કીધી છે. ને તેમાં પ્રજાને ચારિત્રવાન, ધર્મિષ્ઠ, સદાચારી, શૌર્યવાન, બાહોશ અને સંપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે, તેમનામાં નવચેતન સ્ફુરે, સ્વદેશાભિમાનીનો અખૂટ ઝરો ઉદ્‌ભવે એવાં પુસ્તકો તેમજ સાથે સાથે ધાર્મિક, નૈતિક અને તત્ત્વજ્ઞાનનાં ગ્રન્થો, ગ્રન્થમાળાના ગ્રાહકોની સેવામાં રજુ કરવામાં આવશે. પુસ્તકો જેમ બને તેમ સચિત્ર, દેખાવડા, કલાવંત શુશોભિત અને સસ્તા બનાવવામાં પુરતુ લક્ષ આપવામાં આવશે. આ યોજના સફળ થયે પુસ્તકોને જેમ બને તેમ વધારે સસ્તાં કરવા ઇચ્છા છે, પણ એ સઘળો આધાર ગ્રાહકો પર છે.

૧. રૂપીઓ એક પ્રવેશ ફી આપવાથી આ ગ્રન્થમાળાના સ્થાયી ગ્રાહક થઇ શકાય છે.

૨. સ્થાયી ગ્રાહકોને ગ્રન્થમાળાનાં સર્વ પુસ્તકોપર ૨૫ (પચીસ) ટકા—રૂપીએ ચાર આના કમીશન આપવામાં આવશે.

૩. ગ્રન્થમાળાના ગ્રાહકને પુસ્તકો બ્હાર પડયેથી ટપાલદ્વારા ખબર આપવામાં આવશે.

૪. પુસ્તક મંગાવ્યા બાદ કોઈ પણ કારણ વિના વી. પી. પાછું ઠેલનારને ગ્રન્થમાળાની ગ્રાહક શ્રેણીમાંથી કમી કરવામાં આવશે. પરંતુ યોગ્ય કારણ હશે તો આગલો ટપાલ ખર્ચ વસુલ કરી ગ્રાહકશ્રેણીમાં કાયમ કરવામાં આવશે.

૫. **ખાસ લાભ** અમારે ત્યાં રાષ્ટ્રીય અને અન્ય પુસ્તકો—ધર્મના, વાર્તાના અને ઐતિહાસિક નોવેલો આદિ પુસ્તકો વેચાય છે. તેમાંથી કોઇ પણ પુસ્તક ખરીદનારને ( જો ગ્રન્થમાળાનો ગ્રાહક હશે તો ) ૧૦ દશ ટકા વળતર કાપી આપશું.

આ ગ્રન્થમાળામાં દરેક પ્રકારનાં પ્રજાને રૂચિકર થઈ પડે તેવાં વારાફરતી પુસ્તકો પ્રસિદ્ધ કરતાં રહીશું. ધર્મ અને તત્વજ્ઞાનના, યોગ અને ફિલસોફી ઉપરનાં પણ પુસ્તકો રજુ કરવામાં આવશે.

**અમારી અર્જ:**—છેવટે ધનિકો પ્રત્યે અમારી નમ્ર વિનંતિ એ છે કે આવાં પુસ્તકો જેમ બને તેમ સસ્તે ભાવે ફેલાવી શકાય તે ખાતર પોતાનો ઉદાર હાથ જરૂર લંબાવશે અને ગ્રન્થમાળાના ગ્રાહકો પ્રત્યે પણ અમારી નમ્ર અરજ છે કે ગ્રન્થમાળાનાં ગ્રાહકોએ પોતાનાં તરફથી એકેક ગ્રાહક વધારી જરૂર સહાયભુત થશે.

આજેજ ગ્રાહક થવા માટે વિચાર કરો ને સાથેના કાર્ડમાં નામ ભરી નીચેના સરનામે રૂપીઓ એક મોકલાવી ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે નામ નોંધાવો.

પાયધુની ટ્રામ જંકશન,
મુંબઇ નં. ૩.

લી. સેવકો,
વર્ધમાન એન્ડ સન્સ.

# ઇટલીનો રણચક્ર.

## પ્રકરણ પહેલું.

### રાષ્ટ્રોદ્ધારના પન્થે.

બે ઇટાલિયન બાળકો ઇ. સ. ૧૮૨૧ માં ઇટલીનાં બે જૂદાં ગામમાં રહેતા હતા. ગ્વીસેપ (જોસફ) મેઝિની જીનોવા શહેરમાં રહેતો હતો અને ગ્વીસેપ (જોસફ) ગેરિબાલ્ડીમાં રહેતો હતો નાઇસ નામના એક નાના બંદરમાં. મેઝિની ૧૮૦૫ માં જન્મેલો અને આ વખતે તે સોળ વર્ષનો હતો જ્યારે ગેરિબાલ્ડી તેનાથી બે વર્ષે નાનો હતો. આ બન્ને બાળકો એકબીજાને ઓળખતા ન હતા. તેઓનાં ઘરબાર એકબીજાથી દૂર હતાં અને તેઓ કોઇ દિવસ ભેગા થાય એવો સંભવ પણ જણાતો ન હતો. પણ વિધાતાના લેખ કંઇ જૂદા જ હતા. રાષ્ટ્રોદ્ધારના પવિત્ર કાર્યમાં ભેગા મળીને કામ કરવાનું, બીજાં અનેક મહાન્ કાર્યો કરવાનું અને પોતાના યુગના અતિ નામાંકિત પુરૂષો ગણાવાનું તેઓના ભાગ્યમાં લખાયેલું હતું.

મોટો ગ્વીસેપ ડૉક્ટર મેઝિનીનો પુત્ર હતો. ડૉક્ટરને આખું જીનોવા માન આપતું. તેઓ દ્રવ્યની લાલસા રાખ્યા વગર ગરીબોની પુષ્કળ સેવા કરતા. ગ્વીસેપની માતા પણ ઉત્તમ ચારિત્ર્યવાળી અને ભલી સ્ત્રી હતી. ગ્વીસેપ તેનો હૃદયમણિ હતો અને તે તેને પ્રાણથી પણ અધિક ચાહતી હતી. ભવિષ્યમાં ગ્વીસેપને લીધે તેને ભારે ખેદ અને ચિંતા ખમવાં પડેલાં છતાં તે તો હમેશાં પોતાને એ પુત્ર આપવા માટે ઇશ્વરનો પાડ માન્યા કરતી.

જ્યીસેપની કલ્પનાશક્તિ અને નિરીક્ષણશક્તિ અદ્‌ભૂત હતી અને તેની સ્મરણશક્તિ એટલી સરસ હતી કે લોકો તેને એક અદ્‌ભૂત બાળક લેખતા. તેના એક સગાએ એવી આગાહી કરેલી કે 'તે તેના કુળનો દીપક થશે અને એક દિવસ આખું યુરોપ તેનાં યશોગાન ગાશે.' જ્યીસેપ દુઃખ અને મુશ્કેલીમાં આવી પડેલા લોકો તરફ ભારે દિલસોજી ધરાવતો. તેની આ વૃત્તિ ખાસ ધ્યાન ખેંચનારી હતી. એક દિવસ એક દુઃખી ભિખારી રસ્તા પર બેઠેલો હતો. તેને જોઇને બાળક તેના ભણી દોડયો અને તેના ગળે વળગી પડીને, તેને દિલાસો આપવા લાગ્યો. સિનોરા મેઝિનીને તે ભિખારીએ કહ્યું, "બાઇ! આ બાળકને તમે ખૂબ ચહાજો કારણ કે તે, મોટો થશે ત્યારે લોકોને ખૂબ ચહાશે." આ શબ્દો જ્યીસેપના ભાવિષ્યના જીવનની આગાહી તરીકે ગણી શકાય કારણ કે તેનું આખું જીવન ઇટાલિયન પ્રજાની સેવામાં જ વ્યતીત થયેલું.

તેર વર્ષની ઉમ્મરે જ્યીસેપ કાયદાનો અભ્યાસ કરવા માટે જીનોવાની વિદ્યાપીઠમાં દાખલ થયો. તેનો સ્વભાવ ઉદાર હતો. તે પોતાનાં પુસ્તકો, કપડાં અને પૈસા સુદ્ધાં પોતાના સહાધ્યાયીઓને વિના સંકોચે આપી દેતો. આથી તે આખી વિદ્યાપીઠમાં બધાને પ્રિય થઇ પડેલો. તેના સહાધ્યાયીઓને તેનો નમ્ર સ્વભાવ અને તોફાની વૃત્તિને અટકાવવાની તેની વીરતા બહુ ગમતાં. તેઓ કોઇ અઘટિત કામ કરી બેસતા ત્યારે તેની પાસે જતાં શરમાતા કારણકે જ્યીસેપ સત્યને ચહાનારો હતો. મોટપણની જેમ બાળપણમાં પણ જ્યીસેપ મેઝિની સ્વભાવે જ બધાનું ભલું ચાહનારો હતો. રાષ્ટ્રોદ્ધારના મહાન્ કાર્યની સિદ્ધિ માટે તે બીજા ઘણાને પોતાની સાથે જોડાવાને લલચાવી શકતો તેનું મુખ્ય કારણ તેનો ઉમદા સ્વભાવ અને ઉચ્ચ આદર્શો હતા.

જ્યીસેપ ગેરિબાલ્ડી એક નાવિકનો પુત્ર તેમજ પૌત્ર હતો. તે ભૂમધ્ય સમુદ્રના કિનારા પરના એક નાનકડા નગરમાં જન્મેલો

જન્મથી જ તેના દિલમાં સમુદ્ર માટે પ્રેમ હતો. નાઇસના બંદરે ખલાસીઓની જૂદી જૂદી પ્રવૃત્તિઓ નિહાળતો તે પોતાના ગોઠીઆઓ જોડે ખેલ્યા કૂદયા કરતો અને જ્યારે તે મોટો થયો ત્યારે તે હોડી હંકારતા શીખ્યો. ગ્વીસેપને એમ જ લાગતું કે ‘ નાવિકના જીવન જેટલું બીજું કોઇ ઉત્તમ જીવન નથી. ’ તેના પિતાશ્રી ડોમીનિકો ગેરિબાલ્ડી એક નાના વેપારી વહાણના નાખુદા હતા અને પોતાનો પુત્ર અનેક મુશ્કેલીઓભર્યા દરિયાઇ જીવનની જંજાળમાં ન પડે એવી તેની ઇચ્છા હતી, આથી તેણે પોતાના ગજા ઉપરાંત પૈસા ખર્ચીને પણ ગ્વીસેપને ભણાવ્યો. ગ્વીસેપ કોઇ કુશળ વિદ્યાર્થી ન્હોતો પરંતુ રોમનો પ્રાચીન ઇતિહાસ વાંચીને અને રોમને દુનિયાની સર્વોપરિ સત્તા બનાવનારા વીર પુરૂષોનાં પરાક્રમો વાંચીને તેને ભારે આનંદ થયો. ઝાડની નીચે પડીને તે કલાકોના કલાકો આ વીરરસભરી કથાઓ રસપૂર્વક વાંચતો અને એ વખતે રમતગમત કે તોફાન સાવ ભૂલી જતો. તેના મિત્રો તેને આવી સ્થિતિમાં ભાગ્યે જ બોલાવતા કારણ કે તેને એ વખતે રમતગમત બિલકુલ ગમતી નહિ. ગ્વીસેપ પોતાના સોબતીઓની અંદર હમેશાં આગેવાન ગણાતો અને તોફાન મસ્તીમાં કે સાહસિક કાર્ય કરવામાં તે હમેશાં મોખરે જ રહેતો. તે જબરો તારો હતો અને માત્ર આઠ વર્ષની ઉમ્મરે તેણે એક ઉંડા ખાબોચીઆમાં પડી ગયેલી ગરીબ ધોબણને બચાવેલી ! મોટપણની જેમ નાનપણમાં પણ તેની વર્તણુક શૌર્ય તેમજ મરદાનગીભરી હતી. તે પોતાથી નાના તથા નબળા છોકરાઓની વ્હારે જતો અને કોઇ પણ પ્રકારની નિર્દયતા કે નીચતા સામે સબળ વિરોધ ઉઠાવતો. ગ્વીસેપ પોતાનાં માતાપિતાને અને ખાસ કરીને માને બહુ ચાહતો. પોતાની મા વિષે તે લખે છે કે:—“બધી માતાઓમાં તે આદર્શ મા હતી. મારામાં જે થોડી ઘણી ભલાઈ જોવામાં આવે છે તે મારાં પ્રત્યેના તેના પ્રેમ અને દિવ્ય માધુર્યને આભારી નથી શું ? ” પોતાના દેશ પ્રત્યે

ઉંડો પ્રેમ રાખવાનું શિક્ષણ તેને તેની માતા તરફથી મળેલું. આ પ્રેમ તેના જીવનનું મુખ્ય અંગ થઇ પડયું અને તેના વડે જ તે ઇટલીનો મહાન રાષ્ટ્રવીર થવા પામ્યો.

આશરે પંદર વર્ષની ઉમ્મરે ગ્વીસેપ નિશાળ અને શાંત જીવનથી કંટાળ્યો. આથી તેણે સમુદ્રયાત્રાએ નીકળી પડવાનો નિશ્ચય કર્યો. આ કાર્યમાં તેની જોડે બીજા બે ત્રણ સોબતીઓ જોડાયા અને કેટલોક ખોરાક અને માછલીઓ પકડવાનો સામાન લઇને તેઓએ એક નાની હોડીમાં ઝુકાવ્યું. ઉપડતાં વેંત તેઓ તો જીનોવા પહોંચી જવાનાં સ્વપ્નાં જોવા લાગ્યા. પરંતુ ડોમીનિકોએ મોકલેલું વહાણ તેઓની પછવાડે હતું અને તેઓ અધવચ્ચે જ પકડાઇ ગયા. આ રીતે ભારે નાખુશી સાથે ગ્વીસેપને પાછા ઘેર આવવું પડ્યું. તેના પરાક્રમની આ પહેલી સફર હતી.

ડોમીનિકો ગેરિબાલ્ડીની હવે ખાતરી થઇ ગઇ કે નાવિકના જીવન વગર પોતાના પુત્રને બીજા કશાથી સંતોષ વળે તેમ ન્હોતું. આથી તેણે તેને એક વેપારી વહાણમાં કેબીન બોય તરીકે ઓડેસા જવાની રજા આપી. પોતાના નવા જીવનથી ગ્વીસેપ તો અંજાઇ ગયો. તે તો એમ જ માનતો કે તેનો નાખુદા એન્જેલો પીસાંટ બધા નાવિકોમાં ઉત્તમ હતો અને તેનું વહાણ બધાં વહાણોમાં પહેલા નંબરનું હતું. ત્યાર પછીની સમુદ્રયાત્રાઓ વખતે તે પોતાના પિતાના વહાણ સાંતા રેપારાતામાં પોતાના બાપની જોડે જ ગયેલો અને આવા પ્રવાસોમાંનો એક ગ્વીસેપ માટે ચીરસ્મરણીય રહ્યો, કારણ કે એ વખતે પહેલી જ વાર તેણે રોમનાં દર્શન કર્યાં. તેનાં ભવ્ય ખંડિયરો વચ્ચે ઉભા રહેતી વખતે પોતાના વિદ્યાર્થી જીવનમાં વાંચેલી બધી વીરરસભરી કથાઓ ગ્વીસેપના મગજમાં તાજી થવા લાગી અને એક વખતના મહાન્ નગરને પાછું એવું કીર્તિમાન્ અને વૈભવશાળી થયેલું જોવાની મહત્ત્વાકાંક્ષા તેના દિલમાં ઉદ્‌ભવી.

બન્ને ગ્વીસેપનાં જીવનના બનાવો અને તેઓનાં અનેક પરાક્રમો બરાબર સમજવાને આપણે તેઓના દેશનો એ વખતનો થોડોક ઇતિહાસ જાણવો જોઇએ. આપણે આ બાળકોના જન્મ પહેલાં છેક ઇ. સ. ૧૮૦૦ ની સાલ તરફ વળીશું, જે વખતે નેપોલિયન બોનાપાર્ટની સરદારી હેઠળ ફ્રેંચ સેનાએ ઓસ્ટ્રિયનોને મારેંગો મુકામે સખ્ત હાર આપેલી.

એ વખતે ઇટલી હમણાંની જેમ એક સંયુક્ત રાજ્ય ન્હોતું પણ તે નોખાં નોખાં રાજ્યોમાં વિભક્ત થયેલું હતું અને દરેક રાજ્યનો એક નોખો રાજકર્તા હતો. ઇટલીમાં પોતાને દાખલ થતાં અટકાવનાર ઓસ્ટ્રિયન લશ્કરને મારેંગોની લડાઇમાં હરાવ્યા પછી નેપોલિયને આખો દ્વિપકલ્પ સપાટાબંધ જીતી લીધો, બધા રાજા-રજવાડાઓ નાસી ગયા અને તેણે તેઓનાં રાજ્યો પોતાના મિત્રો તથા સગાંઓને વહેંચી આપ્યાં. ફ્રાંસના શહેનશાહ બન્યા પછી ૧૮૦૪ માં નેપોલિયને ઇટલીનું સુપ્રસિદ્ધ લોખંડી તાજ પહેરીને પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. આ સમારંભ મોંઝાના દેવળમાં થયેલો. તે વખતે તેણે પોતાને હાથે જ એ લોખંડી તાજ પોતાને માથે મૂકેલું અને બોલી ઉઠેલો:-"ઇશ્વર કૃપાથી મને આ તાજ મળ્યું છે. ખબરદાર જો કોઈ તેને અડક્યું તો."

આમ ઇટાલિયનો થોડા સમય માટે ફ્રેંચ શહેનશાહની રૈયત બની. નેપોલિયન જે જે યુદ્ધો કરતો તેને નિભાવવા તેઓને કર આપવો પડતો અને જુવાનીઆઓને તેના લશ્કરમાં પણ જોડાવું પડતું. રાજકર્ત્તા બદલાવાથી તેઓને ઘણા લાભો થયા. ઇટલીની સુધારણા અર્થે ફ્રેંચોએ પુષ્કળ દ્રવ્ય ખરચ્યું. મોટાં શહેરોમાં તેઓએ નવી ઢબનાં મકાનો બંધાવ્યાં, ગરીબ બાળકો માટે નિશાળો ખોલી, નવા પૂલો, રસ્તાઓ અને નહેરો બંધાવ્યાં, જેથી પ્રવાસીઓને ભારે રાહત મળી; વેપાર અને ખેતીથી લોકોને સારો નફો મળવા લાગ્યો અને લોકો સમૃદ્ધ બન્યા. એક ન્યાયી અને સુવ્યવસ્થિત

રાજ્યતંત્રથી શા ફાયદા છે તે તેઓને પહેલી જ વાર જાણવા મળ્યું. ફ્રાંસમાં વીશ વર્ષ પૂર્વે થએલા મહાન્ વિપ્લવમાં ફ્રેંચ પ્રજાએ પોતાના માટે આઝાદી જીતી લીધેલી અને પ્રજાના રાજકાજમાં ભાગ લેવાનો પોતાનો હક્ક પ્રાપ્ત કરેલો. તેઓએ આવા ઉત્તમ વિચારો ઇટલીમાં દાખલ કર્યા અને તેઓના સારા રાજ્યતંત્રને લીધે ઈટાલિયનો છૂટાપણા અને ન્યાયનો અર્થ સમજવા લાગ્યા.

પણ ફ્રેંચ સત્તા લાંબો વખત ઇટલીમાં ટકી નહિ. યૂરોપના બધાં રાષ્ટ્રો નેપોલિયનની સામે થવામાં એકત્ર થઇ ગયાં. તેઓએ તેને હરાવ્યો, પદભ્રષ્ટ કર્યો અને સેંટ હેલિનાના ટાપુમાં કેદ કર્યો, જ્યાં તે ૧૮૨૧ માં મરણ પામ્યો. પછી યુરોપનાં રાષ્ટ્રોએ શાંતિ સ્થાપવાનું કાર્ય હાથ ધર્યું અને નેપોલિયનની જીતોથી બગડેલી વ્યવસ્થાને બને તેટલી પાછી સ્થાપવાને ૧૮૧૪ માં વિયેના મુકામે એક મહાસભા મળી. ઇટલીમાંથી ફ્રેંચ લશ્કરે ઉચાળા ભર્યા એટલે ઇટલી પાછું નોખાં નોખાં રાજ્યોમાં વહેંચાઇ ગયું. ઉત્તરમાં સાર્ડિનિયાના રાજ્યપર વિક્ટર ઇમેન્યુઅલ પહેલો રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં પીડમોંટ, સેવોય, સાર્ડિ-નિયાનો ટાપુ, જીનોવા અને નાઇસનો સમાવેશ થઇ જતો હતો. આમ જીનોવા તેમજ નાઇસના બે ગ્વીસેપો સાર્ડિનિયાના રાજાની પ્રજા હતા. ટસ્કેનીમાં લીઓપોલ્ડ નામનો ઓસ્ટ્રિયન રાજા રાજ્ય કરતો હતો. પાર્માનું રાજ્ય આસ્ટ્રિયન શહેનશાહની પુત્રી અને ફ્રાંસની માજી શહેનશાહબાનુ મેરી લુસીને સોંપાયેલું હતું. લ્યુક્રા અને મોડેનાનાં નાનાં રાજ્યો ઉમરાવોના હાથમાં હતાં. અને પોપ પોતાના મુલકપર રાજ્ય ચલાવતો હતો. દક્ષિણમાં આવેલા નેપલ્સ અને સિસિલીપર ફરડિનાન્ડ પહેલો રાજ્ય ચલાવતો હતો. લોમ્બાર્ડી અને વેનેશિયાના બે સુંદર પ્રાંતો ઓસ્ટ્રિયાને પાછા સોંપી દેવામાં આવ્યા હતા.

પોતાના રાજાઓને પાછા ગાદીએ આવેલા જોઇને પ્રજાને પહેલાં તો આનંદ થયો પણ જ્યારે તેઓ પર જુનીપુરાણી ઢબથી રાજ્ય ચાલવા માંડ્યું, જાતજાતનો ત્રાસ પડવા લાગ્યો અને અનેક સંકટો પડવાં માંડ્યાં ત્યારે તેઓનો આનંદ ક્યાંઇ ઉડી ગયો અને તેઓની આંખ ઉઘડી. દરેક ઇટાલિયન રાજા એમજ માનતો કે તેને પોતાની મરજી મુજબ રાજ્ય ચલાવવાનો હક્ક હતો અને તે પોતાની પ્રજા પ્રત્યેના કર્તવ્યનું ભાગ્યેજ ભાન રાખતો. તેની સત્તા પર અંકુશ મૂકનાર કે પ્રજાની ઇચ્છાઓ રજુ કરનાર કોઇ પ્રજામંડળ એ વખતે ન્હોતું. સત્તા અને ધનદોલતનો અમીર વર્ગે જ ઇજારો રાખેલો, જેઓ એ બન્ને વસ્તુઓનો દેશહિતાર્થે ઉપયોગ કરતાં શીખ્યા જ ન્હોતા. ગરીબવર્ગ ભયંકર દુઃખ અને અજ્ઞાનતામાં સબડ્યા કરતો હતો. ભારે કરવેરા અને ત્રાસદાયક કાયદાઓથી તેઓ ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠતા અને લાંચરૂશ્વત એટલી બધી ચાલતી કે તે વગર ન્યાય મેળવવાની આશા વ્યર્થ જ જતી. આ બધાં ઉપરાંત વિચાર કે વાણીનું છૂટાપણું પણ પ્રજાના નશીબમાં ન્હોતું. પોતાને અન્યાય થાય તો પણ એકકે માણસ ફરિયાદ કરી શકતો નહિ કે ખૂલ્લેખૂલ્લું બોલી શકતો નહિ. કારણ કે તેમ કરવા જતાં તેને કેદ ભોગવવી પડતી, કે દેશપાર થવું પડતું અથવા મિલકત જપ્ત કરાવવી પડતી. કાયદાનો ભંગ ન થયો હોય તો પણ તેને પકડવામાં આવતો અને મુકદ્દમો ચલાવ્યા વગર તેને વર્ષો સુધી કેદમાં ગોંધી રાખવામાં આવતો.

અગાઉ ઇટાલિયન પ્રજા જો કે દુઃખી અને અસંતોષી હતી છતાં તે બળવો કરવા જેટલી જાગૃત કે સબળ ન્હોતી. પણ હવે આઝાદીનો સ્વાદ ચાખ્યા પછી તેઓ ગૂપચૂપ જુલમ વેઠી લે એ અશક્ય હતું. દરેક રાજ્યના ડાહ્યા અને ઉત્તમ નાગરિકો આ દુઃખદાયક સ્થિતિ ટાળવાને ઉભે પગે તૈયાર હતા. આ દેશભક્તો—રાષ્ટ્રવીરોની નજર આગળ બીજી સ્વતંત્ર અને સુખી પ્રજાઓનાં સુખો તરવરવાં લાગ્યાં અને તેઓએ પણ પોતાના દેશબંધુઓ માટે એવી સ્વતંત્રતા

મેળવવાનો નિશ્ચય કર્યો. આ એક મુશ્કીલ અને ભયંકર કાર્ય નિવડ્યું કારણ કે રાષ્ટ્રવીરો પર બળવાખોરો અને દેશની ખરાબી કરનારા હોવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો અને એવા ગણી તેઓને સખ્ત શિક્ષા કરવામાં આવી. પોતાના દેશહિત માટે ખૂલ્લી રીતે કાર્ય કરવાની મનાઇ હોવાથી કેટલાય દેશભક્તો કારબોનેરી નામના એક ગુપ્તમંડળમાં જોડાયા. આ મંડળના સભ્યોને દેશની આઝાદી માટે પ્રયાસો કરવાના અને જરૂર પડે તો હથિયાર ઉપાડવાના સોગંદ લેવા પડતા. આ ગુપ્તમંડળ સ્થાપવાનો વિચાર પ્રથમ કોયલા બનાવનારાઓને સૂઝેલો અને તેથી જ આ મંડળનું નામ ( Carbon પરથી ) કારબોનેરી રાખવામાં આવેલું. ધીરે ધીરે તેમાં પુષ્કળ લોકો જોડાયા. તેઓ વારંવાર બળવાઓ કરતા અને તેઓ સરકારના ભયંકર શત્રુ બની બેઠેલા. આ લોકોમાંના ઘણા સંભાવિત, ન્યાયશીલ, સુશિક્ષિત અને ડાહ્યા માણસો હતા. તેઓ બીજા સ્વતંત્ર દેશોમાં મહાન્ પદવીઓ ભોગવે તેવા હતા. પણ ઇટલીમાં ચાલતા જુલમ અને અન્યાયને લીધે પોતાના દેશની ખાતર તેઓને કાવત્રાં કરવાની અને બંડો ઉઠાવવાની ફરજ પડેલી.

દેશી રાજાઓનાં અન્યાયી રાજ્યો સામે થવાનું એક જ કામ ઇટાલિયનોને માથે ન્હોતું. વધારે તો તેઓને પરદેશીઓનો જુલમ સાલતો હતો. નેપોલિયનની પહેલાં ઓસ્ટ્રિયનોની જેટલી સત્તા હતી તેટલી બધી તેઓએ પાછી મેળવી લીધી હતી અને જો કે લોમ્બાર્ડી અને વેનેશિયામાં તેઓની શાસનપદ્ધતિ ઇટાલિયન રાજાઓની કરતાં વધારે સારી અને ન્યાયી હતી તોપણ તે પરદેશી હોઇ પ્રજાથી તે સાંખી શકાતી ન્હોતી. પ્રજાનું ઇટાલિયનપણું–પ્રજાની અસ્મિતા વિસરાવી દેવાના પરદેશીઓ પૂરા પ્રયાસ કરતા અને પરદેશી રાજકર્તાઓને હાંકી કાઢવાના લોકોના નાના સરખા પ્રયાસને પણ દાબી દેવા માટે ઓસ્ટ્રિયન લશ્કર ચોવીસે કલાક તૈયાર રહેતું. આ

વિદેશી સૈનિકોપર પ્રજાનો સખ્ત અણગમો હતો કારણ કે તેઓ છયેક ફાવે તેવું ઘાતકીપણું અને જંગલીપણું આચરતા.

આમ ઇટાલિયનોને બે પ્રકારનું છૂટાપણું જીતવાનું હતું. તેઓને પોતાના રાજાઓની ઘાતકી તથા અન્યાયી સરકારના હાથમાંથી છૂટા થવાનું હતું અને પરદેશી ધુંસરીને ફેંકી દેવાની હતી. આઝાદીની આ લડત રાષ્ટ્રવીરોએ ઉપાડી લીધી અને સખ્ત હાડમારીઓ અને અસંખ્ય જાનોની આહુતિ પછી તેઓને પોતાની ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ. આપણે તો તેને ઇટલીની આઝાદી કહીએ છીએ, પણ ઇટાલિયનો તો તેને ' પુનર્જીવન ' કહે છે કારણ કે તેઓ એમ માને છે કે જે ઇટલી મરણ પામ્યું હતું તે પાછું સજીવન થયું છે; કબરમાંથી ઉઠીને તેણે નવજીવન પ્રાપ્ત કર્યું છે.



# પ્રકરણ બીજું.

## વિપ્લવનાં મંડાણ.

ઈ. સ. ૧૮૧૪માં જે જે રાજાઓ પોતાની ગાદીએ પાછા આવ્યા તેમાંનો એક ફરડિનાન્ડ પહેલો હતો. તે સિસિલીનો રાજા હતો અને બુર્બોં વંશમાંથી ઉતરી આવેલો હતો. નેપોલિયન કહેતો કે બુર્બોં વંશના માણસો કંઇ શીખવાના યે નહિ અને કંઇ ભૂલવાના યે નહિ. ગાદી ખોયા પછી ફરડિનાન્ડને જે હાડમારીઓ ભમવી પડેલી તે તેની આંખો ઉઘાડવા માટે પુરતી ન્હોતી. પોતાના દેશની તથા આખા યુરોપની બદલાયેલી પરિસ્થિતિનું તેને હજી ભાન થયું ન્હોતું. તે તરૂણાવસ્થામાં એવું જ શીખેલો કે રાજા એક દિવ્ય વ્યક્તિ છે અને પ્રજાએ તેની ઇચ્છાનુસાર જ વર્તવું જોઇએ. હજી આ પાઠ તે ભૂલ્યો ન્હોતો. પણ ફરડિનાન્ડની ગેરહાજરીમાં તેની પ્રજાએ ફ્રેંચોના રાજ્ય હેઠળ ઘણાં નવા વિચારો અપનાવેલા. લોકો આઝાદીના સિદ્ધાંતો શીખી ગયા હતા અને એનો અમલ થાય એમ તેઓ ઇચ્છતા હતા. તેઓ પોતાના ફરી ગાદીએ આવેલા રાજા પાસેથી પ્રજા પ્રત્યે તેનું શું કર્ત્તવ્ય હતું તે નક્કી કરવાનો પ્રજાનો હકક અને તે મુજબનું રાજ્ય બંધારણ મેળવવા માગતા હતા. રાજાની પ્રજા પ્રત્યે અને પ્રજાની રાજા પ્રત્યે શી શી ફરજો હોવી જોઇએ એ નક્કી કરવા માટે રાજા તથા પ્રજા વચ્ચે પરસ્પર પ્રેમ રહે એ જાતની વ્યવસ્થા સ્થાપવાને લોકો ઉત્કંઠ હતા.

દરેક સુશિક્ષિત દેશમાં સાચી અને ન્યાયી રાજવ્યવસ્થાના પાયા તરીકે આવી કોઇ વ્યવસ્થા સ્વીકારવામાં આવે જ છે. આમ ફરડિનાન્ડની પ્રજા પોતાના હક્કોના તથા છૂટાપણાના રક્ષણ માટે જ આવી વ્યવસ્થા માગી રહી હતી અને તે વાજબી જ હતું. પરંતુ

પ્રજાના આ નવા ફુટી નીકળેલા વિચારો સાંભળી વૃદ્ધ રાજાની ચાર આંખો થઇ કારણ કે એવું કોઇ રાજ્યબંધારણ નક્કી કરવાથી પોતાની સત્તા પર અંકુશ મૂકાય એ તેને સ્પષ્ટ લાગતું હતું. આથી બળવો સળગી ઉઠયો ત્યાં સુધી તેણે પોતાની પ્રજાની માગણીઓને ઉડાવ્યા જ કરી.



ઇ. સ. ૧૮૨૦ની પહેલી જુલાઇના દિવસે મોરેલી અને સિલબાટી નામના બે જુવાન સરદારોએ કારબોનેરીનો વાવટો ફરકાવ્યો અને ઘોડેસવારોની એક ટૂકડીની સરદારી લઇ તેઓએ નેપલ્સ ભણી કૂચ કરી. તેઓની સામે લડવા માટે જે લશ્કર મોકલવામાં આવેલું તે બળવાખોરોની તરફ પૂરી સહાનુભૂતિ ધરાવતું હતું. આથી તે લશ્કરને પાછું બોલાવી લેવામાં આવ્યું અને લશ્કર વગરના રાજાના હાથ હેઠા પડયા. તેણે ઢંઢેરો પીટાવ્યો કે "હું રાજીખુશીથી રાજ્યબંધારણ નક્કી કરવાના અને એક પ્રજામંડળ ચૂંટી કાઢવાના હક્કો પ્રજાને બક્ષું છું." તા. ૧૩ મી જુલાઇએ ફરડિનાન્ડે ધર્મસ્થાનમાં ઉભા રહીને આ નવું રાજ્યબંધારણ નિભાવવાના નીચેના શબ્દો ઉચ્ચારી સોગંદ લીધાઃ—"જો હું જૂઠું બોલતો હોઉં અથવા મારા સોગંદ તોડવાનો ઇરાદો રાખતો હોઉં તો હે સર્વશક્તિમાન્ પ્રભો ! મારો સર્વનાશ થજો !"

નેપલ્સની પ્રજાના એ વખતના આનંદ અને ઉત્સાહ વર્ણવ્યા જાય તેમ નથી. લડયા વગર કે લોહીનું એક પણ ટીપું પાડયા વગર તેઓ આઝાદી મેળવવા પામ્યા હતા. જેઓ ફરડિનાન્ડનો લુચ્ચો સ્વભાવ જાણતા હતા તેઓને પણ શંકા ન્હોતી રહી કે પોતે આપેલા હક્કો પાછા છીનવી લેવા માટે અનુકૂળ સંજોગોની જ રાજા રાહ જોઇ રહ્યો હતો.

પણ આ નવું બંધારણ, સિસિલીની પ્રજાએ તો મંજૂર રાખ્યું નહિ. તેઓ તાલીમ વગરના લોકો હતા. અને તેઓ પોતાને બીજી બધી પ્રજાઓ કરતાં અને ખાસ કરીને તેઓના પાડોશીઓ—

નેપલ્સના લોકો કરતાં ચઢિયાતા માનતા હતા. આ સંબધી સિસિલીમાં એક કહેવત છે કે ' માણસો અને ભેવકુફોને છૂટા પાડવાને ઇશ્વરે મેસિનાની સામુદ્રધુની બનાવી છે. ' તેઓ રાજા ફરડિનાન્ડની રૈયત હતી તોપણ તેઓનું એક અલગ રાજ્ય ગણવામાં આવતું અને તેઓના પર તેઓના પોતાના કાયદા પ્રમાણે જ રાજ્ય ચલાવવામાં આવતું. આવી રાજ્યપદ્ધતિ માટે તેઓને ભારે અભિમાન હતું. પણ રાજ્યગાદીએ પાછા આવતાં વેંત ફરડિનાન્ડે ફરમાન કાઢ્યું કે ' સિસિલીનિવાસીઓની રાજ્યપદ્ધતિ રદ કરવામાં આવે છે અને તેઓના પર નેપલ્સના કાયદા મુજબ રાજ્ય ચલાવવામાં આવશે. ' આ નવી વ્યવસ્થાથી તેઓનું લોહી ઉકળી ઉઠ્યું અને આખા દ્વિપમાં જબ્બર હુલ્લડ જાગ્યું. રાજાએ પોતાના પવિત્ર શપથ તોડવાના બ્હાના તરીકે આ હુલ્લડનું કારણ આગળ ધર્યું પણ પોતાની પ્રજાને દાબી દેવાને તેને ઓસ્ટ્રિયન સૈનિકોની મદદ મળી નહિ ત્યાં લગી તે મૂંગો જ બેસી રહ્યો.

ઇ. સ. ૧૮૨૦ના ડીસેંબરમાં તે ઓસ્ટ્રિયા અને રશિયાના શહેનશાહોને તથા પ્રસિયાના રાજાને મળવાને લાઇબક ગયો. આ ત્રણે રાજકર્તાઓએ મૈત્રિ કરી, જેને તેઓ પવિત્ર મૈત્રિ કહેતા અને તેઓનો મુખ્ય સલાહકાર ઓસ્ટ્રિયાનો ચાન્સેલર પ્રિન્સ મેટરનિશ હતો. તે એ વખતનો જબરો મુસદ્દી હતો. રશિયાનો શહેનશાહ એલેકઝાંડર પહેલો અને પ્રસિયાનો રાજા ફ્રેડરિક વિલિયમ ત્રીજો અમુક હદમાં રહીને પોતાનાં રાજ્યતંત્રોમાં સુધારો કરવાની તરફેણમાં હતા પરંતુ ઓસ્ટ્રિયાના સત્તાલોભી શહેનશાહ ફ્રાંસિસ પહેલાની અને મેટરનિશની સલાહ આગળ તેઓ દબાઇ જતા હતા. આ બન્ને ઓસ્ટ્રિયનો પ્રજાને હક્કો આપવા એને ' અક્ષમ્ય ગુન્હો ' ગણતા. ' આઝાદી ' ની હાકલ પ્રત્યે તેઓને સખ્ત અણગમો હતો. કારણ કે યુરોપની એકેએક રાજ્યગાદીને હચમચાવી મૂકનાર અને આખા યૂરોપને લડાઇમાં ધસડનાર

ફ્રેન્ચ વિપ્લવની ' આઝાદી ' એ જ રણહાક હતી. તેઓએ નિશ્ચય કરી મૂકેલો કે મહા મહેનતે સ્થપાયેલી શાંતિને જાળવી રાખવાનો તથા સ્વરાજ્યને લગતા પ્રજાના નવા વિચારો સામે રાજકર્તાની સત્તાનું રક્ષણ કરવાનો બેવડો હેતુ આ પવિત્ર મૈત્રિથી સધાવો જોઇએ. ઓસ્ટ્રિયામાં બળવાના એકેએક ચિહ્નને નિર્દયપણે ભૂંસી નાખવામાં આવતું અને જૂનુંપુરાણું આપખુદ રાજ્યતંત્ર ચાલૂ રાખવામાં આવેલું. મેટરનિશે નેપલ્સના રાજાને સમજાવ્યું કે પ્રજાને હક્કો આપવાનું વચન તેની પાસેથી બળજબરીથી લેવાયેલું હોવાથી તે તેને બંધનકર્તા ન્હોતું. તેણે તેને એવી સલાહ આપી કે તેણે હવે પોતાની ઉદ્ધત પ્રજાને બરાબર સજા કરવી જોઇએ. ફરડિનાન્ડને તો "ભાવતું હતું અને વૈદ્યે કહ્યું" એવો ઘાટ થયો. તેણે તરત જ આ વાત ઉપાડી લીધી. તેણે નેપલ્સ પત્ર લખી મોકલ્યો કે ' સિસિલીમાં બળવો જાગ્યાથી પ્રજાને અપાયેલું રાજ્યબંધારણ પાછું ખેંચી લેવામાં આવે છે અને પોતે ઓસ્ટ્રિયન સેનાની સરદારી લઇને ટુંક વખતમાં નેપલ્સ આવી લાગશે. ' કારબોનેરીના એક સભ્ય જનરલ પેપે લોકોને આ હુકમની સામે થવાને ઉશ્કેર્યા. ચઢાઇ લાવનારી સેનાની સામે થનારા નેપલ્સના લશ્કરની સરદારી તેણે લીધી પણ માત્ર આઠ હજાર સૈનિકો વડે તે ઓસ્ટ્રિયનોના ત્રીસ હજાર સિપાહીઓની સામે થઇ શક્યો નહિ અને બહાદૂરીથી લડવા છતાં તે ઇ. સ. ૧૮૨૧ ના માર્ચની સાતમી તારીખે રીટી મુકામે હાર્યો.

આથી બંડખોરો, ક્રૂર ફરડિનાન્ડની જાળમાં સપડાયા. તેણે એક લશ્કરી લવાદ નિમ્યું, જેનો ધંધો રાજાના શત્રુઓ પર વેર લેવાનો જ હતો અને એમ કહેવાય છે કે એક વર્ષની અંદર આઠસો માણસોને રાજાના હુકમથી મારી નાખવામાં આવ્યા.

પ્રજા પણ અડગ રહી. તેઓએ પ્રાણ આપ્યા પણ નમ્યા નહિ. માત્ર પોતાના દગાખોર રાજાની સામે જ નહિ પણ પોતાની

આઝાદીને કચડી રહેલા પરદેશી સૈનિકો સામે પણ તેઓના હૃદયમાં સખત ક્રોધાગ્નિ સળગી રહ્યો હતો.

નેપલ્સમાં થયેલા બળવાની સાર્ડિનિયાના રાજ્ય પર પણ અસર થઇ.

૧૮૨૧ માં વિકટર ઇમેન્યુઅલ પહેલાનો જુવાન પિત્રાઇ અને કેરિગનાનોનો રાજકુમાર ચાર્લ્સ આલ્બર્ટ ટ્યુરિનમાં તેની જોડે જ રહેતો હતો. વિકટર ઇમેન્યુઅલ તથા તેના નાના ભાઈ ચાર્લ્સ ફેલિકસને કંઈ સંતતિ ન હોવાથી કેરિગનાનોનો રાજકુમાર જ તેનો ગાદીવારસ હતો. આ વખતે તેની ઉમ્મર બાવીસ વર્ષની હતી અને તેનું લગ્ન ટસ્કેનીની શાહજાદી મેરિયા ટેરેસા જોડે થયું હતું, જેના વડે તેને એક પુત્ર થયો હતો. એ પુત્રનું નામ તેણે રાજાની યાદગીરીમાં વિકટર ઇમેન્યુઅલ પાડયું હતું. ચાર્લ્સ આલ્બર્ટ ખુબસૂરત હતો અને તેનો સ્વભાવ મળતાવડો તથા દયાળુ હતો. તેની રીતભાતો સુંદર હતી. રણાંગણમાં એક વીર યોદ્ધા તરીકે તેણે પોતાનું પાણી કયારનું બતાવી આપ્યું હતું પણ સત્યને ગમે તેટલા વિરોધ છતાં આગ્રહપૂર્વક વળગી રહેવાની માનસિક સબળતાની તેનામાં ખામી હતી. તેની આ અસ્થિર વૃત્તિને લીધે જ તેને અનેક વિપત્તિઓ ખમવી પડેલી.

કેટલાક જુવાન ઉમરાવો ચાર્લ્સ આલ્બર્ટના અંગત મિત્રો હતા અને તેઓ છૂપી રીતે કારબોનેરી—ગુપ્તમંડળમાં જોડાયા હતા. તેઓનો સરદાર બહાદૂર કાઉંટ સેન્ટોર ડિ સાન્ટા રોસા હતો. નેપલ્સના રાષ્ટ્રવીરોની જેમ તેઓ પણ પોતાના દેશબંધુઓ માટે એક પ્રજામંડળ અને રાજ્યબંધારણ મેળવવાને તલસી રહ્યા હતા. ચાર્લ્સ આલ્બર્ટની મિત્રાચારી પર વિશ્વાસ રાખી તેઓએ પોતાનું દિલ તેની આગળ ખૂલ્લું કર્યું અને તે તો તેઓના ઉચ્ચ મનોરથો અને નિઃસ્વાર્થ હેતુઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હોઇ તેણે આ સંબંધમાં રાજાને મળી કંઇક કરવાનું વચન આપ્યું. પણ વિકટર ઇમેન્યુ-

અલ જૂના જમાનાનો માણસ હતો અને તેણે રાજ્યબંધારણના હક્કો આપવાની ના પાડી દીધી. નેપલ્સમાં બળવાનો વિજય થયેલો જોઇ સાન્ટા રોસા અને તેના મિત્રોના દિલમાં નવું જોશ આવ્યું અને તેઓએ પીડમોંટમાં બળવો જગાડવાનો નિશ્ચય કર્યો. અને એ જ દિવસે એલેસાંડ્રિયામાં તથા ટ્યુરિનમાં પણ બળવો જગાડવો એવું નક્કી થયું. તેઓ રાજાને કશી હાનિ પહોંચાડવા માગતા ન્હોતા પણ તેઓ એમ માનતા હતા કે તેઓને અંતઃકરણપૂર્વક મેદાને પડેલા જોઈ રાજા માની જશે. બળવા માટે ૧૮૨૧ ના માર્ચની દશમી તારીખનો દિવસ નક્કી કરવામાં આવ્યો. બળવાને થોડા દિવસની વાર હતી તે પહેલાં એક દિવસ સાન્ટારોસા અને તેના મિત્ર ગિયાસિંટો ડિ કોલેગ્નોએ, ચાર્લ્સ આલ્બર્ટની મદદની આશાએ પોતાની આખી યોજના તેને વિગતવાર સમજાવી. આ વખતે ચાર્લ્સે એમાંથી એક પક્ષ લેવો જોઇતો હતો. તેણે ખૂલ્લી રીતે દેશભક્તોના પક્ષમાં જોડાવું જોઇતું હતું અથવા તેઓની સામે ખૂલ્લો વિરોધ દર્શાવવો જોઇતો હતો. પણ કોઇ નિશ્ચિત પગલું લેવું એ તેનો સ્વભાવ જ ન્હોતો. એક દિવસ તે બળવાખોરોની વાતો સહાનુભૂતિ-પૂર્વક સાંભળતો તો બીજે જ દિવસે તેણે આપેલી આશાઓ પર તે પાણી ફેરવતો. પોતાના મિત્રો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાની અને રાજા પ્રત્યે બેવફા ઠરવાના ભયની, એમ બે જૂદી જૂદી વૃત્તિઓ વચ્ચે તેના દિલમાં તુમૂલ યુદ્ધ જાગ્યું. એક બાજૂથી તેણે સાન્ટા-રોસાને બળવો માંડી વાળવાની સલાહ આપી અને બીજી તરફથી તેણે રાજાને તેની સામે આવતા ભયની ચેતવણી આપી.

બળવો માંડી વાળવાનો સંદેશો લાવનારો દૂત એલેસાંડ્રિયા મુકામે બહુ મોડો પહોંચ્યો. બળવાખોરો ટ્યુરિન આવવાને ઉપડી ચૂકયા હતા અને જોતજોતાંમાં તેઓ કારબોનેરીના વાવટાઓ ફરકાવતાં ટ્યુરિન આવી પહોંચ્યા. રાજાએ તથા તેના પ્રધાનોએ કાવત્રાંખોરોની સામે કશાં પગલાં લીધાં નહિ. ટ્યુરિનના કિલ્લામાં રહેતા ૭ હજાર

સૈનિકોના બળપર તેઓ મુસ્તાક હતા. પણ બે દિવસ પછી માર્ચની બારમી તારીખે લાલ, કાળો, અને વાદળી રંગના વાવટાઓ ફરકાવતા લોકોના ટોળાથી શહેરના મહોલ્લાઓ ભરચક થઈ ગયા. તેઓ ખૂબ ઉશ્કેરાઇ ગયા અને રાજ્યબંધારણની માગણી કરવા લાગ્યા. રાજ્યમહેલના રક્ષકો રાજાને વફાદાર રહ્યા અને અમલદારોએ લોકસમૂહ પર ગોળી છોડવાનો હુકમ માગ્યો. વિક્ટર ઇમેન્યુઅલ પોતાની પ્રજા પુર ગોળીઓનો વરસાદ વરસાવે તેવો ક્રૂર ન્હોતો. પણ તેઓની માગણીઓ સ્વીકારે તેવો નરમ પણ ન્હોતો. તેણે પોતાના પ્રધાનોને બોલાવ્યા, પોતાની રાજ્યગાદીનું રાજીનામું આપ્યું અને ચાર્લ્સ આલ્બર્ટને રીજંટ—કામચલાઉ રાજકર્તા નિમીને તે તથા રાણી, ટ્યુરિન છોડી ગયાં.

રાજાના આવા પગલાથી બળવાખોરો તો તાજુબ થઇ ગયા. કારણ કે રાજાને ગાદીએથી ઉઠાડી મૂકવાનો તેઓનો જરાયે ઇરાદો ન્હોતો. હવે તેઓની નજર ચાર્લ્સ આલ્બર્ટ પર ઠરી. ચાર્લ્સ આલ્બર્ટને રાજા પ્રત્યે બહુ પ્રેમ હતો તેથી તેને માટે તેને બહુ લાગી આવ્યું. તે તો ઉલ્ટો મુસ્કીલ સ્થિતિમાં આવી પડ્યો. કારણ કે જો કે તે રીજંટ હતો તો પણ ચાર્લ્સ ફેલિક્સ, જે હવે રાજા બન્યો હતો, તેની સંમતિ વગર તે કોઇ મહત્ત્વનું પગલું ભરી શકે તેમ ન્હોતું. બીજી બાજૂથી તેના દેશભક્ત મિત્રો નવા સુધારા આપવાનો તેને આગ્રહ કરી રહ્યા હતા અને તેમ કરવામાં જો ઢીલ થાય તો કિલ્લા પરના સૈનિકોએ શહેર પર તોપગોળા છોડવાની ધમકી આપી. તેણે નવું રાજ્યબંધારણ ઘડવાનું જાહેર કરવા જેટલી હિમ્મત તો કરી પણ ચાર્લ્સ ફેલિક્સની સંમતિથી તેનો અમલ કરવાનું કહી તે છૂટી પડ્યો. રાજાની ઇચ્છા જાણતાં તેને વાર લાગી નહિ. ચાર્લ્સ ફેલિક્સને પોતાના ભાઇની ગાદીત્યાગના સમાચાર મોડેના મુકામે મળ્યા અને તેણે જુવાન રીજંટ પર ગુસ્સાભર્યો કાગળ લખી મોકલી તેનું રાજ્ય એકદમ છોડી જવાનો તેને હુકમ કર્યો અને બળવાની તરફેણ કરનારા

બધા શખ્સોને સખ્ત સજા કરવાની તેણે એ કાગળમાં ધમકી આપી. પાછો ચાર્લ્સ આલ્બર્ટ મુસ્કીલ સ્થિતિમાં આવી પડયો. તે કોઇ ચોક્કસ નિર્ણય પર આવી શકયો નહિ. રાજાની આજ્ઞાનો અનાદર કરવા જેટલો તે હિમ્મતવાન ન્હોતો અને તેની આજ્ઞા માનવા જતાં પોતાના પર વિશ્વાસ રાખનારા મિત્રોનો તેને ત્યાગ કરવો પડતો હતો. તેણે રાજાજ્ઞાનું પાલન કર્યું અને તે ટયુરિન છોડી ગયો. આથી દેશ-સેવકોના દિલ પર પ્રાણઘાતક ફટકો પડયો. તેઓને ટેકો આપનારો એકકે સત્તાધીશ હવે રહ્યો નહિ. આથી ચાર્લ્સ ફેલિક્સના ક્રોધની જ્વાળામાંથી બચવા માટે બને તેટલા પ્રયાસો કર્યા સિવાય તેઓનો છૂટકો ન્હોતો.

નવા રાજાના ફરમાનથી કેરિગનાનોના રાજકુમારને દેશવટો મળ્યો. તેણે ભારે હૈયે પોતાની માતૃભૂમિ છોડી. તે જાણતો હતો કે એક બાજૂથી તેના પર વિક્ટર ઇમેન્યુઅલ સામે કાવત્રું રચવાનો અને બીજી બાજૂથી પોતાના મિત્રો તરફ દગાખોર નિવડવાનો આક્ષેપ મૂકાતો હતો. છતાં તેને લાગ્યા કરતું હતું કે બેમાંથી એકકે પક્ષ તેના દિલને સમજતો ન્હોતો અને તેથી તેના દિલમાં જે દુઃખ થતું હતું તે તેનાથી મરણ પર્યંત ભૂલાયું નહિ. તોય તેની સ્થિતિ બરાબર સમજનારા થોડાક માણસો હતા. તેઓને તેની કફોડી હાલત માટે ખૂબ લાગી આવતું. સાન્ટારોસા છેવટ સુધી તેનો વફાદાર મિત્ર રહ્યો અને તે તેને ઉદાર હૃદયવાળો રાજકુમાર કહેતો. ઇટલીના ઉદ્ધાર માટેની તેની દિલની ખ્વાહેશથી સાન્ટારોસા અજાણ્યો ન્હોતો. તેણે ચાર્લ્સ આલ્બર્ટને આ સ્થિતિમાંથી ઉગારી લેવાનો સબળ પ્રયાસ કર્યો અને ઇટાલિયનો પોતાની સાથે જોડાશે એમ ધારી તેણે ઓસ્ટ્રિયાની હકૂમત હેઠળ આવેલા લોમ્બાર્ડી પ્રાંત પર ચડાઇ કરી. આનું પરિણામ એ આવ્યું કે ઓસ્ટ્રિયન લશ્કર ઉલટું પીડ-મોંટમાં ઘુસ્યું અને ચાર્લ્સ ફેલિક્સ પરદેશી સૈનિકોના રક્ષણ હેઠળ પોતાની

રાજધાનીમાં દાખલ થયો. સાન્ટારોસાને નાસી જવું પડયું અને હવે તે ઇટલીની સેવા કરી શકે તેમ ન હોવાથી તેણે ગ્રીસની આઝાદી માટે લડતાં લડતાં પ્રાણ ખોયા.

નવા રાજાએ આવતાં વેંત બળવાખોરોને સજા કરવાની પોતાની ધમકીનો અમલ કર્યો. કેટલાક લોકો નાસી ગયેલા છતાં તેઓની ગેરહાજરીમાં તેઓને ફાંસીની સજા કરવામાં આવી, તેઓના કુટુંબીજનોને કેદ કરવામાં આવ્યા અને તેઓની મિલકત જપ્ત કરવામાં આવી. તેની વૈરવૃત્તિ એટલી બધી જલદ હતી કે વિક્ટર ઇમેન્યુઅલે તેને લોકો પ્રત્યે દયા બતાવવાનો પત્ર લખી મોકલ્યો, જેના ઉતરમાં ચાર્લ્સ ફેલિક્સે લખ્યું કે 'તમારે જોઇતું હોય તો તમારૂં રાજ્ય પાછું સોંપી દેવાને હું તૈયાર છું પણ જ્યાંસુધી હું રાજા છું ત્યાંસુધી હું મારી ઇચ્છાનુંસાર જ રાજ્ય કરીશ.' તે નિર્દય માણસ ન્હોતો કે તે વખતના બીજા રાજાઓની સરખામણીમાં ખરાબ રાજકર્તા યે ન્હોતો પણ રાજ્ય ચલાવવાની જૂની પુરાણી રીતો જ તેને માન્ય હોઇ તે આ પ્રમાણે વર્તતો હતો. તે કહેતો કે 'પ્રજા માટે શું ઉત્તમ છે તે નક્કી કરવાનો કુલ મુખત્યાર ઇશ્વરે રાજાને સોંપ્યો છે અને રાજભક્ત પ્રજાનુ પ્રથમ કર્તવ્ય રાજા સામ ફરિયાદનો એક શબ્દ પણ ન ઉચ્ચારવો એ છે.'

સાન્ટારોસા અને તેના મિત્રો ટયુરિનમાં બળવો જગાડવાની યોજના કરી રહ્યા હતા એ વખતે લોમ્બાર્ડીના દેશસેવકો પણ પોતાના ઓસ્ટ્રિયન રાજકર્તાઓ સામે બડ ઉઠાવવાની તૈયારી કરી રહ્યા હતા. તેઓના સરદાર ફ્રેડરિગો કોનફેલોનીરી નામનો કુલીન અને ઉમદા ચારિત્ર્યવાળો માણસ હતો. ઇટાલિયનો તેને ચાહતા અને માન આપતા એટલું જ નહિ પણ ઓસ્ટ્રિયન અમલદારોમાં પણ તેનું સારૂં વજન પડતું. ઘણા ઓસ્ટ્રિયન અમલદારો તેના મિત્રો હતા. તેની સ્પષ્ટતા બધી વગને લીધે જ ઓસ્ટ્રિયન સરકાર આ ઉદારચરિત રાષ્ટ્રવીરથી ડરતી હતી અને તેને

પોતાની જાળમાં લેવા માટે તે તેની સામે ફરિયાદનું કોઇ કારણ શોધ્યા કરતી હતી પણ અત્યાર સુધી તેમાં તે નિષ્ફળ નીવડી હતી. લોમ્બાર્ડીવાળાઓની તૈયારી હજી પૂરી થઇ ન્હોતી એવામાં ટ્યુરિનમાં બંડ જાગ્યું પણ પોલિસને કાવત્રાંની ખબર પડી ગઇ અને આખરે તેઓ કોનફેલોનીરી સામે આરોપ મૂકવાને શક્તિમાન થયા. તેને પકડવામાં આવ્યો અને મુકદ્દમો ચલાવી તેને ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવી. તેની પત્ની ટેરેસા, ઓસ્ટ્રિયન શહેનશાહબાનુને મળી અને તેને પગે પડી પોતાના પતિના પ્રાણ બચાવવાની વિનંતી કરી. તેના છાતીફાટ કલ્પાંત અને તેના સૌંદર્યથી રાણીનું હૃદય પીગળી ગયું અને તેણે મહામહેનતે શહેનશાહને સમજાવી ફાંસીની સજા ફેરવી કાળાપાણીની સજા કરાવી આપી.

એ દિવસોમાં બધા દેશોમાં કેદીઓ પ્રત્યે ઘાતકી વર્તન ચલાવવામાં આવતું પણ ઓસ્ટ્રિયન કેદખાનાંમાં જે ભયંકર જંગલીપણું અને ક્રુરતા ચાલી રહ્યાં હતાં તેનાથી તો તોબાહ! આમ રીબાઇ રીબાઇને મરવા કરતા ગોળીએ વીંધાવાનું લોકો વધારે પસંદ કરતા. આવા પીડનમાંથી ઉગરવાની તક કોનફેલોનીરીને આપવામાં આવી. સ્પીલબર્ગના કિલ્લામાં કેદ થવાને તે વિયેનામાંથી પસાર થઇ રહ્યો હતો એ વખતે તેને મેટરનિશની ભેટ થઇ. મેટરનિશે તેના તરફ યોગ્ય માન બતાવ્યું અને વિનયપૂર્વક પૂછ્યું: “ લોમ્બાર્ડી કે પીડમોન્ટમાં ચાલી રહેલી દેશભક્તોની પ્રવૃત્તિ વિષે તમે જે કંઇ જાણતા હો તે કહેશો કે? તેઓના આગેવાનો કોણ છે અને ચાર્લ્સ આલ્બર્ટ તેઓની તરફેણમાં છે કે નહિ? જો તમે આ બાતમી શહેનશાહને ખાનગીમાં પૂરી પાડશો તો તમારે સ્પીલબર્ગ જવાની કશી જરૂર નથી. અને તમને તમારાં સ્રીબચ્ચાંની જોડે રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થશે. ” આવી વાતથી કોનફેલોનીરીને ભારે અપમાન લાગ્યું. પોતાના મિત્રોને દગો દેવાનું નીચ કાર્ય તેનાથી

અને તેમ ન્હોતું. તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ અને હિમ્મતથી પોતાની જીવતી કબરને પન્થે સીધાવ્યો.

સ્પીલબર્ગના કેદખાનાસાં બીજા કેટલાક સુવિખ્યાત રાષ્ટ્રવીરો કેદ પડયા હતા. સિલ્વિયો, પેલિકો, તરૂણ કવિ પીટ્રો મેરોનસેલી અને કાઉંટ એરીવાબેન જેવા મોટા દેશભકતો દેશની ખાતર એ કેદખાનામાં તપસ્યા કરી રહ્યા હતા. તેઓનો અપરાધ માત્ર એટલોજ હતો કે તેઓ પોતાના દેશહિતાર્થે સ્થાપાયેલા ગુપ્ત મંડળ–કારબો-નેરીમાં જોડાયેલા હતા અને સરકાર જેને શકમંદ ગણી પકડતી તેવા પોતાના દેશબંધુઓ સંબંધી બાતમી આપવાને તેઓ ચોકખી ના પાડતા હતા. પહેલાં તો તેઓને વેનેશિયન કેદખાનામાં પૂરવામાં આવ્યા હતા, જેની કોટડીઓપરનાં છાપરાં સીસાના પતરાંનાં હતાં, જેથી સૂર્યના સખ્ત તાપમાં આખી કોટડી એક ધગધગતી ભઠ્ઠી જેવી થઇ જતી. કેટલીક કોટડીઓ ગંદુ પાણી જવાની નહેરોની સપાટીથી પણ નીચી આવેલી હતી, જેથી બધું ગંદુ પાણી કોટડીમાં ભરાઈ જતું અને તેમાં અસંખ્ય જીવજંતુઓ પેદા થઇ કેદીઓને પાર વિનાનું દુઃખ દેતા. સ્પીલબર્ગના બંદીખાનામાંથી છૂટયા પછી સિલ્વિયો પેલિકોએ પોતાના જેલના અનુભવનું (હવે જાણીતું થયેલું) પુસ્તક લખ્યું હતું. આ પુસ્તકથી તેણે ઇટલીની સારી સેવા બજાવી કારણ કે તે વાંચીને સુધરેલી પ્રજાની સંમતિથી તથા ન્યાયને નામે થતા જંગલી અત્યાચારો સામે લોકોનો ક્રોધાગ્નિ ખૂબ પ્રજવલી ઉઠયો.



# પ્રકરણ ત્રીજું.

## મહાત્મા મેઝિની.

ટ્યુરિનના બળવાના છોટા રાજ્યનાં બીજાં શહેરો સાથે જીનોવાને પણ ઉડયા અને જીનોવાના દેશભક્તો તેઓને નાસી છૂટવામાં મદદ કરશે એવી આશાએ અનેક બળવાખોર ભાગેડુઓ પીડમોંટથી જીનોવા પહોંચી ગયા. એક દિવસ આ કમનશીબ માણસો કોઈ પરદેશમાં આશ્રય લેવાના ઇરાદાથી ખર્ચવાજોગાં નાણાં ભીખ માગીને એકઠાં કરી રહ્યા હતા એ વખતે સિનોરા મેઝિની અને તેનો પુત્ર ત્યાંથી પસાર થયા. તેઓમાંના ઘણા શખ્સો ધનાઢ્ય હતા પણ દેશસેવા કરતાં તેઓએ પોતાનું સર્વસ્વ ગૂમાવી દીધું હતું અને હવે પોતાના જાન બચાવવા ખાતર નાસી જવાની પેરવીમાં જ હતા. આ દુઃખી માણસોને જોઇને ગ્વીસેપ મેઝિનીના મગજ પર ભારે અસર થઇ અને દેશની આઝાદી માટે તેઓની જેમ જીવન સમર્પણ કરી દેવાની તેની બાળપણની ઇચ્છા વધુ સબળ થઇ.

ડો. મેઝિની અને તેમના ઘણા મિત્રો રાષ્ટ્રવીરોના પક્ષમાં હતા. પોતાના દેશ બંધુઓનાં સંકટોની ઘણી કહાણીઓ ગ્વીસેપે સાંભળેલી અને તે સાંભળીને તેનું હૈયું સળગી ઉઠતું. એ વખતની તેની માનસિક વૃત્તિ દાખવનારા તેના પોતાના શબ્દો આ રહ્યાઃ " મારા બાળસ્વભાવ પ્રમાણે મારી માતૃભૂમિ માટેનો મારો શોક પ્રદર્શિત કરવાને હમેશ માટે કાળાં વસ્ત્રો ધારણ કરવાનો મેં નિશ્ચય કરી લીધો. " અને આ નિશ્ચયમાં તે મરણ પર્યંત અડગ રહ્યો. બીજા રાષ્ટ્રસેવકોની જેમ મેઝિની કુટુંબને પણ પોલિસની બીકે પોતાના વિચારો પોતાના મનમાં જ રાખવા પડતા હતા.

ઇતર દેશોની જેમ ઇટલીમાં પણ પોલિસનું કાર્ય કાયદો અને વ્યવસ્થા જાળવવાનું છે પણ એ દિવસોમાં ત્યાંની સરકાર પોલિસ

ખાતાના માણસોનો જાસુસો તરીકે ઉપયોગ કરતી હતી. પ્રતિષ્ઠિત શહેરીઓપર બારીક તપાસ રાખવાનું, જે જે માણસો કારબોનેરીના સભ્યો હોય તેઓનાં નામો પૂરાં પાડવાનું અને લાંચ રૂશ્વત કે એવી કોઇ નીચ યુક્તિથી એવા સભ્યોની વિરૂદ્ધ જુબાની મેળવવાનું કામ એ વખતની પોલિસને સોંપવામાં આવ્યું હતું અને આવાં કામો કરવા માટે જ તેઓને પગાર અપાતો હતો. દરેક ઇટાલિયન રાજ્યમાં આવા જાસૂસોને ભાડે રાખવામાં આવતા અને તેઓ અનેક શાંતિપ્રિય માણસોને પણ રંજાડતા અને તોબાહ પોકરાવતાં. ધોળે દિવસે કે રાતે, ફાવે તે સમયે કોઇના ઘરમાં ઘુસી જવાની, ખાનગી કાગળો જપ્ત કરવાની અને ધરપકડો કરવાની તેઓને કુલ પરવાનગી હતી. પોતાનાપર શો આરોપ મૂકાયો હતો તે જાણ્યા વગર અને પોતાનો બચાવ કરવાની તક મેળવ્યા વગર અનેક નિર્દોષ માણસો આ જાસૂસોના આરોપથી જેલ ભોગવી રહ્યા હતા. યુવકો નવિન વિચારોને સત્વર અપનાવી લેનારા હોઇ, મોટે ભાગે પોલિસનો ડોળો તેઓના ઉપર જ રહેતો. જીનોવાની વિદ્યાપીઠ, જ્યાં ગ્વીસેપ મેઝિની અભ્યાસ કરતો હતો, ત્યાંના વિદ્યાર્થીઓમાં પણ દખલ કરવાનું પોલીસ ચૂકી ન્હોતી. ઘણાખરા મોટી ઉમ્મરના રાષ્ટ્રસેવકો દાઢીવાળા હોઇ દરેક યુવકને સાફ હજામત કરાવવી પડતી અને પોલીસ પણ દાઢીવાળાને શકમંદ આદમી ગણી લેતી. આથી જો નાની સરખી મૂછવાળો પણ કોઇ વિદ્યાર્થી પોલિસની નજરે ચડતો તો તરત જ તેને હજામની દુકાને લઈ જવામાં આવતો અને તેને નમૂછીઓ બનાવ્યા પછી જ છોડવામાં આવતો.

ગ્વીસેપ મેઝિનીએ અઢાર વર્ષની વયે વિદ્યાપીઠ છોડી અને કંઇપણ વેતન વગર ગરીબ માણસોના મુકદ્દમા ચલાવનારી અદાલતમાં તેણે પોતાની બેરિસ્ટરી ( વકીલાત ) શરૂ કરી. આથી ગરીબોના દુઃખી જીવન વિષે તેને ઘણું જાણવા મળ્યું. ક્રૂર અને જૂના પુરાણા કાયદાઓથી રીબાતા ગરીબોનાં દુઃખો જોઈ તેનું હૈયું કમ-

કમી ઉઠતું અને તેઓને શી રીતે એ સ્તિથિમાંથી ઉગારવા એ વિચારમાં જ તે દરિયા કિનારે એકલો જ રાતોની રાતો પસાર કરતો. આશરે એકવીસ વર્ષની વયે ગ્વીસેપ કારબોનેરીનો સભ્ય થયો અને તેની પછવાડે તેના ગાઢ મિત્રો જેકોબો, ગિયોવાની અને એગોસ્ટિનો રૂફિની નામના ત્રણ ભાઇઓ પણ કારબોનેરીમાં જોડાયા. સહુથી મોટો જેકોબો, ગ્વીસેપના જન્મ દિવસેજ જન્મેલો હતો અને તેઓ એક બીજાને સગા ભાઇની જેમ ચાહતા હતા. આ ચારે મિત્રોએ કારબોનેરીનું નાણાં ભેગાં કરવાનું અને બળવા માટે જોઇતાં હથિયારો એકત્ર કરવાનું કામ ઉપાડી લીધું. પોતે બાહોશ કાવત્રાખોરો હતા અને પોતાનાપર કોઇને શક ગયો ન્હોતો એમજ તેઓ માની બેઠેલા. પણ એમ માનવામાં તેઓની ભુલ થતી હતી, કારણ કે જુવાન મેઝિની ક્યારનો પોલિસની આંખે ચડી ચૂકયો હતો અને એક દિવસ અચાનક તેને તેના ઘેરથી જ પકડવામાં આવ્યો. એ વખતે તેના ખીસ્સામાં ખાનગી કાગળો હતા, જેમાં ઘણી ગુપ્ત બાતમી હતી પણ પોલિસ આ કાગળો માટે ઘરની જડતી લઇ રહી હતી, એ દરમિયાન તેણે એ કાગળો એક સુરક્ષિત સ્થળે છૂપાવી દીધા, જેથી તે પોલિસના હાથમાં જતા બચ્યા. તે કારબોનેરીનો સભ્ય હતો એવી એકે સાબિતી પોલિસને મળી નહિ પણ તેની ગુપ્ત પ્રવૃત્તિઓ એટલી બધી ખૂલ્લી થઇ ગઇ હતી કે તેને છૂટો રાખવાનું પોલિસે યોગ્ય ધાર્યું નહિ અને તેનો મુકદમો ટ્યુરિનની અદાલતમાં ચાલે ત્યાં લગી તેને સેવોનાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ગ્વીસેપ સામેનો આરોપ સાબિત કર્યા પહેલાં તેને કેદ કરવા માટે ડો. મેઝિનીએ જીનોવાના સૂબા વેનાસનપર વિરોધ દર્શાવનારો એક પત્ર લખી મોકલ્યો. સૂબાએ જવાબ મોકલાવ્યો: "તમારો પુત્ર એક બુદ્ધિમાન્ યુવક છે અને રાતને સમયે ઉંડા વિચારમાં લીન થઇ એકલો ભટકવાનો તે બહુ શોખીન છે. આવી નાની વયે આટલો ઉંડો વિચાર કરવાનું એને શું કારણ

હોય ? યુવાન માણસો કયી બાબતપર વિચાર કરે છે એ જાણ્યા વગર તેઓને તેમ કરવા દેવાનું અમને બિલકુલ પસંદ નથી."

વેનાસનની ઇચ્છા જો ગ્વીસેપને વિચાર કરતો જ અટકાવવાની હતી તો તેમ કરવાનો તેણે ખોટો માર્ગ લીધેલો કારણ કે જેલમાં વાંચવા અને વિચારવા સિવાય બીજું કશું કામ ગ્વીસેપને કરવાનું ન્હોતું. તેને માત્ર ચાર પુસ્તકો આપવામાં આવેલાં અને તેમાંથી તે કોઇ અનિષ્ટ તત્વ નહિ શીખે એમ ધારવામાં આવેલું પણ જેમ જેમ તેણે એ પુસ્તકોનો વધુ અભ્યાસ કર્યો તેમ તેમ પોતાના સ્વદેશની મુક્તિ માટે પોતાનું અખિલ જીવન સમર્પણ કરી દેવાનો તેનો નિશ્ચય વધારે મજબૂત બન્યો, આ ચાર પુસ્તકોમાંનું એક પવિત્ર બાઇબલ હતું, જેમાં અન્યાય અને જુલમને ઇશ્વરી કાનૂનથી ઉલટા ગણી વખોડી કાઢવામાં આવ્યા છે. બીજું પુસ્તક ટેસિટસ કૃત રોમના ઇતિહાસનું હતું. તેમાં પ્રજાની આઝાદીને રાજતંત્રની કીર્તિસમી ગણવામાં આવી હતી. ત્રીજું પુસ્તક લોર્ડ બાઇરનની કવિતાઓનું હતું. લોર્ડ બાઇરન પોતે કારબોનેરીનો સભ્ય હતો અને તેનાં લખાણો જુલમ સામે બળવો જગાડવાની વૃત્તિથી ભરપૂર હતાં. ચોથું અને છેલ્લું પુસ્તક ઇટલીના દેશાભિમાની કવિ ડાન્ટેનાં લખાણોનું હતું. તેમાં ઇટલીની ભવિષ્યની મહત્તાનું દિગદર્શન કરાવવામાં આવ્યું હતું. આ ચારે પુસ્તકો વાંચીને તેના પર વિચાર કરતાં ગ્વીસેપ મેઝિનીના મગજમાં એવી માન્યતા સ્ફુરી કે પોતાની જન્મ ભૂમિને જુલમ અને ત્રાસમાંથી મુક્ત કરવાનું તથા આઝાદી કેવી રીતે મેળવવી તે ઇટાલિયન પ્રજાને શીખવવાનું કાર્ય ઇશ્વરે તેને સોંપ્યું હતું. તેને લાગ્યું કે પ્રજા બીજા દેશોના ભરોસા પર કે પોતાના સેનાબળ પર મુસ્તાક રહીને કદી આઝાદ બનવાની ન્હોતી પણ ઇશ્વર પર શ્રદ્ધા રાખવાથી અને પોતાની સત્ય લડત પર વિશ્વાસ રાખવાથી જ તે આઝાદ થઇ શકે. તેણે પોતાનો મુદ્રાલેખ આ પસંદ કર્યો: " ઇશ્વર અને રાષ્ટ્રની સેવા " અને આખું જીવન તેણે તેનું પાલન કર્યું.

મુકદ્દમાનો ચુકાદો આવ્યો તે પેહેલાં કેટલાય મહિનાથી ગ્વીસેપ જેલ ભોગવી રહ્યો હતો. જોકે તેની સામે કંઇ અનિષ્ટ કરવાનો આરોપ સિદ્ધ થઇ શકયો નહિ તોપણ તે એક વિચારક, સુશિક્ષિત અને ઉદારચરિત યુવક હોઈ સરકાર તેનાથી પુષ્કળ ડરતી હતી. આથી તેને જીનોવાની અંદર પોલિસના તાબામાં રહેવાની છૂટ મળી અને તેને એમ રહેવું નાપસંદ પડે તો તેણે દેશવટો લઇ લેવો એવો હુકમ નીકળ્યો. ગ્વીસેપ જાણતો હતો કે જીનોવામાં તેના પર ચોવીસે કલાક સખ્ત તપાસ રહેશે તથા તેની પાછળ જાસૂસી કરવામાં આવશે. અને તેથી બીજાને મુશ્કેલીમાં લાવ્યા વગર તેનાથી રાષ્ટ્રોદ્ધારનું કાર્ય થઇ શકશે નહિ. વળી જીનોવામાં રહેવાથી કોઇ પણ ઘડીએ તેને ફરી પકડવામાં આવે એવી પૂરી વકી હતી. ઘરબાર, માતાપિતા અને મિત્રોને છોડી પારકા દેશમાં એકાંત જીવન ગાળવું એ તેને અત્યંત દુઃખકર સ્થિતિ લાગી છતાંયે દેશવટો સ્વીકારવાનું પસંદ કરવું એ જ તેને પોતાની સ્પષ્ટ ફરજ જણાઇ. તે ફ્રાંસની સરહદ ઓળંગી લીઓમાં જઇ વસ્યો.

મેઝિની ને સેવોનાના કેદખાનામાંથી છોડી મૂકવામાં આવ્યો તેની પહેલાં થોડાક વખત પર જ ઇ. સ. ૧૮૨૧ માં ચાર્લ્સ ફેલિકસ મરણ પામ્યો અને ચાર્લ્સ આલ્બર્ટ સાર્ડિનિયાનો રાજા બન્યો. આ અગાઉ મેટરનિશ તેના વારસાનો હક્ક જપ્ત કરાવવાના અને મોડેનાના ઓસ્ટ્રિયન ઉમરાવને ગાદીએ લાવવાના પોતાથી બનતા કાવા દાવા ચાર્લ્સ ફેલિકસ આગળ કરી ચૂકેલો પણ ચાર્લ્સ આલ્બર્ટનું નસીબ બુલંદ હોઇ મેટરનિશ પોતાની બાજીમાં ફાવ્યો નહિ. તેની ઇચ્છા સાર્ડિનિયાના રાજ્યને ઓસ્ટ્રિયન સમ્રાટ્ના કાબૂ હેઠળ લાવવાની હતી.

ખરું જોતાં ઇટલીના મોટા ભાગ પર સમ્રાટની જ આણ વર્તતી હતી. લોમ્બાર્ડી અને વેનેશિયાના મોટા પ્રાંતોમાં ઇટાલિયનોની ભરપૂર વસ્તી હતી છતાં તેનાપર રાજ્ય ચાલતું હતું. ઓસ્ટ્રિયન સરકારનું અને ઓસ્ટ્રિયન સૈનિકોના હાથમાં જ તેના રક્ષણનું કાર્ય

સોંપાયેલું હતું. ઇટાલિયન રાજ્યોમાં, પાર્મા, મોડેના, લ્યુકા અને ટસ્કેનીના સ્વતંત્ર રાજાઓ હતા પણ તેઓ બધા ઓસ્ટ્રિયનો હતા અને કોઇ પણ ઝઘડામાં તેઓ પોતાની માતૃભુમિની જ તરફદારી કરતા. પેપલ (પોપનાં) રાજ્યોપર પોપ ગ્રેગરી સોળમાની સત્તા હતી પણ તેની પાસે મોટી સેના ન્હોતી અને કોઇ પણ વિપત્તિ વેળાએ તે ઓસ્ટ્રિયાની મદદ માગતો. જ્યારે નેપલ્સનો રાજા ફરડિનાન્ડ પોતાની પ્રજાને ઓસ્ટ્રિયન સિપાહીઓની મદદથી અંકુશમાં રાખતો હતો. માત્ર સાર્ડિનિયાનું રાજ્ય જ બાકી હતું અને અહીં પણ મેટરનિશ પગપેસારો કરવાને આતુર હતો.

ચાર્લ્સ ફેલિક્સને પોતાનો જુવાન પિત્રાઇ (ચાર્લ્સ આલ્બર્ટ) ગમતો ન્હોતો છતાં તેણે પોતાનું રાજ્ય એક ઓસ્ટ્રિયનના હાથમાં આપવાની ચોક્ખી ના પાડી. પણ તેણે ચાર્લ્સ આલ્બર્ટ પાસે સાર્ડિનિયાના કાયદાઓમાં ફેરફાર નહિ કરવાના તથા પ્રજાને વધુ છૂટ નહિ આપવાના સોગંદ લેવડાવવાનું કબૂલ રાખ્યું. મેટરનિશ ઇટાલિયન રાષ્ટ્રસેવકોનો કટ્ટો દુશ્મન હતો અને ઇટાલિયન રાજાએ સામેનો તેઓનો બળવો ફત્તેહમંદ નિવડે તો તેઓ ભેગા મળીને ઇટલીમાંની ઓસ્ટ્રિયન સત્તા સામે માથું ઉંચકે એવી તેને પૂરી બીક હતી. ચાર્લ્સ આલ્બર્ટ બળવાખોરોનો શુભેચ્છક હતો એવો તેને શક હતો. આથી તેણે તેને ધમકી આપીને ડરાવવાની કોશિષ કરી. પોતાની હાજરીમાં જ ઓસ્ટ્રીયાના સમ્રાટને મળી જવાનું આમંત્રણ–ફરમાન–રાજાને મળ્યું. તેને સંભળાવી દેવામાં આવ્યું કે હવે તેના રાજા થયા પછી જો તે રાષ્ટ્ર સેવકોને સહાય્ય આપશે અથવા પોતાના મુલકમાં બંડો જાગવાં દેશે તો વ્યવસ્થા સ્થાપવા માટે ઓસ્ટ્રિયન લશ્કર મોકલવામાં આવશે. ચાર્લ્સ આલ્બર્ટે બધું શાંતિથી સાંભળ્યું અને સારી વર્તણુંક ચલાવવાની ખાતરી આપી પાછો આવ્યો.

મેટરનિશ આ મુલાકાતના સંબંધમાં નીચે મુજબ લખી ગયો છે. "કેરિગનેનો રાજકુમાર, જે સમ્રાટ્ અને મારાથી બાતો જણાય

છે તે બહુ વિનયથી વર્ત્યો. તેણે ચોકખું કહ્યું: ' હું બેવકૂફ હતો. હવે હું એવો રહેવા નથી માગતો. ઉદાર મતવાદ અને તેના પ્રવર્તકોને હું બરાબર ઓળખી ગયો છું અને તેઓના તરફ હવે મને અણગમો ઉપજ્યો છે.' જો કંઇ ઉલટુંજ બની જાય તો કયા ખરાબ ગ્રહની ચાલથી તે થશે અથવા તે સમ્રાટ્‌ને તેમ જ મને શો જવાબ દેશે એ હું જાણતો નથી." મેટરનિશ પૂરો ખંધો હોવા છતાં કળી શકયો નહિ કે બહારથી નમ્ર અને વિનયી દેખાતા નૃપતિના મનમાં તેનું રાજ્ય છિનવી લેવાના કાવા દાવા કરનાર મનુષ્ય પ્રત્યે સખ્ત તિરસ્કારની જવાળા સળગી રહી હતી અને એક દિવસ ઓસ્ટ્રિયન સત્તાની ધુંસરીને ફેંકી દેવાનો દૃઢ નિશ્ચય તે પોતાના દિલમાં કરી ચૂકયો હતો. તેની પાસે ન્હોતું દ્રવ્ય કે ન્હોતા સૈનિકો કે ન્હોતો કોઇ સહાય્યક કારણ કે ઓસ્ટ્રિયાની સામે ઇટલીના કોઇપણ રાજ્યને મદદ આપે એવો યૂરોપભરમાં એક્કે ભૂપાળ ન્હોતો. માટે સમય વર્તી શાંત રહેવું અને મેટરનિશને સંતોષવો એમાં જ તેણે ડહાપણ માન્યું.

ચાર્લ્સ આલ્બર્ટ, જે ગુપ્ત વચનથી બંધાયેલો હતો તે વિષે તેની પ્રજા કશું જાણતી ન્હોતી અને જયારે તે ગાદીએ આવ્યો ત્યારે આખા ઇટલીમાં હર્ષની લાગણી ઉછળી ઉઠી. દેશમાં એવી વૃત્તિ પગભર થઇ રહી હતી કે જો કદાચ ઇટલીનાં રાજ્યો ઓસ્ટ્રિયાની સામે લડવાને ઉભાં થાય તો સાર્ડિનિયાનો રાજા જ તેઓની સરદારી લઇ શકે. ચાર્લ્સ આલ્બર્ટ એક દેશાભિમાની રાજા નિવડશે ખરો ? તે આઝાદીની લડતને સહાય્ય આપશે ખરો ? મેઝિનીએ કહેલું: " જયારે પોતે રાજકુમાર હતો ત્યારે રાજાએ જે વચન આપેલાં તે બધાનું તે પાલન કરે છે કે નહિ તે જોવાને હવે અમે ભારે આતુર છીએ."

મેઝિનીએ એક હિમ્મત ભર્યું પગલું લીધું તેણે ચાર્લ્સ આલ્બર્ટને ખાનગી નહિ પણ ખૂલ્લો—પ્રકટ થયેલો—પત્ર લખ્યો

અને તેમાં તેની પાસે પ્રજા શાની આશા રાખતી હતી તે જણાવ્યું હતું. આ સુપ્રસિદ્ધ પત્રની નકલોનો આખા સાર્ડિનિયામાં ગુપ્ત રીતે પ્રચાર કરવામાં આવ્યો અને કોઇ અજાણ્યા હાથે રાજાની હજુરમાં પણ આવી એક નકલ પહોંચાડી દીધાનું કહેવાય છે. તેની નીચે ' એક ઇટાલિયન ' એવી સહી હતી પણ તેનો લેખક કોણ હતો તે ધારી લેવું સહેલ હતું. મેઝિનીએ ચાર્લ્સ આલ્બર્ટને સારા ઇટલીના દેશસેવકોની સરદારી લેવાનું આમંત્રણ કર્યું. એમ કરવું તે ઇશ્વર પ્રત્યેની પોતાની ફરજ અદા કરવાનું સમજી તેણે ઓસ્ટ્રિયા સામે આઝાદીની લડતના મોરચા માંડવાની તૈયારી કરવી, એમ જણાવી મેઝિનીએ લખ્યું: " ઇટલીને જંગલીઓના હાથમાંથી મુક્ત કરો. રાષ્ટ્રનું નેતૃત્વ સ્વીકારી લ્યો અને તમારા ધ્વજપર આ ત્રણ શબ્દો લખી મૂકો, ઐક્ય, છૂટાપણું, આઝાદી. "

આ બહાદુરીભર્યા શબ્દોથી રાજા ગુસ્સે થયો તેમ જ ભડકી ગયો. તે પોતાની કારકીર્દીનો આરંભ શાંતિપૂર્વક કરવા માગતો હતો કારણ કે ઓસ્ટ્રિયાની સામે મોરચા માંડવા એ મોટી આફતને નોતરવા જેવું હતું. તેનો જવાબ સીધો હતો. જે કોઇ શખ્સના હાથમાં એ પત્રની નકલ જોવામાં આવે તેને સજા કરવાનો હુકમ તેણે પોલિસને આપી દીધો અને તેનો લેખક જો રાજ્યમાં પગ મૂકવાની હિમ્મત કરે તો તેને તરત જ પકડવો એવી આજ્ઞા કાઢી. મેઝિનીએ કહેલું: " મેં ચાર્લ્સ આલ્બર્ટને પાણી ચડાવી જોયું પણ તેમાં નિષ્ફળ ગયા પછી રાજાની હિમ્મત કે તેના ઉદાર વિચારો પરથી મારો વિશ્વાસ ઉઠી ગયો. જે જન્મથી બીકણ છે તે મરણ પર્યંત બીકણ જ રહેવાનો. " પણ એ સંજોગોમાં ચાર્લ્સ આલ્બર્ટ કરતાં વધુ શૂરવીર માણસે પણ મેઝિનીની હાકનો અનાદર જ કર્યો હોત કારણ કે હજી કાર્ય કરવાનો ખરો અવસર આવી લાગ્યો ન્હોતો.



# પ્રકરણ ચોથું.

## તરૂણ ઇટલી.

૬. સ. ૧૮૨૫ માં ફરડિનાન્ડ પહેલાના મરણ પછી તેનો પુત્ર ફ્રાંસિસ નેપલ્સની ગાદીએ આવેલો. તે ૧૮૩૦માં મરણ પામ્યો. તેનો પુત્ર ફરડિનાન્ડ બીજો તેના પછી સિસિલીનો રાજા થયો. આ નામને જ (ફરડિનાન્ડ) પ્રજા અપશુકનિયું ગણતી. એજ વર્ષમાં સારા ઇટલીમાં વિપ્લવકારોની પ્રવૃત્તિ જાગી ઉઠી.

પાર્મામાં, પોપ ગ્રેગરી સોળમાના પ્રદેશમાં અને મોડેનામાં તોફાનો થયાં. પહેલાં તો વિપ્લવકારો વિજયી પણ નિવડયા. મહાન્ નેપોલિયનની વિધવા, જે પાર્માની ઉમરાવજાદી હતી, તેને પોતાની રાજધાનીમાંથી નાસી છૂટવું પડયું. બોલોનામાં પોપની રાજકીય સત્તાનો અંત આવેલો જાહેર કરવામાં આવ્યો અને લાલ, સફેદ અને લીલા રંગનો નવો ત્રિરંગી વાવટો ફરકાવવામાં આવ્યો. આ જૂનો જ વાવટો ફરી ફરકાવવામાં આવ્યો હતો કારણ કે નેપોલિયને ઇટલીમાં સ્થાપેલા સિસાલપાઇન પ્રજાસત્તાકનો જ એ વાવટો હતો. હવે તે ઇટલીની આઝાદી, સ્વાતંત્ર્ય અને ઐક્યનું ચિહ્ન બન્યો. પણ આ વિપ્લવ અલ્પજીવી નિવડ્યો. આઝાદી જીતવાની ઇટાલિયન પ્રજાની બધી આગલી લડતોની જેમ આ વખતની લડતને પણ ઓસ્ટ્રિયન સત્તાના દંડે કચડી નાખી.

મેટરનિશ, જે ફ્રાંસિસ ડીએસ્ટેને ચાર્લ્સ આલ્બર્ટની જગ્યાએ સાર્ડિનિયાની ગાદીએ બેસાડવા માગતો હતો તે મોડેનામાં રાજ્ય કરતો હતો. તેનામાં રાજા થવાના ગુણો બિલકુલ નહોતા. તે સ્વભાવે જેવો ઠગારો અને જુઠ્ઠાબોલો હતો તેવો જ શરીરે કદરૂપો અને બદસૂરત હતો. સદ્‌ભાગ્યે તેને સાઇરોમેનોટી નામનો ગરીબોની

સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેનારો મોડેનાનો એક ચારિત્ર્યશીલ ગૃહસ્થ તેના સલાહકાર તરીકે મળી ગયો હતો. મેનોટીએ એક વખત રાજાનો જાન બચાવેલો. આથી તે તેના પ્રત્યે બહુ મમતા રાખતો અને એક વાર તો તેની ડાહી સલાહ સાંભળી લેતો. તેને ઇટલીના ઉદારમતવાદીઓના નેતૃપદે સ્થાપવાના અને મોડેનાને રાષ્ટ્રોદ્ધારનું આશ્રયસ્થાન બનાવવાના મેનોટીના મનોરથો હતા.

ઓસ્ટ્રિયાની ધુંસરી સામે ફ્રાંસની સહાય્ય મેળવવાની પોતાના મંત્રીની સલાહ ફ્રાંસિસે કબૂલ રાખી અને એ સાહસનું ચાહે તે પરિણામ આવે તોપણ મેનોટીના જાન તથા આઝાદીને કશી આંચ નહિ પહોંચાડવાના તેણે શપથ લીધા. આમ કરવામાં તેનો હેતુ પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાને પોષવા સિવાય બીજો કાંઇ ન્હોતો અને જ્યારે રાજા લુઇ ફિલિપની સહાય્યની વાત અચોક્કસ જણાઇ ત્યારે પોતે કરેલી મસલત બહાર આવતાં, ગાદી ખોઇ બેસવાના ભયે તે ગભરાઇ ઉઠયો. તે રાતોરાત ઓસ્ટ્રિયન પ્રદેશમાં નાસી ગયો અને મોડેનાવાસીઓએ તરત જ પ્રજાસત્તાક જાહેર કર્યું.

પોતાની આઝાદીના સંરક્ષણાર્થે પાર્મા, રોમાના અને મોડેનાનાં ત્રણે રાજ્યો ઓસ્ટ્રિયાની સામે થયાં હોત તો આ વખતનો બળવો જરૂર વિજયશાળી નિવડત પણ દરેક રાજ્ય નોખું નોખું ઉભું રહ્યું અને કોઇએ કોઇને મદદ કરી નહિ. ઓસ્ટ્રિયન સેનાએ પાર્મા અને પોપનો પ્રદેશ સર કર્યો અને પોતાની રાજધાનીમાંથી નાસી ગયે હજી પૂરો મહિનોયે થયો ન્હોતો એટલામાં તો ફ્રાંસિસ પરદેશી સેનાના રક્ષણ હેઠળ પાછો આવ્યો. આવતાં વેંત તેણે પોતાનો જાન બચાવનાર અને જેનું રક્ષણ કરવાનું તેણે વચન આપ્યું હતુ તેને ફાંસીએ ચડાવી દીધો ! પોતાને દગો દેનાર રાજાની દયા માગતો મેનોટી છેવટ લગી વફાદાર રહ્યો અને ફાંસીના માચડા આગળ પણ તેણે તેની દયા માગી. સાઇરો મેનોટી એક સાચો શહીદ હતો. તેની નજર પોતાના રાજ્યના હિતની પેલે પાર ઇટ-

લીના હિત ભણી દોડતી હતી. તેને લાગ્યું કે પ્રજાની ભાવિ પ્રગતિ તેના ઐક્ય પર નભેલી હતી પણ તે આ મહાન્ કાર્ય સિદ્ધ કરી શકે તે પહેલાં તો તેની જીવનદોરી પર છૂરી ફેરવી દેવામાં આવી.

પણ રાષ્ટ્રોદ્ધારના પવિત્ર કાર્યમાં અનેક મુશ્કેલીઓ ભરી પડી હતી. એ સમયના કોઇ ઇટલીવાસીને જ્યારે પૂછવામાં આવતું કે ‘ તમે કયા મુલકના રહેવાસી છો ? ’ ત્યારે તે ‘ હું ઇટલીવાસી છું. ’ એવો જવાબ ન આપતાં ‘ હું મિલાનનો છું ’ અથવા ‘રોમન છું’ અથવા ‘ ફ્લોરેન્સનો છું ’ એવા જ જવાબો આપતો. આવો પ્રશ્ન પૂછાતો ત્યારે પોતે જે ગામમાં કે રાજ્યમાં જન્મેલો તેનો જ ખ્યાલ તેને આવતો. સંયુક્ત ઇટલીની કલ્પના તેના મગજમાં પણ ન્હોતી એટલું જ નહિ પણ જૂદાં જૂદાં રાજ્યોના નાગરિકો વચ્ચે પુષ્કળ ઇર્ષ્યા અને અણબનાવ વર્તી રહ્યાં હતાં ફ્લોરેન્સ વાસીઓ વેનેશિયનો પ્રત્યે અણગમો ધરાવતા, જેઓ વળી નેપલ્સવાસીઓને ધીક્કારતા અને સિસિલીવાસીને એટલું જ કહેવાની જરૂર પડતી કે કોઇ બહારનો માણસ આવ્યો છે કે તરત જ એ નવીન આગંતુકનું તેને હાથે ખૂન જ થતું ! રૈયતો વચ્ચે જેટલી ઇર્ષ્યા વર્તી રહી હતી તેના કરતાં વધુ સ્પર્ધા તો તેઓના રાજકર્તાઓ વચ્ચે ચાલતી હતી. એ વખતે દેશના હિતની ખાતર પોતાના વ્યક્તિગત્ લાભોની કુરબાની કરે એવી એકકે વ્યક્તિ શોધી જડતી ન્હોતી. ખરેખર જોતાં ઇટલી એક અંદરો અંદર લડી રહેલા કુટુંબ જેવું હતું અને આથી અંદરના ઝગડામાં દુશ્મનો ઠાક ફાવી જતાં. દેશ સેવકોમાંના થોડાક સ્પષ્ટ દ્રષ્ટાઓ ઇટલીનું ઐક્ય સ્થાપવાને આતુર હતા પણ આવું ભયંકર સાહસ ઉઠાવવાનું કાર્ય તેઓને આશારહિત જણાતું હતું. ઇટાલિયન જુલમગારોના ત્રાસને દાબી દેવાનું, સારા યૂરોપની સેનાઓની સામે થવાનું અને પદદલિત તેમજ અજ્ઞાન લોકોને એક આઝાદ અને સ્વરાજ્ય ભોગવતી પ્રજા બનાવવાનું કેમ બની શકે, એવા એવા પ્રશ્નો તેઓના મનમાં ઘોળાયા કરતા હતા.

ગમે તેવાં વિઘ્નો નડવા છતાં માત્ર એક જ નરકેસરી અડગ રહ્યો. ગ્વીસેપ મેઝિનીનો આત્મા તો ઠોકીઠોકીને કહી રહ્યો હતો કે ઇટલી આઝાદ અને ઐક્યશાલી દેશ થવાને સરજાયેલો જ હતો. સેવોનાની જેલ ભોગવતી વખતે તેણે આ ઉચ્ચ આદર્શ સિદ્ધ કરવાનું પણ લીધું હતું. અને જેવી રીતે અંધારી રાતે પ્રવાસ કરતો મુસાફર આકાશના અમુક તારાનું નિશાન રાખી કૂચ કર્યો જાય છે તેવી રીતે શંકા અને વિઘ્નભર્યા સમયમાં, મેઝિની પોતાના પણને નજર સમક્ષ રાખીને જ કાર્ય કર્યે જતો હતો. તે કહેતો: "ઇશ્વર પતિતોનો ઉદ્ધારક છે અને જે જે પ્રજાની તે ઉન્નતિ ચાહે છે તે તે પ્રજામાં તેમ કરવાની તે શક્તિ પણ મૂકે છે." અડગ શ્રદ્ધાની શક્તિથી ચડે તેવી એકકે શક્તિ અવનિતલ પર જડવાની નથી અને મેઝિનીના બોધથી જ ઇટાલિયનોના હૃદયમાં રાષ્ટ્રત્વનો જુસ્સો ઉત્પન્ન થવા પામ્યો અને જીવંત તેમ જ કીર્તિશાલી ઇટલીની સ્થાપના શક્ય બની.

મેઝિની હવે માર્સેલ્સમાં જ મુકામ નાખી પડયો. આ બંદરે ઘણા ઇટાલિયન નાવિકો આવતા, જેની મારફત તે પોતાના દેશબંધુઓના બધા સમાચાર મેળવી શકતો. જ્યારે તેણે જીનોવા છોડેલું ત્યારે તેના દિલમાં એવી આશા હતી કે પોતે જલદી પાછો ફરી શકશે પણ તેણે ચાર્લ્સ આલ્બર્ટને પત્ર લખ્યો ત્યાર પછી તેની દેશવટાની સજા જીવનભરની જ થઇ ગઇ. પોતાનાં સગાંઓ અને અનેક મિત્રોના આ વિયોગથી પ્રેમાળ સ્વભાવવાળા મેઝિનીને ભારે દુઃખ થયું. તેણે લખ્યું છે: "મૃત્યુ જેવા ધીમે ધીમે રીબાવનારા એ કષ્ટની કટુતા માત્ર જેણે દેશવટો ખમ્યો હોય તે જ જાણે." મિત્રો તેમજ શત્રુઓમાં તે એક આકર્ષક માણસ થઇ પડેલો હવે દેશસેવકો જેને પોતાનો ગુરૂ અને નેતા ગણતા જ્યારે પ્રત્યેક ઇટાલિયન રાજકર્તાની નજરે તે એક ભયંકર કાવત્રાખોર દેખાતો, કારબોનેરીએ ઉઠાવેલા બંડો મુખ્ય કરીને એક જ વર્ગના

સાધનસંપન્ન અને સુશિક્ષિત વર્ગના હોઇને જ અફળ થયેલાં એવી મેઝિનીની પક્કી ખાતરી હતી. તે કહેતો: "વિપ્લવો માત્ર લોકોની ખાતર નહિ પણ ખુદ લોકોએ જ જગાવવા જોઇએ." જો આઝાદી જીતવી હોય તો દરેક વર્ગ અને દરેક જાતિએ તેની પ્રાપ્તિ અર્થે જાગૃત થવું જોઇએ. આથી તેણે પોતાના દેશબંધુઓને કેળવવાના કાર્યને પોતાનું મુખ્ય કામ ગણ્યું. પ્રથમ તેઓની જરૂરિયાતો જાણ્યા પછી તેઓનાં શિરે લદાયેલાં અન્યાયો નિવારવામાં તેઓની પોતાની જ શક્તિનો ઉપયોગ કરવાનો મેઝિનીએ નિશ્ચય કર્યો. તેણે પહેલાં તો કારબોનેરીની જગ્યાએ એક નવું મંડળ સ્થાપ્યું. તે મંડળનું નામ હતું 'તરૂણ ઇટલી.' મેઝિનીને યુવકોની શક્તિ પર અજબ શ્રદ્ધા હતી અને આથી માત્ર યુવકોનાં નામો જ તે નોંધવા માગતો હતો. તે કહેતો: "યુવકોના બાહુમાં કેવી તાકાત ભરી છે અને લોકસમૂહ પર યુવકોના અવાજનું જાદુ કેવી અસર કરે છે તે હજી તમે જાણતા નથી. આપણા નવીન ધર્મના સંખ્યાબંધ પ્રચારકો તમને જુવાનોમાંથીજ જડશે." તરૂણ ઇટલીનો મુદ્રાલેખ "હમણાં અને હમેશાં" હતો. તેઓનો મક્કમ અને અડગ નિશ્ચય બતાવનારો એ મુદ્રાલેખ હતો. તેઓના વાવટા પર ઇટલીની ખાતર શહીદ થયેલા જાનોની યાદગીરી જાળવનારૂં સરૂવરના છોડનું નિશાન હતું.

આ નવું મંડળ કારબોનેરીની જેમ એક રાજકીય મંડળ ન્હોતું પણ તે ધાર્મિક મંડળ હતું. પોતાની માતૃભૂમિની સેવામાં એકત્ર થવાનું જ્યારે મેઝિની પોતાના દેશબંધુઓને કહેતો ત્યારે તેને તેઓની મુશ્કેલીનું બરાબર ભાન હતું. આમ કરવામાં તેના જેવી ગરીબાઇ અને દુઃખ, કેદનું, દેશવટાનું અને મોતનું પણ જોખમ, ઘરબારનો ત્યાગ, સગાવહાલાંઓનો વિયોગ અને પોતાની પ્રિયતમાં પ્રિય વસ્તુનો ત્યાગ વિગેરે અનેક મુશ્કેલીઓ સમાયેલી હતી. આવા ભગીરથ કાર્ય માટે જોઇતું શૌર્ય, આપભોગ અને કુરબાની માત્ર પવિત્ર અને

ઉચ્ચ હેતુવાળા માણસનામાં જ આવી શકે. પોતાના દેશની મુક્તિના પ્રશ્નને દરેક ઇટાલિયન ઇશ્વરી આદેશ ગણે; તેના માટેના પ્રયાસને દિવ્ય સંદેશનું પાલન ગણે ત્યારે જ આવા ઉચ્ચ કાર્યની સિદ્ધિ થાય.

તરૂણ ઇટલી એક પ્રજાસત્તાક મંડળ હતું કારણ કે મેઝિનીની રગેરગમાં પ્રજાસત્તાક સિદ્ધાંતો ઉતરી ગયા હતા. ઇ. સ. ૧૮૧૪માં જ વિયેનાની કોન્ગ્રેસે ઠરાવ કરેલો કે જીનોવાના પ્રજાસત્તાકને સંકેલી લઇ, વિકટર ઇમેન્યુઅલ પહેલાને તે તેના સાર્ડિનિયન રાજ્યના એક વિભાગ તરીકે સોંપી દેવું. આમાં જીનોવાના લોકોનો અભિપ્રાય બિલકુલ લેવામાં આવ્યો ન્હોતો. પોતાના પ્રાચીન પ્રજાસત્તાકની ભવ્યતા માટે તેઓ ભારે સગરૂર હતા એટલે પોતાની આઝાદી છીનવી લેવાતી જોઇને તેઓને ભારે લાગી આવ્યું. હજી તેઓના દિલમાં રાજા પ્રત્યે રાજભક્તિની જોઇએ તેવી સબળ વૃત્તિ ન્હોતી છતાં યે તેઓની સંમતિ વગર તેઓનાપર એક રાજા ઠોકી બેસાડવામાં આવ્યો. પણ દરેક સાચો જીનોવાવાસી હજી હૃદયથી પ્રજાસત્તાકવાદી જ હતો. આ ઉપરાંત નેપલ્સના ફરડિનાન્ડ અને ફ્રાંસિસ ફોર્થ જેવા ઇટાલિયન રાજકર્તાઓની વર્તણૂક પરથી મેઝિની તેટ તેઓનાપર વિશ્વાસ નહિ રાખવાનું બરાબર શીખી ગયો હતો. તે એટલે જ માનતો કે ખરેખરી આઝાદી માત્ર પ્રજાસત્તાક શાસનતંત્રમાં જ હોઈ શકે કારણ કે ઇશ્વર અને જનતાના કાનૂન મુજબ પ્રત્યેક રાષ્ટ્ર પોતાના રાષ્ટ્રબંધુઓનું એક આઝાદ અને સમાન હકોવાળું સંગઠન કરવા સરજાયેલું છે. તેને આશા હતી કે જ્યારે ઇટલી એકત્ર થશે ત્યારે પ્રજા, રાજાનું રાજતંત્ર નહિ પણ પ્રજાસત્તાકનું શાસનતંત્ર જ પસંદ કરશે.

નવા મંડળનો પ્રત્યેક સભ્ય તરૂણ ઇટલીના સિદ્ધાંતોના પાલનના સોગંદ લેતો. તેને આપણે રાષ્ટ્રવીરોના ધર્મપાલનની પ્રતિજ્ઞા કહીએ તો ચાલે. તેમાંનો કેટલોક ભાગ આ રહ્યો:

" ઇશ્વર અને ઇટલીને નામેઃ

" જે દેશમાં ઇશ્વરે મને જન્મ આપ્યો અને જે બંધુઓ વચ્ચે ઇશ્વરે મારો નિવાસ કરાવ્યો તે દેશ અને બંધુઓની ખાતર; આપણી પ્રાચીન મહત્તાનું સ્મરણ કરીને અને આપણી આધુનિક અવનતિને ધ્યાનમાં રાખીને; પોતાના કુરબાન થયેલા પુત્રો માટે આંસુ સારતી ઇટલીની માતાઓની ખાતર, ઇશ્વરે ઇટલીને સોંપેલા સંદેશને માથે ચડાવીને અને તેની સફળતા માટે મરી પડવાના દરેક ઇટાલિયનના કર્તવ્યને ધ્યાનમાં રાખીને, જ્યાંજ્યાં ઈશ્વરે પ્રજાની ઉન્નતિ લખી રાખી છે ત્યાં ત્યાં તેણે તેનામાં જોઇતી શક્તિ પણ ભરી મૂકી છે એ માન્યતા સ્વીકારીને ઇટલીને આઝાદ, સ્વતંત્ર અને પ્રજાસત્તાક રાષ્ટ્ર બનાવવા માટે મારૂં જીવન સમર્પણ કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું."

જે જે માણસ ખરેખરા હૃદયપૂર્વક અને લાગણીપૂર્વક આ પ્રતિજ્ઞા લેતો તે રાષ્ટ્રસેવાના નવીન ધર્મનો પક્કો અનુયાયી બની જતો.

તરૂણ ઇટલીના સિદ્ધાંતોનો પ્રચાર કરવાને મેઝિનીએ એ જ નામનું એક વર્તમાનપત્ર શરૂ કર્યું, જે તે અને તેના મિત્રો પોતે જ છાપતા અને પ્રકટ કરતા. આ એક ધાસ્તીભર્યું કાર્ય હતું કારણ કે પોલિસની પરવાનગી વગર કંઇ પણ પ્રકટ કરવું એ કાનૂનબહારની વાત હતી. પોલિસની નજર ચૂકાવીને આ પત્રની નકલો ઇટલીમાં પહોંચાડવી એ ભારે મુશ્કેલ વાત હતી. ઇટાલિયન વેપારી બારકસોના નાખુદાઓ અને તરૂણ ઇટલીના બીજા ઉત્સાહી સભ્યોએ આ કામ ઉપાડી લીધું. છાપાંઓ કરિયાણાની પેટીઓમાં, કાપડની ગાંસડીઓમાં, સાદડીઓ તેમ જ ઓશીકાઓની અંદર એમ છૂપી રીતે સંતાડવામાં આવતાં. આમ હરકોઇ રીતે આ છાપાંઓ ઇટલીમાં ઘુસવા પામ્યાં. પણ પોલિસ તો જાગતી જ હતી. તેઓને આ વાતની તરત જ ખબર પડી. અને નવા સંડળમાં જોડાનારાઓ તથા તેનું છાપું વાંચનારાઓને સખ્ત શિક્ષા કરવાની ધમકી આપનારો હુકમ પણ

બહાર પડયો. પણ આવી ધમકીઓની કશી અસર થઇ નહિ. તરૂણ ઇટલીની વેગવતી પ્રગતિથી ખુદ મેઝિનીને તાજુબી થઇ. તેણે લખ્યું છે " તેની અસર વિજળીના જેવી નિવડી. " દરેક નવો સભાસદ બીજા નવા સભાસદો મેળવતો અને પત્રના પ્રચાર માટે પ્રયાસ કરતો. જેઓ એ છાપું વાંચી શકતા તેઓ તે નહિ વાંચનારાઓ આગળ તેનો ભાવાર્થ મોંએથી કહી જતા અને આ રીતે મેઝિનીનો સંદેશ સારા ઇટલીમાં છેક ગરીબ અને અજ્ઞાનવર્ગ લગી પહોંચી ગયો.

મેઝિનીના દેશવટા પછી જીનોઆના જુવાન દેશસેવકોનો નેતા જેકોબો રૂફિની થયો. તે આ વખતે સત્તાવીશ વર્ષનો હતો અને વૈદું કરતો હતો. તે સ્વદેશ પ્રેમનાં મહત્ત્વને બરાબર સમજી ગયો હતો અને તે તેના જીવનની એક ઉભરાતી વૃત્તિ થઇ પડી હતી તેના નમ્ર અને ઉદાર સ્વભાવની તેના મિત્રો પર ભવ્ય છાપ પડતી. મેઝિની કહે છેઃ " જેઓ જેકોબો રૂફિનીને ઓળખે છે તેઓ તેના પ્રત્યે એક સાધુપુરૂષના જેટલું જ માન ધરાવી તેનું સ્મરણ કરે છે." રૂફિની અને બીજા તરૂણ રાષ્ટ્રસેવકો ઇ. સ. ૧૮૩૩ની વસંત ઋતુના આરંભમાં વિપ્લવ જગાવવા માટે છૂપી રીતે હથિયારો અને દ્રવ્ય ભેગાં કરી રહ્યાં હતાં. આમાં ઘણા વિલંબો પડયા અને જેકોબો બહુ બેચેન થવા લાગ્યો. જેમ જેમ એકેક દિવસ પસાર થતો તેમ તેમ તેઓની યોજના પકડાઇ જવાનું જોખમ વધતું જ જતું હતું. તેણે મેઝિનીને લખ્યુંઃ " જો આપણે કંઈ જ નહિ કરીએ તો આપણું આવી બન્યું સમજજો. " એવામાં એપ્રિલ માસની એક રાતે સેંકડો માણસોને એકાએક પકડવામાં આવ્યા. તરૂણ ઇટલીના ખાનગી કાગળોથી ભરેલી એક પેટી પોલિસને હાથ લાગી, જેમાં આખી યોજનાની પૂરેપૂરી વિગત લખેલી હતી. થોડાક કલાક પહેલાં જ ચેતવણી મળી જવાથી કેટલાક કાવત્રાંખોરો પલાયન કરી શક્યા. રૂફિનીને પણ નાસી જવાનો આગ્રહ કરવામાં આવ્યો પણ તેણે

તેમ કરવાની ચોકખી ના પાડી. બધી જવાબદારી પોતાને માથે ઉપાડી લઇને તે બીજાઓને બચાવવાની આશા રાખતો હતો. તે બોલ્યો: “ હું ધ્વજધારી છું. હું તેને ઉંચે ફરકતો જ રાખીશ અથવા મારા હાથમાં પકડી રાખીને તેની સાથે જ હું પડીશ.” એક મુખ્ય વિપ્લવકાર તરીકે જાણીતો હોવાથી તેને પકડીને કેદ કરવામાં આવ્યો.

ન્યાયાધીશો રૂફિની પાસેથી તેના અપરાધનો સ્વીકાર કરાવવાની તથા તેના બંધુઓની સામે કેટલીક જુબાની મેળવવાની આશા રાખતા હતા. મુકદમો ચલાવતી વખતે તેના હાથમાં એક કાગળ મૂકવામાં આવ્યો, જેમાં કાવત્રાની બધી વિગતો તથા તે બાબતમાં જેઓનાપર પોલિસને શક પડતો હતો તે બધાઓનાં નામો હતાં. આ કાગળની નીચે પોલિસે મેઝિનીની ખોટી સહી કરી હતી અને તેઓ રૂફિનીના દિલમાં એવું ઠસાવવા માગતા હતા કે તેના પોતાના મિત્રે જ ( મેઝિનીએ ) તેઓને દગો દીધો હતો. જેકોબોને મેઝિની પર અખૂટ વિશ્વાસ હતો. વળી તે કેદીઓ પાસેથી કેવી નિંદ્ય રીતોદ્વારા બાતમી મેળવવામાં આવતી તે સારી પેઠે જાણતો હતો. જક્કી કેદીઓને બોલાવવા માટે વાપરવામાં આવતી સખ્તાઇઓમાં ફટકાનો માર કે ભૂખમરો, એ તો દયાળુ રીત ગણાતી. આમ છતાં જો કેદી મૂગો જ રહેતો તો તેની ચૂપકીદીને જ બધા શકમંદો સામેની સાક્ષી તરીકે સ્વીકારી લેવામાં આવતી. રૂફિની જાણતો હતો કે તેના ન્યાયાધીશો તેને મોતની જ શિક્ષા કરી ચૂકેલા હતા. આથી પોતાના પર દગાબાજીના ખોટા આરોપનું કલંક ન આવવા પામે એવો તેણે નિશ્ચય કર્યો. તાજુબીનું એક પણ ચિહ્ન દેખાડયા વગર તે આખો કાગળ વાંચી ગયો અને તે પાછો આપતાં તે શાંતિપૂર્વક બોલ્યો: “ આવતી કાલે તમને મારો જવાબ મળશે. ” બીજી સવારે જેલર તેની કોટડીમાં ગયો તો તેણે જેકોબો રૂફિનીનું શબ

જમીન પર પડેલું દીઠું ! કોટડીની ધોળેલી દિવાલ પર આ શબ્દો ઓતરેલા હતા: " આ રહ્યો મારો જવાબ. મારા વેરની વસુલાત લેવાનું મારા દેશબંધુઓને સોંપતો જઉં છું. "

ઇટલીના સાચા શહીદ જેકોબોના મૃત્યુના સમાચારથી મેઝિનીના દિલપર એવો તો સખ્ત આઘાત થયો કે તે લગભગ ગાંડા જેવો થઇ ગયો. પોતાના નામનો આવા ક્રૂરકાર્યમાં ઉપયોગ કરવામાં આવેલો એ જાણીને તેના ભારે ખેદમાં વધારો થયો. જેકોબોની માતા સિન્યોરા રૂફિનીએ તેના તરફ જે વહાલ અને મમતા બતાવ્યાં તેના વડે તેનામાં આશા અને ઉત્સાહ ઉત્પન્ન થયાં. એગોસ્ટિનો અને ગિયોવાની નામના પોતાના બે નાના પુત્રો જોડે તે માર્સેલ્સમાં રહેવા આવી હતી. તેની ઉંડી ધાર્મિક શ્રદ્ધા તેને ખૂબ સહાય્યભૂત થઇ પડી અને પોતાના દુઃખના અવસરે આ ખરેખરી સાધુચરિતા સ્ત્રી ગ્વીસેપને પણ દિલાસો આપી શકી. મેઝિની તેને માતા સમાન જ ગણતો અને તેને તે એક પવિત્રમાં પવિત્ર, ઉદારમાં ઉદાર અને ઉચ્ચમાં ઉચ્ચ આત્માવાળી સ્ત્રી ગણતો. પોતાની માતાની જેમ સિન્યોરા રૂફિની તરફથી પણ તેને હમેશાં દુઃખમાં દિલાસો મળતો. આ બે માતાઓ જાણતી હતી કે તેઓને ચોવીસે કલાક મોતનો ભય વેઠવો પડશે તોયે તેઓએ બીજી અનેક ઇટાલિયન માતાઓની જેમ પોતાના પુત્રોને માતૃભૂમિની સેવા અર્થે અર્પણ કરીને પોતાનાં સુખવૈભવને કુરબાન કર્યાં હતાં. પોતાના પુત્રોની દેશભક્તિ વડે ઉત્પન્ન થતી અનેક ઉચ્ચ આશાઓથી તેઓની હિમ્મત નભ્યા કરતી હતી. જેકોબો રૂફિનીએ કહેલું: " હું કહું છું કે આપણામાંના ઘણા થોડા, આપણા પ્રયાસોનાં ફળ ભોગવવા પામીશું. પણ આપણે વાવેલાં બીના ફણગા આપણી પછાડી જ ઉગી નીકળશે; આપણે વાવેલું આપણી પછાડી જ લણાશે. "

જેકોબો એકલો જ બળવાનો ભોગ થઇ પડયો ન્હોતો. જ્યારે ચાર્લ્સ આલ્બર્ટને ખબર પડી કે કાવત્રું ફત્તેહમંદીથી પાર પડવાની

અણીપર હતું તથા તેના પોતાના ઘણા અધિકારીઓ તેમાં જોડાયેલા હતા ત્યારે તેના ગુસ્સા તેમ જ તાજુબીનો પાર રહ્યો નહિ. તરત જ જપ્તી, કેદ, દેશવટો અને મોતની સજાઓની ઝડી તુરતજ પ્રજાપર વર્ષાવવામાં આવી. સજા કરવામાં તે ચાર્લ્સ ફેલિક્સ જેટલો જ નિર્દય હતો. ચાર્લ્સ આલ્બર્ટની કારકીર્દીમાં આ જનાવ ડાઘાસમો કાળો હતો પણ આ કૃત્યનું ફળ પણ આખરે તેને ભોગવવું પડ્યું. કારણ કે પાછળથી તે પોતાની ભૂલો સુધારવાને તૈયાર થયો અને તેણે ઇટલીની સેવા અર્થે પોતાની જીંદગી અને રાજગાદીનું પણ જોખમ ખેડ્યું તોયે તે પોતાની ઇષ્ટ વસ્તુ—પોતાની પ્રજાના પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરી શક્યો નહિ.



# પ્રકરણ પાંચમું.

## વીર ગેરિબાલ્ડી.

ખૂનરાખોરોને ક્રૂર સજા કરવાથી તરૂણ ઇટલીનો વિકાસ થતો અટકશે એમ ધારવામાં આવતું હતું પણ તેની અસર ઉલટી જ થઇ. આઝાદીની ખાતર પોતાના જાન કુરબાન કરનારા જેકોબો રૂફિની જેવા વીર પુરૂષોના ઉદાહરણથી લોકોમાં અજબ ઉત્સાહ આવ્યો અને દરેક રાજ્યમાં સેંકડો માણસો તરૂણ ઇટલીમાં દાખલ થવાને ભેગા થવા લાગ્યા.

નવા સભાસદો બનનારાઓમાં ગ્રીસેપ ગેરિબાલ્ડી પણ હતો. બાર વર્ષની નોકરી પછી તે વેપારી બારકસમાં નાખુદાની પદવીએ ચડેલો. તેનું જીવન ચેતન અને પરાક્રમથી ભરપૂર હતું અને દરિયાઇ જીવનના ઘડી ઘડી ફરતા પ્રસંગોની સામે થવા માટે જોઇતી સહિષ્ણુતા, સાવચેતી અને હિમ્મત તેનામાં ભરપૂર હતી. બાળપણથી જ ગેરિબાલ્ડીના શરીરમાં એક દેશસેવકનું હૃદય ધડકી રહ્યું હતું અને ઇટલીની ખાતર તે એક દિવસ હથિયાર ઉપાડશે એ જાતની આશાને તેણે કદી છોડી ન્હોતી. કાળા સમુદ્રના એક બંદર પર કુનિયો નામના એક ઇટાલિયન નાવિકનો તેને મેળાપ થયો, જે તરૂણ ઇટલીનો સભાસદ હતો. તેની પાસેથી જ તેણે પ્રથમ પહેલાં મેઝિનીના સમાચાર સાંભળ્યા. જેવો તે માર્સેલ્સ પહોંચ્યો કે તરત જ તેણે મેઝિનીને તેના ગુપ્તનિવાસમાંથી શોધી કાઢયો.

બન્ને ગ્રીસેપો દેખાવોમાં તેમજ ચારિત્ર્યોમાં એક બીજાથી જૂદા જ હતા. ગેરિબાલ્ડીનો બાંધો મજબૂત અને કદાવર હતો, તેના શરીરમાં ચેતન ભર્યું હતું. અને તેની રીતભાતો એક ખરા નાવિકના જેવી હતી. તેની આંખો તપખીરી રંગની હતી, તેનો ચહેરો ગોરાશ

પડતો હતો અને તેની દાઢી લાલ રંગની હતી. એ વખતના રિવાજ મુજબ તેના લાંબા વાળ તેના ખભા સુધી પહોંચતા. તેના મસ્તકની ભવ્યતામાં, તેની નજરની મક્કમ નિડરતામાં અને પીળા વાળવાળી મોટી મોટી ભમરોમાં કંઇક સિંહવૃત્તિ જેવું સાફ જણાતું હતું. સ્વભાવે પણ તે સિંહહૃદયવાળો હતો. મિત્ર તેમજ શત્રુ તરફ ઉદાર, પોતાના કાર્યમાં કુશળ અને હિમ્મત બતાવવામાં અડગ એવો ગેરિબાલ્ડી પોતાના ક્ષેત્રમાં ખરેખર રાજા જ હતો. અને પ્રાચીન કાળના વીર નરોની જેમ તે મહાન્ કાર્યો કરનારો હતો.

મેઝિનીનો બાંધો નાજુક હતો. તેની ચામડીનો રંગ એક ખરા ઇટાલિયનના જેવો જરા કાળાશ પડતો હતો. તેનાં સુઘડ અને નાજુક અવયવો, મોટી ભાવપૂર્ણ આંખો અને તેના હાસ્યનું દિલજીત માધુર્ય બહુ જ આકર્ષક હતાં. તેના એક અંગત મિત્રે તેને એ વખતનો ખૂબસુરતમાં ખૂબસુરત મનુષ્ય ગણ્યો હતો. છૂપા રહીને ગુપ્તનિવાસમાં પોતાના કઠિન કાર્યની સાધના કરતો, કલાકે કલાકે આવતાં વિઘ્નો અનુપમ હિમ્મતથી સહન કરતો એ વીર પોતાના ઉચ્ચ વિચારો અને ઉન્નત આશયોમા લીન થઇને પોતાની જ દુનિયામાં જીવી રહ્યો હતો. આથી તેના ચહેરાપર દુનિયાથી પર રહેનારા મનુષ્યના જેવી છાપ દેખાતી હતી; કોઇ ભવ્ય દ્રષ્ટા અને ઇશ્વરપ્રેરિત સ્વપ્નો નિહાળનારો આત્મા તેના દેહમાં ઝળકી રહ્યો હતો.

મેઝિનીના દેખાવ અને તેની યોજનાઓથી ઉત્સાહિત થઇ ગેરિબાલ્ડી તરૂણ ઇટલીનો સભ્ય બન્યો અને કાર્ય કરવાને પણ તરત જ તૈયાર થયો. તેણે વેપારી બારકસમાંથી પોતાની પદવીનું રાજીનામું આપ્યું અને એક સામાન્ય નાવિક તરીકે જીનોવા મુકામે સાર્ડિનિયાના નૌકા સૈન્યમાં જોડાયો. સલામતીની ખાતર તેણે પોતાનું નામ બદલાવી બોરેલ રાખ્યું અને તે ફરી જાગનારા બળ-

વામાં સરકારી કાફલાના ખલાસીઓને સામેલ કરવાનું કામ કરવા લાગ્યો. જે વખતે સ્વીટ્ઝર્લેંડમાંથી નવો કાફલો સરકારની સામે થવા માટે સેવોયમાં દાખલ થાય તે જ વખતે બળવો જગાડવો એવું નક્કી થયેલું. ખલાસીઓએ ગેરિબાલ્ડીની વાતને ઉત્સાહપૂર્વક વધાવી લીધી અને બળવા માટે દિવસ પણ નક્કી થઇ ચૂકયો. એવામાં સેવોયથી સ્નાનના સમાચાર આવ્યા. સ્વીટ્ઝર્લેંડથી આવનારો હુમલો અફળ નિવડયો. કાફલાના સરદાર રામોરિનોએ નકામી ઢીલ કરી સમય અને દ્રવ્યની બરબાદી કરી અને છેવટે તેની હિમ્મત છૂટી પડવાથી એક પણ ગોળીનો અવાજ કર્યા વગર તેણે પોતાના કાફલાના માણસોને વિખેરી નાખ્યા. ( ૧ ફેબ્રુઆરી, ૧૮૩૪ ). હવે નૌકાસૈન્યમાં બળવો જગાડવો એ નકામું હતું અને ઉપરિયોને પોતાની ખાનગી પ્રવૃત્તિ વિષે શક ગયો હતો એવું ગેરિબાલ્ડીના જાણવામાં આવતાં તે નોકરી છોડી ગયો અને ખેડૂતના વેશમાં માર્સેલ્સ પહોંચ્યો, જ્યાં તેણે ફાંસીની સજા પાંમેલા માણસોની નામાવલિમાં પોતાનું નામ પણ જોયું. ફ્રાંસમાં રહેવું તેને માટે સલામત ન્હોતું તેમ જ પોતાના પક્ષને વધુ ઉપયોગી બનવાનું પણ હવે તેનાથી બને તેમ ન્હોતું. આથી તેણે પાછું દરિયાઇ જીવન ગાળવા માંડયું અને ૧૮૩૬માં તે દક્ષિણ અમેરિકા પહોંચ્યો. બ્રાઝિલની રાજધાની રિયોડીજેનેરોમાં મુકામ કર્યા પછી તેને બીજા એક ઇટાલિયન દેશપારી રોસેટીનો મેળાપ થયો, જેની જોડે તેણે ગાઢ મિત્રાચારી બાંધી.

એ વખતે પોતાની આઝાદી માટે લડી રહેલા રિયો ગ્રાંડ ડોસુલના ન્હાના પ્રજાસત્તાક સામે બ્રાઝિલના જોરાવર સામ્રાજ્યે વિગ્રહ માંડયો હતો. આ અસમાન લડાઇમાં આપણા બે ઇટાલિયન વીરોની દિલસોજી રિયો ગ્રાન્ડના લોકો તરફ જ ઢળી અને તેઓએ પ્રમુખ બેન્ટો કોન્ઝેલ્સને સેવા કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. તેઓએ બ્રાઝિલ તરફથી લડવાનું પસંદ કર્યું હોત તો તેઓ દ્રવ્ય તેમજ કીર્તિ બહુ સંપાદન . ત કારણ કે રિયોગ્રાન્ડ પોતાના સૈનિકોને કંઇ પણ ન

આપી શકે તેટલું ગરીબ હતું. આ ન્હાનકડા પ્રજાસત્તાકને તો બ્રાઝિલનો સશસ્ત્ર કાફલો ચાલૂ ભયરૂપ થઇ પડેલો હતો કારણ કે તેની પાસે એકકે બારકસ ન્હોતું. ગેરિબાલ્ડીને રિયો ગ્રાન્ડના વાવટા હેઠળ દરિયાઇ લડાઈ કરવાની લેખિત પરવાનગી મળી અને તેણે તથા રોસેટીએ પોતાને ખર્ચે એક નાનું જહાજ તૈયાર કર્યું અને બેહુ મેદાને પડયા.

તેનાં પહેલાં પહેલાં પરાક્રમો વિજયશાળી નિવડવાથી ગેરિબાલ્ડીને રિયો પાર્ડો નામના એક તોપોવાળા જહાજની સરદારી સોંપવામાં આવી. તેની પાસે ત્રીસ નાવિકો હતા, જેમાંના ૭ તો ઇટાલિયનો હતા. પોતાની માતૃભૂમિ માટે લડી શકે તેવા સંજોગો ન હોવાથી આ ૭ વીરો રિયો ગ્રાન્ડની આઝાદી માટે પોતાના પ્રાણની પણ પરવાહ કર્યા વગર લડી રહ્યા હતા. ગેરિબાલ્ડીએ પોતાના માણસોને સમુદ્ર તેમજ ભૂમિપર લડતાં શીખવ્યું કારણ કે બારકસ પર તેઓએ ઘોડા પણ રાખેલા, જેથી તક લાધતાં કિનારે ઉતરી અંદરના પ્રદેશમાં ઘુસી શકાય અને દુશ્મનની સેનાપર અણધાર્યો છાપો મારી શકાય તથા જો શત્રુનું બળ વધારે હોય અને તે તેઓની પૂંઠ પકડે તો પાછા બારકસનો આશ્રય લઇ શકાય. આમ ગેરિબાલ્ડી બ્રાઝિલિયનોને કંટક સમાન ખૂંચવા લાગ્યો કારણ કે તે તેઓના વેપારમાં દખલ કરતો અને લોકોને રંજાડતો. જોતજોતામાં તે એક સાહસિક અને બહાદૂર ચાંચિયા તરીકે પંકાયો. તે કહે છે: "એ વખતનું જીવન સાહસ અને પરાક્રમથી ભરેલું યશસ્વી જીવન હતું."

૧૮૩૯ ની સાલમાં રિયો ગ્રાન્ડે પોતાની પડોશના સાન્ટા કેથેરિનાના પ્રજાસત્તાકને બ્રાઝિલની સામે રક્ષણ આપવાનું માથે લીધું અને શત્રુના હાથમાં પડેલા લેગુના નામના શહેર પર હુમલો લઇ જવાનું કામ ગેરિબાલ્ડીને સોંપવામાં આવ્યુ. આ પ્રયાસનું પરિણામ ભારે આફતકારક આવ્યું. દરિયામાં ભારે તોફાન જાગવાથી રિયો પાર્ડો ખડક સાથે અથડાઇ પડયું અને ૭ યે ઇટાલિયનો

ઉપરાંત બીજા ઘણાખરા નાવિકો ઘૂઘવતા જળમાં તણાઇ ગયા. ગેરિબાલ્ડીએ પોતાના મિત્રોને બચાવવાના મરણતોલ પ્રયાસો કર્યા પણ આખરે જ્યારે તે કિનારે ઘસડાઇ આવ્યો ત્યારે તે અધમૂવો થઇ ગયો હતો. પોતાના થોડાક બચેલા સોબતીઓ સાથે તે લેગુના ભણી કૂચ કરી ગયો અને શહેરનો કબજો લેવામાં ભાગ લીધો. પણ જ્યારે લડાઇનો હાહાકાર બંધ થયો ત્યારે તેની માનસિક નિરાશાનો પાર રહ્યો નહિ. વહાણભંગના ભયંકર દેખાવો તે ભૂલી શકતો ન્હોતો અને પોતાની દેશવટાની ભૂમિમાં જે માણસો તેના બંધુઓ જેવા હતા તેઓના મૃત્યુ માટે તે કરૂણ કલ્પાંત કરવા લાગ્યો. તે કહે છે; "દુનિયામાં હું એકલો પડી ગયો. મને ચહાનારા કોઇ માનવીહૃદયની મને ભારે જરૂર જણાઇ—જેને હું સદાસર્વદા મારી સમીપ જ રાખી શકું એવી એક વ્યક્તિ માટે મારૂં દિલ તલસવા લાગ્યું:" આવા વિચારો કરતો કરતો જે બંદરમાં તેનું નવું વહાણ પડેલું હતું તેની પાસે જ આવેલી ટેકરી પરના એક ન્હાનકડા શહેરનો દેખાવ તે પોતાના દૂરબીનમાંથી જોઇ રહ્યો હતો. તેની નજર મહોલ્લામાં ઉભેલી એક છોકરી પર પડી. ગેરિબાલ્ડીએ પોતાની નૌકા મંગાવી અને છોકરીને ફરી જોવાનો તેણે નિશ્ચય કર્યો. તે છોકરી તેને ક્યાંઇ દેખાઇ નહિ અને તે પાછો જવાની અણીપર હતો એવામાં તેનો રિબેરાસ નામનો એક ઓળખીતો માણસ તેને મળી ગયો, જે તેને પોતાને ઘેર લઇ ગયો. ઘરમાં દાખલ થતાં વેંત જે પ્રથમ વ્યક્તિ ગેરિબાલ્ડીની દ્રષ્ટિએ પડી તે પેલી છોકરી જ હતી ! આ વખતે તેને કેવો આનંદ થયો હશે એ વાચકો જ કલ્પી લે. દૂરબીન મારફત દેખાતી હતી તેના કરતાં પાસેથી તે વધારે ખૂબસુરત દેખાઇ. તે એક ખરેખરી સુંદરી હતી. તેનાં સુંદર સુઘડ અવયવો, ચકચકિત ચામડી, કાળી ભાવપૂર્ણ આંખો, અને મોહક આકર્ષણવાળું હાસ્ય—આ બધું ખરેખર આકર્ષક હતું. આ પહેલાં તેણે તેનો ચહેરો કદાપિ જોયો ન્હોતો અને

તેનું નામ સુદ્ધાં સાંભળ્યું ન્હોતું છતાં તે રિબેરાસની પુત્રી એનિટા પર ત્યાં ને ત્યાં મોહિત થયો.

ઝુલતા વાળવાળા અને રાજવી દેખાવના ખૂબસુરત જુવાનને એનિટા સારી પેઠે ઓળખતી હતી કારણ કે તેનાં નામ અને પરાક્રમોની કીર્તિથી એ બાજુનો આખો પ્રદેશ ગાજી રહ્યો હતો. ગેરિબાલ્ડી કહે છે: "અમે બેહુ મુગ્ધ બન્યાં અને શાંત રહી પરસ્પર તાકી રહ્યાં. 'આખરે હું બોલ્યો, 'તું મારી જ થવાની.'" તે આ શબ્દો ઇટાલિયન ભાષામાં બોલેલો અને એનિટા તો માત્ર પોર્ચુગીઝ ભાષા જ જાણતી હતી. તે તેના બહાદૂરીભર્યા શબ્દો તો ન સમજી શકી પણ તેની આંખોમાં પોતાના માટે ચળકતી પ્રશંસાની સૂરકી, અને તેના અવાજમાંથી ઝરતું માધુર્ય એનિટા બરાબર સમજી ગઇ અને તેનું હૃદય આ ઉત્સાહી આશક ભણી ખેંચાયું. રિબેરાસે પોતાની પુત્રીનો વિવાહ એક ધનાઢ્ય માણસ જોડે કરેલો જેને તે બિલકુલ ચહાતી ન્હોતી. તે એક અકિંચન સૈનિકની જોડે પોતાની છોકરીને પરણાવે એવી જરાય વકી ન્હોતી. તેઓ માટે ચૂપચૂપ નાસી જવાનો એક જ રસ્તો હતો. આથી ગેરિબાલ્ડી એક રાતે ચૂપચૂપ આવ્યો, એનિટાને પોતાના વહાણપર લઈ ગયો અને તેનું હરણ કરી નાસી છુટયો. પાછળથી એનિટાને તેના બાપને ઘેરથી ઉપાડી લાવવા માટે ગેરિબાલ્ડીને બહુ લાગી આવ્યું પણ એનિટાના સુખ ભણી જોતાં તેને ખેદ કરવાનું કશું કારણ ન્હોતું. બેહુના પરાક્રમી અને જોશીલા સ્વભાવ એકબીજાને ઠીક માફક આવતા અને એનિટા મરણ પામી ત્યાં લગી તેઓ બન્ને એકબીજાને દિલપૂર્વક ચહાતાં રહ્યાં. અઢાર વર્ષની આ વીરાંગનાએ ખરેખર કપરૂં જીવન સ્વીકારી લીધું હતું. વહાણ તે તેનું ઘર; ખલાસીઓ તે તેના સોબતીઓ: આવું તેનું જીવન હતું. પણ કોઇ પણ મુશ્કેલી કે ભયથી એનિટા પાછી હટી એટલું જ નહિ પણ ગેરિબાલ્ડી તરફથી વારંવાર ઉપાડી લેવામાં આવતી ઘણીયે લડાઇમાં તે પોતે

કૂદી પડતી ! એક વાર ગેરિબાલ્ડી કિનારા પર હતો એ વખતે તેનાં તોપવાળાં ત્રણ બારકસો પર બ્રાઝિલનાં વીસ જહાજોએ હુમલો કર્યો. તરત જ એનિટાએ સરદારી લીધી અને તોપનો પહેલો ધડાકો તેણે કર્યો. તેનો પતિ આવ્યો અને તેને કિનારા પરના કોઇ સુરક્ષિત સ્થળે જવાનું કહ્યું પણ તેણે માન્યું નહિ. આ ઘમસાન લડાઇમાં ગેરિબાલ્ડીની હાર થઇ અને પોતાનાં સશસ્ત્ર જહાજોનો કબજો દુશ્મનને આપવો પડયો તોય એનિટા ગામમાં આશ્રય લેવાને લલચાઇ નહિ ! આથી ગેરિબાલ્ડી એ મોટાં મોટાં વિસ્તૃત મેદાનો પર ભટકીને ભૂમિમાર્ગે લડાઇઓ ચલાવવાનું શરૂ કર્યું. આ ઘાસવાળા મેદાનમાં જંગલી પશુઓ, હરણો કે એવાં કોઇ જાનવરો મળી આવતાં. તેઓ ખોરાક માટે આનો શિકાર કરતાં અને આનંદમાં દિવસો પસાર કરતા. તે લખી ગયો છે: “ જે કપડાં મેં પહેરેલાં તે સિવાય બીજાં કપડાં મારી પાસે ન્હોતાં. અને એક પાઇ પણ આપી શકે નહિ એવા ગરીબ પ્રજાસત્તાકની હું નોકરી કરી રહ્યો હતો. તોપણ તેની મને શી દરકાર ? એક બાજુ મારા પલાણપર મારી તલવાર અને બંદૂક પડેલી હતી. બીજી બાજુ એનિટા—મારી દોલત મારી જોડે જ હતી, જે બીજી પ્રજાઓની પવિત્ર આઝાદીની ખાતર લડવા અને પરાક્રમભર્યું જીવન વ્યતીત કરવા મારા જેટલી જ ખંતીલી અને ઉત્સાહી હતી. લડાઇઓ તેને પ્રિય હતી અને લશ્કરી જીવનની હાડમારીઓમાં તે આનંદ માનતી. ”

આવા દિલ ઉશ્કેરનારા બનાવો વચ્ચે એનિટાનું પ્રથમ બાળક જન્મ્યું અને મોડેનાના મહાન્ શહીદના સ્મરણમાં તેનું નામ મેનોટી રાખવામાં આવ્યું. આ બાળક હજી પખવાડિયાનો થયો ન્હોતો એટલામાં ગેરિબાલ્ડીની નાની સેના પર આફત આવી પડી તે દુશ્મનના હાથમાં પકડાવાની અણી પર હતો એટલે તેને સપાટાબંધ નાસવું પડયું. અજાણ્યા ગાઢ જંગલમાં તેઓ ફાવે તેમ દોડયે જતા હતા. દિવસોના દિવસો તેઓ ઝાડનાં મૂળિયાં અને જંગલી

ફળો પર રહી ગાઢ અરણ્યમાંથી પસાર થઇ રહ્યા હતા. તેઓને ઉભા પહાડી માર્ગો ચડવા પડતા અને નદીઓના પૂરમાંથી પસાર થવું પડતું. ઠંડીથી થરથરતાં, કકડતી ભૂખથી પીડાતાં અને બીજાં અનેક દુઃખો સહન કરતાં કરતાં તેઓને પૂંઠે લાગેલા શત્રુથી પણ ચેતતા રહેવાનું હતું. આ હાડમારીઓથી ગેરિબાલ્ડીના કઠણમાં કઠણ સૈનિકોની શક્તિ અને ધીરજની બરાબર કસોટી થઈ અને એનિટા તથા તેનો પુત્ર તેમાંથી બચી જવા પામ્યાં એ ખરેખર અજાયબીની વાત હતી. ગેરીબાલ્ડી કહે છેઃ "એનિટાને મેનોટીની બહુ ધાસ્તી હતી; તે બચી જવા પામ્યો એ કોઇ ચમત્કાર જ કહેવાય. ઉંચા ચડાણોવાળા માર્ગો પસાર કરતી વેળા અને ઘૂઘૂ કરતા જળપ્રવાહો ઓળંગતી વેળા હું તેને મારી ગરદનની આસપાસ લટકાવેલા કપડામાં જ રાખી મૂકતો અને મારી છાતીની હુંફથી હું તેને ઠંડીમાંથી બચાવવાની કોશિષ કરતો."

આવા ભયંકર અનુભવો પછી ગેરિબાલ્ડીને લાગ્યું કે પોતાનાં સ્ત્રી તથા પુત્રની ખાતર તેણે હવે શાંત જીવન ગૂજારવું જોઇએ. દરમિયાન તહકૂબી થઇ. આથી તે સેનામાંથી માનપૂર્વક ફારેગ થઇ શક્યો. તે ઉરૂગ્વે પ્રાંતના મોન્ટેવિડિયો શહેરમાં રહ્યો અને ગણિત-શિક્ષક તરીકે તે બહુ થોડી કમાણી કરવા લાગ્યો. પણ થોડા જ વખતમાં તેણે પાછો પોતાનો પુરાણો ધંધો ઉપાડી લીધો.

૧૮૪૨ માં આરજેન્ટિનાના સૂબા રોસાસે ઉરૂગ્વે સામે લડાઇ જાહેર કરી અને ગેરિબાલ્ડીની દેશના રક્ષણ કાર્યમાં મદદ માગવામાં આવી. તેનો પ્રિય મિત્ર રોસેટી થોડા વખત પહેલાં જ માર્યો ગયો હતો. આથી તેણે બીજા એક ઇટાલિયન અન્ઝાનીને પોતાની મદદે બોલાવ્યો. આ વીર નરને ચાર્લ્સ ફેલિક્સે તેની માતૃભૂમિની સેવા કરવા માટે દેશવટો દીધેલો અને દક્ષિણ અમેરિકામાં તે ગેરિબાલ્ડીની સાથે જોડાયો. તે પહેલાં તે આઝાદીની ખાતર ગ્રીસ અને સ્પેનમાં કેટલી યે લડાઇઓ લડી ચૂક્યો હતો. આ લડાઇમાં ગેરિબાલ્ડી અને તેના સાથીઓને

કેસરીઆં જ કરવાં પડ્યાં કારણકે રોસાસની પાસે સાધનસંપન્ન કાફલો અને જોરાવર લશ્કર હતાં. તેની વિજયશાળી સેના મોન્ટે વિડિયોને ઘેરો ઘાલવા માટે આગળ વધી. આથી દરેકેદરેક શહેરીને તેનું રક્ષણ કરવા માટે હથિયાર ઉપાડવાની જરૂર પડી. આ શહેરમાં સંખ્યાબંધ પરદેશીઓ, મુખ્ય કરીને ફ્રેંચો અને ઇટાલિયનો રહેતા હતા અને ગેરિબાલ્ડીના દેશબંધુઓ કુદરતી રીતે જ તેના વાવટા હેઠળ એકત્ર થયા. અગાઉની માફક તેણે પોતાની તથા પોતાના સાથીઓની આ સેવા માટે કશો બદલો સ્વીકાર્યો નહિ પણ એક વખત મોન્ટેવિડિયન સરકારે તેને લાલ ખમીસોનો મોટો જથ્થો આપ્યો. આવાં ખમીસો લોહીના ડાઘ સંતાડવા માટે કસાઇખાનામાં વપરાતાં. આ વખતથી જ ગેરિબાલ્ડીના સાથીઓ એ લાલ ખમીસો પહેરવા લાગ્યા અને જોતજોતામાં ઇટલીના ઇતિહાસમાં તેઓ ‘ રેડ શર્ટસ ’ તરીકે સુપ્રસિદ્ધ થઇ ગયા. પ્રથમ તો ફ્રેંચો અને મોન્ટેવિડિયનો ગેરિબાલ્ડીના રંગીન પોશાકવાળા લશ્કરની મશ્કરી કરવા લાગ્યા પણ ગેરિબાલ્ડી, સેનાપર કાબૂ રાખવામાં તથા માણસોને તાલીમ આપવામાં એક્કો હતો. આથી થોડા જ વખતમાં તેઓનાં સાહસ અને હિમ્મત વખણાવાં લાગ્યાં. મોન્ટેવિડિયોનો ઘેરો લાંબા વખત સુધી ચાલ્યો. દુશ્મને હુમલો કરીને તથા સાથે સાથે ખોરાક વિગેરે આવતું અટકાવીને શહેરનો કબજો લેવાનો પ્રયાસ કર્યો પણ અણીને વખતે ઇટાલિયન સેનાએ જ શહેરનું રક્ષણ કર્યું.

બાદીનાં યુદ્ધોમાં ગેરિબાલ્ડી અન્ઝાનીની સહાયથી મહત્ત્વની જીતો મેળવી શક્યો હતો. આથી ઇટાલિયન સેનાને એક વાવટો ભેટ આપવામાં આવ્યો, જેના પર “ અજીત વીરોને ” એવા શબ્દો લખેલા હતા. આ ઉપરાંત ગેરિબાલ્ડીને મોન્ટેવિડિયન લશ્કરમાં સરદારની પદવી સ્વીકારવાનું કહેવામાં આવ્યું પરંતુ તેણે ના પાડી. તેણે કહ્યું કે ‘ દુનિયાભરનું સોનું મળે તો યે હું મારી ઇટાલિયન

સેનાનું નાસ ફેરવનાર નથી.' તેના સોબતીઓએ પણ, કરેલી સેવાના બદલામાં જમીનની બક્ષિસો સ્વીકારી નહિ. પોતાના દેશને આઝાદ કરવા માટે કોઇ પણ પળે માતૃભૂમિમાં દોડી જવાની ઇચ્છા રાખનારા આ વીર દેશપારીઓને પરદેશમાં જમીનદારો થઇને બેસવું ન ગમ્યું. વર્ષો થયાં તેઓએ પોતાનો સ્વદેશ છોડયો હતો છતાં તેઓ પોતાની જન્મભૂમિની સ્વતંત્રતાની વાત ભૂલ્યા ન્હોતા. ઇટાલિયન સેનાનો ધ્વજ કાળા રંગનો હોઇ, તેની વચ્ચોવચ્ચ અગ્નિથી ભભૂકતો જ્વાળામુખી પર્વત ચીતરેલો હતો. આ વાવટો એવો અર્થ બતાવતો હતો કે ઇટલી પોતાના હૃદયમાંથી પવિત્ર અગ્નિ ઝરાવતો કલ્પાંત્ત કરી રહ્યો હતો.

ગેરિબાલ્ડીને તરૂણ ઇટલીનો સભ્ય બનાવનાર કુનિયો આ વખતે તેની જોડે મોન્ટેવિડિયોમાં જ હતો. તેણે ગેરિબાલ્ડીનાં પરાક્રમોના સમાચાર મેઝિનીને મોકલી આપ્યા, જેણે એ ઇટલીમાં ફેલાવ્યા. આમ ગેરિબાલ્ડીનું નામ તેના દેશબંધુઓની અંદર પ્રિય થઇ પડયું અને કોઇ દિવસ તે તેઓની માતૃભૂમિ માટે કંઇક કરી બતાવશે એવી વાતો લોકો કરવા લાગ્યા. મેઝિનીની મારફત દેશપારીઓને ઇટલીના સમાચાર મળતા રહેતા અને તેઓ પોતાની જન્મભૂમિની હાક સાંભળી પોતાની તલવારો મ્યાનની બહાર કાઢવાની જ રાહ જોઇ રહ્યા હતા.

આખરે હાક પડી.

૧૮૪૮ ની વસંત ઋતુમાં લોમ્બાર્ડીના દેશસેવકોની લડતના તથા ઑસ્ટ્રિયા સામે લડાઇ માંડવાની તૈયારીઓના સમાચાર મોન્ટેવિડિયો પહોંચ્યા. વિના વિલંબે દેશપારીઓ સ્વદેશ ભણી જવાને તૈયાર થયા. 'સ્પેરાન્ઝા' (શુભાશા) નામના યોગ્ય નામવાળા વહાણમાં તેઓ નાઇસ જવાને ઉપડયાં, જ્યાં તેઓ ૧૮૪૮ ના જુન માસની ૨૩ મી તારીખે પહોંચ્યા. ત્યાં તેઓને જબરદસ્ત આવકાર મળ્યો. સેંકડો યુદ્ધોમાં વિજયશાળી નિવડેલા વીર પુરૂષોને નમન કરવાને આવેલા

લોકોના ટોળાથી દરિયાકિનારો ભરચક થઇ ગયો હતો. બંદર પર એનિટા અને તેનાં ત્રણ બાળકો, મેનોટી, રિસિયોટી અને નાની ટેરેસા હતાં, જેઓને ગેરિબાલ્ડીએ અગાઉથી જ ઇટલીમોકલી આપ્યાં હતાં. તેઓની જોડે તેની વૃદ્ધ માતા પણ હતી. ચૌદ વર્ષે પુત્રને પાછો આવેલો જોઇને માતાનું હૈયું અપાર આનંદથી ઉછળવા લાગ્યું. તે તો એમજ માનતી કે પોતાની પ્રાર્થનાઓ સાભળીને જ ઇશ્વરે ગેરિબાલ્ડીને અનેક સંકટોમાંથી ઉગાર્યો હતો.

દેશપારીઓ સ્વદેશમાં આવ્યા તે વખતે એક દુઃખદ બનાવ બન્યો. બહાદુર અન્ઝાની મરણોન્મુખ દશામાં હતો અને ઇટલીનો કિનારો આવતાં જ તેણે દેહ છોડયો આથી તેના શબને ઇટલીની ભુમિમાં દફનાવી શકાયું, મરતાં મરતાં તે ગેરિબાલ્ડીને પોતાના દેશબંધુઓની હરહંમેશ સેવા કરતા રહેવાનું કહેતો ગયો. ભવિષ્યમાં ગેરિબાલ્ડીના જમણા હાથ તરીકે વખણાઇ તેની જગ્યા લેનાર ગિયાકોમો મેડિસીને, અન્ઝાની એ ગેરિબાલ્ડીની સેવા કરવાનું કામ સોંપ્યું. અન્ઝાની કહેતો ગયોઃ “ ગેરિબાલ્ડીને કદી છોડી જતો નહિ. તે કોઇ નશીબદાર પુરૂષ છે અને તેના પર જ ઇટલીના ભાવિનો ઘણોખરો આધાર છે. ”



# પ્રકરણ છઠ્ઠું.



## ઇટલીનો જાગૃતિકાળ.

હવે આપણે થોડા વર્ષ પાછા હઠીશું અને ગેરિબાલ્ડીની ગેરહાજરી દરમિયાન ઇટલીમાં શું બન્યું તે જોઇશું.

સેવાયની ચડાઇ નિષ્ફળ નિવડયા પછી મેઝિનીને સાર્ડિનિયાની સરકારે ફાંસીની સજા કરી અને સ્વીટઝર્લેંડની સરકારે પણ તેને તેના રાજ્યમાંથી દેશવટો આપ્યો. આથી તેને એક સ્થળેથી બીજે સ્થળે ભાગતા ભાગતા ગુપ્તવાસ વેઠવાની ફરજ પડી. મેઝિનીના જીવનના આ દુઃખીમાં દુઃખી દિવસો હતા. પોતાના પ્રિય માણસોનો વિયોગ તેને ખુબ સાલતો હતો અને પોતાની મોટી મોટી આશાઓનો અંત આવેલો જોઇ તેને ભારે દુઃખ થતું હતું. આથી તેને ( એક નાસતા ભાગતા ગુન્હેગાર જેવું ) શિકારીના હાથમાંથી બચવા માટે નાસી રહેલા પશુના-જેવું જીવન ગુજારવું પડતું હતું એટલું જ નહિ પણ તેના હૃદયમાં એટલી બધી શંકાઓ અને નિરાશાઓ ઉભી થવા માંડી કે તેને તેનું આત્મબળ પણ પાંગળું થઇ ગયેલું જણાયું. તેની ભૂલ તો થતી ન્હોતી ? પોતે તથા પોતાના મિત્રોએ આપેલાં બલિદાનો શું વ્યર્થ ગયાં ? પોતાના પવિત્ર આદર્શને ભ્રમણા કહેનારા અને ઇટલીના ઉદ્ધારના તેના મનોરથને એક ખાલી સ્વપ્નું કહેનારા શું સાચા હતા ? આવા આવા વિચારોથી તે રાત દિવસ ઝુરાવા લાગ્યો અને નિરાશાના અંધકારમાં તે ડુબી ગયો. અન્તે વાદળું પસાર થયું. ઇશ્વર પરની તેની શ્રદ્ધા અને પોતાની લડતના સત્ય વિષેનો તેનો વિશ્વાસ પાછાં પેદાં થયાં. તે કહે છે કે ‘ પ્રકાશ ચમકયો ’ અને તે પ્રકાશ ફરી કોઇ વાર બૂઝાયો નહિ.

મેઝિનીએ ઇંગ્લાંડમાં આશ્રય લીધો, જ્યાં તે પોલિસની દખલગીરીમાંથી છૂટયો. વર્ષો સુધી તે લંડનમાં રહ્યો, જે તેનું બીજું

ઘર જ થઈ પડેલું અને જ્યાં તેણે તેને ચાહનારા અને વખાણનારા ઘણા મિત્રો બનાવેલા. પ્રથમ તો તે ઘણો દુઃખી રહ્યો: તેને ભારેમાં ભારે ગરીબાઇનાં સંકટો વેઠવાં પડયાં; પરદેશમાં આવી વસેલા એક અપરિચિત તરીકે તે એકલવાયો પડી ગયો. લંડનના મહોલ્લાઓમાં વાજીંત્રો વગાડનારા અને ગીત ગાનારા નાના ઇટાલિયન છોકરાંઓની સોબતથી કોઈ કોઇ વાર તે થોડોઘણો આનંદ મેળવી લેતો. તેઓના ખેડૂતી પોશાકમાં આ છોકરાઓ ફાંકડા દેખાતા અને તેઓ હમેશાં પોતાની સાથે પાળેલો વાંદરો કે સફેદ ઉંદર રાખતા. તેઓની જ કમાણી પર જીવનારા તેઓના અંગ્રેજ માલિકો કેટલીક વાર તેઓના પર ભારે જુલમ ગુજારતા અને પરદેશમાં એકલા પડેલા હોઇ તેઓને મદદ કરનારૂં કોઇ ન્હોતું. મેઝિનીએ તેઓના રક્ષક થવાનું કામ ઉપાડી લીધું અને આ છોકરાઓને ખવાડવાની તથા કપડાં પહેરાવવાની ખાતર તે પોતે ઘણીયે વાર ટાઢે ધ્રૂજતો અને અપવાસ ખેંચી કાઢતો. આ વખતે મેઝિની પોતાનું પ્રખ્યાત પુસ્તક ‘ માનવી કર્તવ્યો ’ લખી રહ્યો હતો. તેમાં તેણે ઇટલીની સ્વતંત્રતાને ક્રૂરતાભર્યાં કાર્યોથી કે આત્મશોષનથી પણ કલંક ન લાગવા દે તેવા, માનવજાતિ તેમ જ ઈશ્વર પ્રત્યેની ફરજને લગતા ઉચ્ચ આદર્શો પોતાના દેશબંધુઓ સમક્ષ રજૂ કર્યા અને પુસ્તકના અંત સુધી તેણે ઉચ્ચ અને નિઃસ્વાર્થ દેશભક્તિની જ તરફેણ કર્યા કરી. તેણે કહ્યું: “ બધા મહાન્ વિપ્લવોમાં હથિયારથી નહિ પણ સિદ્ધાંતોથી જ વિજય મેળવી શકાય છે. ”

ઑસ્ટ્રિયન નૌકા સૈન્યમાં અમલદારોની પદવી ધરાવનારા બે વેનેસિયન જુવાનો એટિલિયો અને એમિલિયો બાન્ડીરાએ મેઝિનીના લખાણો વાંચ્યાં અને પોતાના દેશબંધુઓ પર જુલમ ગુજારનાર સરકારની તેઓ અંતરના નાદને વળગી રહીને વધુ વખત માટે નોકરી કરી શકે તેમ ન હોવાથી ૧૮૪૪માં તેઓએ નોકરી છોડી જવાનો નિશ્ચય કર્યો. બીજા કેટલાક અમલદારોને લઇને તેઓ

પોતાનાં વહાણો છોડી ગયાં અને કોરફુમાં આશ્રય લીધો. એક મોટા નૌકાધિકારીના પુત્રો–બાન્ડીરા બંધુઓ નોકરી છોડી ગયેલા હોઇ સરકારી મંડળમાં ભારે ખળભળાટ જાગ્યો અને શહેનશાહની આજ્ઞાથી ઉમરાવજાદી બાન્ડીરા કોરફુ મુકામે ગઇ અને પોતાના પુત્રો તરત જ પાછા આવી નોકરીએ ચડી જાય તો તેઓને કંઈપણ સજા નહિ થાય એવો સમ્રાટ્નો હુકમ સાથે લેતી ગઇ. પોતાની પૂજ્ય માતાની લાગણીભરી વિનવણીઓનો ઇનકાર કરતાં બન્ને ભાઇઓને પારાવાર દુઃખ થયું પણ તેઓ પોતાના નિશ્ચયને દૃઢતા પૂર્વક વળગી રહ્યા. એમિલિયોએ લખ્યું છેઃ "ક્રોધથી અંધ બનેલી મારી માતા મારો ઉચ્ચ આશય સમજી શકતી નથી. તેની આંખમાંથી આંસુઓ સરતાં જોઇ મારૂં હૃદય ભાંગી જાય છે પણ હું બુધ્ધિવિહોણો થઇ શકતો નથી."

નેપલ્સના રાજા ફરડિનાન્ડ બીજાના જુલમ સામે વિરોધ દર્શાવવા ખાતર બાન્ડીરા બંધુઓ અને તેઓના સોબતીઓએ દક્ષિણ ઇટલીમાં બળવો જગાડવાનો નિશ્ચય કર્યો. મેઝિની અને બીજા અનુભવી દેશભકતોનો આ વાત આ વખતે યોગ્ય લાગી નહિ છતાં યે તેઓએ તેઓની ઇચ્છા વિરૂધ્ધ તાબડતોબ બળવો જગાડવાનું ઠરાવ્યું. ઓસ્ટ્રિયન જાસૂસોની તપાસ તેઓના પર ચાલૂ જ હતી એટલે જો આઝાદી માટે હથિઆર ઉપાડવાં જ હોય તો તાબડતોબ તેમ કરવું જોઇએ. એમિલિયોએ કહ્યું: "આપણા જાન જાય તો યે શું? જ્યાંસુધી ઇટાલિયનો મરતાં શીખશે નહિ ત્યાંસુધી ઇટલી મરેલું જ રહેશે."

તેઓ ૧૮૪૪ના જુન માસમાં કોરફુથી ઉપડયાં અને કેલેબ્રિયામાં કોટ્રોન મુકામે ઉતર્યાં. તેઓની સાથે જૂદાંજૂદાં ઇટાલિયન રાજ્યોનાં અઢાર રહીશો હતાં, જેઓ આમ પહેલીજ વખતે પોતાની ઇર્ષ્યાને બાજૂએ મૂકીને તથા એક બીજા પ્રત્યે બંધુભાવ રાખીને પોતાના સામાન્ય શત્રુ

સામે એકત્ર થઇને લડવા તૈયાર થયા હતા. તેઓને ખાતરી હતી કે કુલેબ્રિયાના ખેડૂતો બળવો કરવામાં તેઓની સાથે જોડાશે પણ તેમાં તેઓ ખોટા પડયા અને તેઓને બિલકુલ મદદ મળી નહિ. તેઓમાંનો બોશેશિયામ્પી નામનો એક માણસ ઓસ્ટ્રિયાનો પગારદાર જાસૂસ હતો અને તેણે દગો કરી એ બધાને નેપલ્સના લશ્કરના હાથમાં છૂપી રીતે પકડાવી દીધા. તોય થોડી ઝપાઝપી થઇ અને જેટલા જીવતા રહ્યા તે બધાને કેદ કરી કોસેન્ઝા મુકામે લઇ જવામાં આવ્યા. ત્યાં કેટલાકને જીંદગીભરની સખ્ત મજૂરીની અને કેટલાકને ગોળીબારની સજા થઇ. એટિલિયો અને એમિલિયો બાન્ડીરા, ડોમેનિકો લ્યુપાટેલી, ગિયોવાની વેનેરૂસિયો, ડોમેનિકો મોરો, એનાકાર્સી નાર્ડી, ગિયાકોમો રોક્કા અને નિકોલો સિસિયોટી, એટલા જણને મોતની સજા થઇ. જુલાઇ માસના ઉન્હાળાના એક પ્રભાતે આ વીર શહીદોને વધસ્થાન ભણી લઇ જવામાં આવ્યા. તેઓ ઉઘાડે પગે અને ચહેરા પર કાળા બુરખા રાખીને આ દેશાભિમાનભર્યું ગીત લલકારતા લલકારતા કૂચ કરી રહ્યા હતા: "પોતાની જન્મભૂમિની ખાતર કૂરબાન થનારો શહીદ અમરપદનો અધિકારી બનશે." તેઓને દૂરથી જોનારા ખેડૂતો રડી પડયા અને સરકારને શાપવા લાગ્યા. ગોળીઓ છોડનારા સિપાહીએ પણ આંસુઓ સારી રહ્યા હતા. આ વખતે સિસિયોટીએ સિપાહીઓને કહ્યું: "હિમ્મત ધરો. તમે તમારી ફરજ બજાવો. અમે પણ સિપાહીઓ જ છીએ," ગોળીબારો થયા કે તરત જ બાન્ડીરા બંધુઓ એક બીજાની પડખે પડતાં પડતાં પુકારી ઉઠયા: "ઘણું જીવો માતા ઇટલી!"

બળવો નિષ્ફળ ગયો પણ એ વીરતાભર્યો પ્રયાસ નકામો ગયો ન્હોતો. કોસેન્ઝાના આ શહીદોની કથાએ સ્વદેશ તેમ જ પરદેશમાં ભારે હાહાકાર મચાવી મૂકયો અને પોતાના જાન કુરબાન કરનારા આવા ઉચ્ચ આદર્શવાળા નરવીરોની લડત જેવીતેવી નહિ હોય એવી દુનિયાને ખાતરી થઇ.

પોપ ગ્રેગરી સોળમો ૧૮૪૬ માં રોમ મુકામે મરણ પામ્યો અને તેની રૈયત તેને માટે જરાય દિલગીર થઈ નહિ કારણ કે ઇટલીનાં બધાં ખરાબ શાસનતંત્રોમાં તેનું શાસનતંત્ર સહુથી ખરાબ હતું. તે કહેતો: " હું એટલો વૃદ્ધ છું કે હવે મારાથી સુધારા થઇ શકે તેમ નથી અને રાજ્ય તો એમને એમ ચાલ્યા જ કરશે. " ફેરફારો અને નવીન વિચારોથી તે જેટલો ભડકતો તેટલો બીજી કોઇ વસ્તુથી ભડકતો નહિ. નવા કાનૂનો, શિક્ષણમાં સુધારો, રેલ્વેઓ, તારો અને ગેસના દીવાઓ; તેની નજરે કોઇ શયતાનની શોધખોળો દેખાતી હતી. તેના આવા ઉદાહરણથી ઇટલીભરના બધા રોમન કેથલિક પાદરીઓ પણ દરેક પ્રકારની પ્રગતિની વિરૂદ્ધ જ પડે એમાં શી નવાઇ ? થોડા જ પાદરીઓએ દેશભક્તોની પ્રવૃત્તિને વધાવી લીધી હતી, બીજા ઘણા તેઓના પ્રત્યે ગુપ્ત રીતે સહાનુભૂતિ ધરાવતા હતા પણ ઉચ્ચ પદવીવાળો પાદરી તો લોકોને વધુ છૂટાપણું આપનારી ઘણીખરી યોજનાઓની સામો જ થતો. આવા ફેરફારોથી તેઓની સત્તા મર્યાદિત બનશે કે સમૂળગી ચાલી જશે એવી તેઓને ધાસ્તી હતી. તેઓના હાથમા સત્તાયે પુષ્કળ હતી. તેઓ દરબાર ભરતા અને પોપને સલાહ પણ આપતા. રાજ્યતંત્રના સંચાલનમા તેઓ પણ મહત્ત્વની પદવીઓ ભોગવતા. નિશાળોનો અંકુશ તેઓના હાથમાં હતો અને પ્રત્યેક કુટુંબમા પાદરીનો પગ ઘૂસેલો હતો. કમનસીબે આ પાદરીઓ લોકો પર ધર્મને છાજે તેવી છાપ બેસાડતા નહોતા. તેઓની અંદર ઘણા પવિત્ર અને સત્યશીલ માણસો યે પડેલા હતા, જેઓ ઇશ્વરભજનમાં જ જીવન ગાળતા અને પોતાના ધંધાની પવિત્રતા બરાબર જાળવી રાખતા પણ ઘણાખરા પાદરીઓ અનીતિમાન્ તથા બગડેલા હતા અને જે ધર્મનો પ્રચાર કરવાનું તેઓએ માથે લીધું હતું તેને કલંકરૂપ હતા. તેઓ હેતુપૂર્વક શિક્ષણના પ્રચારની વિરૂદ્ધ પડયા. તેઓ કહેતા: " અજ્ઞાન પ્રજા પર રાજ્ય ચલાવવું સહેલું પડશે. " ધાર્મિક પ્રશ્નોનો નિકાલ લાવવા માટે સ્થપાયેલી સંસ્થા હજી ચાલૂ જ હતી અને પોલિસને

ખાનગી શહેરીઓના કાજકાજમાં દખલ કરવવાનું એ સંસ્થા તરફથી ઉત્તેજન મળતું. પોપનું રાજ્ય એટલું નામોશીભર્યું હતું કે યૂરોપના રાષ્ટ્રોએ ૧૮૩૧માં પોપ તરીકે ચૂંટાએલા ગ્રેગરી સોળમાને પોતાનું રાજ્ય વ્યવસ્થિત કરવાની ચેતવણી આપી ગ્રેગરીએ પંદર વર્ષ સુધી રાજ્ય કર્યું પણ પ્રજાહિતનું એકકે કાર્ય કર્યું નહિ.

પોપના મૃત્યુ પહેલાં થોડા સમય પૂર્વે જ ગિયોબરટી નામના એક પાદરીએ " ઇટલીનું નૈતિક અને રાજકીય નેતૃત્વ " નામનું એક પુસ્તક બહાર પડ્યું. આ પાદરીને મેઝિનીના અનુયાયી તરીકે ટયુરિનમાંથી દેશવટો આપવામાં આવ્યો હતો. પણ તે ઇટલીના ઐક્ય સંબંધી તથા પ્રજાસત્તાક સ્થાપવા સંબધી મેઝિનીના જેવા વિચારો ધરાવતો ન્હોતો. તે એમ માનતો કે પોપે ઇટાલિયન પ્રજાનું નેતૃત્વ સ્વીકારવું જોઇએ અને જે ધર્માચાર્ય પોતે જ સુધરેલો હોય તેની કેટલી સરસ અસર થાય એ તેણે પોતાના પુસ્તકમાં બતાવ્યું હતું. વળી આવો ધર્માચાર્ય બીજા રાજાઓને પણ પોતાની પ્રજાને આઝાદી આપવાનું શીખવી શકે. ગિયોબરટીએ ચાર્લ્સ આલ્બર્ટને પણ પોતાની જન્મભૂમિને ઓસ્ટ્રિયન ધુંસરીમાંથી છોડવવાની વિનંતી કરી હતી. તેણે લખ્યું: " રોમ અને ટયુરિન પર ઇટલીના ભાવિનો આધાર છે. " આ હિમ્મતભર્યા વિચારોથી દેશભરમાં મોટો ખળભળાટ જાગ્યો અને ઇટાલિયનોનાં હૃદયમાં પાછી નવી આશા સ્ફુરી. ગ્રેગરી સોળમો સુધારક બને એમ ધારવું એ વ્યર્થ હતું પણ જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેના ગાદીવારસ તરીકે કોને ચૂંટવામાં આવે છે તેની લોકો ભારે આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા.

નવા પોપને ચૂંટવા માટે મળેલી કાઉંસિલમાં હાજરી આપવા માટે રોમ ગયેલા પાદરીઓમાં ઇમોલાનો બિશપ મસ્ટઇ ફૈરેટી પણ હતો. તે વિનયી અને શ્રદ્ધાળુ માણસ હતો. તે પોતાના અનુયાયીઓમાં ભારે પ્રિય થઇ પડેલો અને ઉદાર વિચારો ધરાવવા માટે—

કોઇ પાદરી ભાગ્યે જ આવો નજરે પડતો—તેણે લોકોમાં કીર્તિ પણ મેળવેલી તે આગગાડી અને આગબોટોને શયતાનની શોધખોળો ન્હોતો ગણતો અને જે કોઈ નવા પોપ તરીકે ચૂંટાય તેને ભેટ આપવાને તેણે ગિયોબરટીનું પુસ્તક પોતાની સાથે જ લીધું હતું. રોમ ભણી જતાં ઇમોલાનો બિશપ એક નાના શહેરમાંથી પસાર થઇ રહ્યો હતો એ વખતે તેની ગાડી પર એક સફેદ કબૂતર બેઠું. લોકોએ આને શુભ ચિન્હ ગણ્યું. તેઓ બોલી ઉઠયાઃ "શુભ ચિન્હ—શુભ ચિન્હ! બસ, નવા પોપ તરીકે આ બિશપ જ ચૂંટાશે!" અને બન્યું પણ તેમ જ; કારણ કે ત્રણ દિવસ સુધી ચર્ચા ચલાવ્યા પછી કાઉંસિલે પાદરી મસ્ટઇ ફેરેટીને જ પોપ તરીકે ચૂંટયો. કાઉંસિલનું કામકાજ ચાલતું હતું તે વખતે લોકોનું મોટું ટોળું ચૂંટણીનું પરિણામ જાણવાને બહાર ઉભું થઈ રહ્યું હતું. તરત જ એક બારી ઉઘાડવામાં આવી અને ધર્માચાર્ય મસ્ટઇ લોકોની નજરે પડયો. બીજા પાદરીઓ પણ તેની બાજુમાં ઉભેલા હતા, જેઓએ લોકો સમક્ષ તેની પોપ પાયસ નવમા તરીકેની ચૂંટણી જાહેર કરી. તેના ખુબસૂરત અને ભવ્ય દેખાવને લીધે, સાયા અને વિનયભરી રીતભાતોને લીધે અને નિષ્કલંક જીવનને લીધે તેના પર જ, ચૂટણી થયા પહેલાં બધાની પસંદગી ઉતરી હતી. પણ એક સ્પષ્ટવકતા અને ઉદાર વિચારવાળા માણસ તરીકે વખણાયેલો પોપ મળવાથી રોમનોનાં મનની આશાઓ ખૂબ ઉછળી ઉઠી. લોકોની ખુશાલી અને ઉત્સાહનો પાર રહ્યો નહિ અને વાતાવરણ હર્ષનાદો અને જયનાદોથી ઝણઝણી ઉઠયું. તેઓ પુકારી ઉઠયાઃ "આપણને ધર્માચાર્ય મળ્યા. તેઓ આપણા હિતેશ્રી છે." તેઓ એમ જ માનતા હતા કે ગિયોબરટીએ કરેલી આગાહી મુજબ આ સુધારક પોપ જરૂર ઇટલીનો તારણહાર બનશે.

પાયસ-નવમાએ પોપ થવાનો મનોરથ કદી રાખ્યો ન્હોતો અને અત્યંત નાખૂશીથી તેણે આ મહાન્ પદવી સ્વીકારી. પણ

પ્રજાએ બતાવેલા પ્રેમની તેના મનપર ભારે અસર થઇ. તે તેઓના પ્રત્યે માયાળુ અને શુભ ઇચ્છાઓ ધરાવતો હતો. તેણે સત્વર તેઓની કેટલીક કડવી ફરિયાદો નાબૂદ કરી અને આગગાડીઓ તથા બીજા આધુનિક સુધારા કરવાની યોજનાઓને મંજૂર પણ કરી. તેણે દેશપારીઓને પાછા બોલાવ્યા અને રાજકીય અપરાધ માટે ગ્રેગરીને હાથે કેદ થયેલા કેદીઓને છોડી મૂકયા. પરદેશથી પોતાને ઘેર પાછા આવનારા આવા સાતસો માણસોએ આ દયાળુ ધર્માચાર્યની ઉદારતાના સમાચાર પરદેશમાં પણ ફેલાવ્યા. ગિયોબરટીએ એ વખતે લખેલું: "સુધારાની હિમાયત કરીને પાયસે લોકોને ધર્મ પ્રત્યે ખેંચ્યા છે. તેની કારકીર્દીથી ઇટલી અને દુનિયા માટે એક નવો યુગ શરૂ થાય છે." આમ પાયો નોનો ( તેની પ્રજા તેને આ નામે બોલાવતી ) ગાદીએ આવ્યા પછી ઉદાર મતવાદને ભારે ઉત્તેજન મળ્યું. ધર્મ પ્રત્યેની પોતાની ફરજ ચૂકવાની ધાસ્તીને લીધે જે ધાર્મિક માણસો ઉદાર મતવાદમાં જોડાવાને ગભરાતા હતા તેઓ હવે આનંદપૂર્વક તેમાં જોડાવા લાગ્યા. એ ઇટલીનો જાગૃતિકાળ હતો.–રાષ્ટ્રીય ઉદ્ધારનું પહેલું શુભ ચિહ્ન હતું. બધા વર્ગનાં સ્ત્રીપુરૂષો, અને દરેક રાજ્યના નાગરિકો ભારે ઉત્સાહ અને આનંદમાં આવી ગયાં. આગામી શુભ અવસરના માનમાં દરેક શહેરે, ફુલો અને વાવટાઓથી શોભી રહેલાં તથા ઘંટાનાદથી ગાજી રહેલાં સરઘસો કાઢયાં.

પોતાની સમજશક્તિના પ્રમાણમાં પાયસ નવમો એક ઉદાર–મતવાદી પોપ તરીકે વર્તવાને રાજી જ હતો. પ્રથમનાં પગલાં તો સહેલાઇથી લઈ શકાયાં પણ જ્યારે તેને માલૂમ પડયું કે રાજ્યમાં મોટી પદવીઓ પચાવી પડેલા ઘણાખરા પાદરીઓને બરતરફ કર્યા વગર સુધારા અસરકારક નિવડનાર નથી ત્યારે તેણે તેઓને કાઢી મૂકવાની ના પાડી. તે દરેકને રાજી રાખી કોઇને માઠું લગાડવા ઇચ્છતો નથી. પોતાની સ્થિતિની

મુશ્કેલીઓથી અને ઉદારમતવાદીઓ તથા પાદરીઓની એક બીજાથી ઉલટી સલાહોથી તે ગુંચવાઈ ગયો. તે બોલી ઉઠયો: “ હું તો એક ગામડાનો પાદરી છું અને તેઓ મને નેપોલિયન બનાવવા ધારે છે. ”

પોપના રક્ષણથી ઉત્તેજીત થઇ પાદરીઓ પાછા ફાટયા. તેઓ પાછા જોર પર આવ્યા અને પોપે આપેલાં સુધારાનાં વચનો તેઓએ બાજૂએ મૂકયાં. આથી રોમન પ્રજા ખૂબ ગુસ્સે થઇ અને એન્જેલો-બ્રુનેટી નામના એક આનંદી ચહેરાવાળા માણસે જો લાગવગ ન ચલાવી હોત તો હુલ્લડો તથા ખૂનામરકી જ થાત. શહેરના ગરીબ લત્તામાં તેની દારૂની દુકાન હતી, જ્યાં તે પોતાના ઘરાકોને રોજના નવા સમાચારો આપ્યા કરતો. ઇટાલિયનોને બુદ્ધિભરી મશ્કરીઓ અને નમ્ર ભાષા બહુ ગમે છે અને તેના પડોશીઓ બ્રુનેટી સાથે વાતચીત કરવા માટે હંમેશાં તલસતા. તે પાગેનોનો જબરો પ્રશંસક હતો અને તેણે પોતાના શ્રોતાઓને ખાતરી આપી કે પોપને ખરાબ સલાહ આપનારા પાદરીઓ ન હોત તો પોપ તેઓની બધી હાડમારીઓ દૂર કરી દેત. એ વખતે ઇટલીમાં પાદરીઓ પ્રત્યે લોકોને સખ્ત અણગમો આવી ગયો હતો. તેમાં લોકોને થોડીક પણ છૂટ આપવાના પગલા સામે સબળ વિરોધ બતાવનાર તથા ધાર્મિક વિષયમાં બધીય સત્તાનો ઇજારો રાખનારા જેસ્વિટો પ્રત્યે તો લોકો બહુ જ નાપસંદગી ધરાવતા. આખા રોમમાં બૂમ ઉડી કે બહુ જ ઉદાર પોપ ન હોય તે સારૂં અને એક દિવસ પાયસ જેસ્વિટ કોલેજની મુલાકાતે જતો હતો તે વખતે જ બ્રુનેટીની આગેવાની હેઠળ લોકોનો એક સમુહ તેની ગાડીની આસપાસ ફરી વળ્યો અને તેને જેસ્વિટોની મીઠાઈ ન ખાવાની ચેતવણી આપી.

જેસ્વિટો પ્રત્યે આવો જ અણવિશ્વાસ આખા ઇટલીમાં બધાને હતો. ૧૮૪૮ના આરંભમાં લોકોએ તેઓની સામે બંડ ઉઠાવ્યું અને તેઓને ટયુરિન, જીનોવા, નેપલ્સ તથા પોપનું રક્ષણ હોવા

છતાં ખુદ રોમમાંથી પણ નાસી જવું પડયું. જેસ્વિટોના પલાયન પરથી ચોકખું સમજાતું હતું કે લોકો પોતાની શક્તિ સમજી ગયા હતા; તેઓ પોતાની ઇચ્છાઓનો અમલ કરી શકતા હતા. નેપલ્સના રાજા ફરડિનાન્ડ બીજાને, પાયસ નવમાને અને ટસ્કેનીના લિયોપોલ્ડને પોતાની રૈયતની ઇચ્છાને શરણ થઇ, નવું રાજ્યબંધારણ આપવાની ફરજ પડી. ટયુરિનમાં પણ લોકોએ એ માગણી કરી પણ ચાર્લ્સ આલ્બર્ટ હજી બે અભિપ્રાયોની મધ્યમાં લટકયા કરતો હતો. ઇટાલિયનોએ તેને " અસ્થિર મનનો રાજા " કહ્યો છે. તેણે પોતાની પ્રજાની ઘણીયે લાંબા વખતની ફરિયાદો દૂર કરેલી; શિક્ષણને ઉત્તેજન આપેલું અને કાયદાઓમાં ફેરફાર કરેલા. તેણે ઉદારમતવાદી પ્રધાનોની નિમણૂકો કરેલી પણ તેઓની સલાહનો અમલ કરવામાં તે બહુ ધીમો હતો. પચીસ વર્ષ પૂર્વે તેણે જ જાહેર કરેલું નવું રાજ્ય બંધારણ, તેણે હજી લોકોને આપ્યું ન્હોતું. સત્ય એ હતું કે ચાર્લ્સ આલ્બર્ટને સુધરેલા રાજ્યતંત્રની ઝાઝી પરવાહ ન્હોતી; તેના મગજમાં તો ઓસ્ટ્રિયા પ્રત્યેના તિરસ્કારવૃત્તિની સર્વોપરિ હતી. પણ આ બાબતમાંયે તે કશો નિશ્ચય કરી શકયો ન્હોતો. તેણે પોતાના પુત્રને અમીર રેનેરિયોની પુત્રી એડિલેડ જોડે પરણાવેલો અને આ રીતે તેણે ઓસ્ટ્રિયન રાજ્યકુંટુંબ જોડે સંબંધ બાંધ્યો હતો. છતાં તે પોતાનું સેનાબળ વધાર્યે જતો હતો. આ વખતે તેણે પોતાના એક મિત્રને લખેલું: " જો ઇશ્વર કૃપાથી ઇટલીની આઝાદી માટે વિગ્રહ જાગે તો હું પોંતે અને મારા પુત્રો એ વિગ્રહમાં મોખરે રહીશું. " રાજા પાસેથી શાની આશા રાખવી અને શાની ન રાખવી, એ તેના વિશ્વાસુ સલાહકારો પણ સમજી શકતા ન્હોતા.

જેસ્વિટોની શિખામણોથી જ રાજા કોઇ સાહસિક કાર્ય કરતાં અટકી જતો હતો અને જો કે તેઓની અટકાયતથી તેને ગુસ્સો આવતો છતાં તેઓના અધિકાર પર કુહાડો ન મારવાની સાવચેતી તે બરાબર રાખતો. બળવાખોરોને હાથે પોતાની જીંદગી ખોવાનો જેટલો ભય

તેને લાગતો હતો તેટલો જ ભય તેને જેવિસ્ટો તરફથી લાગતો હતો. તે કહેતો: "હું જેસ્વિટોની મીઠાઇ તથા કારબોનેરીના ખંજર વચ્ચે ઉભેલો છું." પણ જીંદગી ખોવાના ભયથી ચાર્લ્સ આલ્બર્ટ ડરે તેવો ન્હોતો. જેસ્વિટો તો તેની ધાર્મિક વૃત્તિઓનો લાભ લઇને તેની પાસેથી કામ કઢાવી લેતા અને તેઓએ તેના મગજ પર એવું ઠસાવી દીધેલું કે તેના સુધારાથી ધર્મને હાની પહોંચશે. દરમિયાન ઉદારમતવાદી પોપની ચૂંટણીથી તેને ભારે આનંદ થયો. જ્યાં જ્યાં પોપ આગેવાની કરે ત્યાં ત્યાં તે તેની પછવાડે જાય; આમ પ્રજાની ઇચ્છાઓનો સ્વીકાર કરવાની તેણે બાથ ભીડી. ચાર્લ્સ ફેલિક્સને આપેલું વચન હજી તેના અંતરના નાદ પર પડેલું જ હતું. તો પણ તેણે વરસેલી મુકામે વડા ધર્માચાર્ય સમક્ષ પોતાનુ હૈયું ખાલી કર્યું. ધર્માચાર્યે તેને સ્વકર્તવ્ય પાલનનો બોધ આપ્યો. આથી ઇ. સ. ૧૮૪૮ ના ફેબ્રુઆરીની આઠમી તારીખે ટ્યુરિનમાં લોકોની ભારે જયગર્જનાઓ વચ્ચે નવું રાજ્ય બંધારણ જાહેર કરવામાં આવ્યું. તેઓના જયનાદોથી ચાર્લ્સ આલ્બર્ટને કશી ખુશાલી થઇ નહિ. તેણે કહ્યું: "વિપ્લવયુગમાં જ જન્મેલો હોઇ લોકપ્રિયતા શી વસ્તુ છે તેનું મને બરાબર ભાન છે. આજની 'જય' આવતી કાલની 'ક્ષય' થઇ જવાની છે."



## પ્રકરણ સાતમું.

### આઝાદીનો રણયજ્ઞ.

૧૮૪૮નું વર્ષ વિપ્લવનું વર્ષ હતું. માત્ર ઇટલીમાં જ નહિ પણ યૂરોપના એકેએક દેશમાં તોફાનો અને બંડો જાગેલાં. દારૂવાળી વાટને દિવાસળી ચાંપી હોય એવો દેખાવ થઇ રહ્યો અને તેના ધડાકાના થરથરાટથી જ દરેક રાજ્યાસન એક પછી એક પડવા માડયું. બારમી માર્ચે મેટરનિશની આપખુદ રાજ્યનીતિ સામે વિયેનામાં બળવો જાગ્યો. મેટરનિશ પાત્રીસ વર્ષથી પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ રાજ્યની લગામ પકડી રહ્યો હતો. ઓસ્ટ્રિયન પ્રજામંડળના પ્રતિનિધિઓએ તેને બરતરફ કરવાની માગણી કરી અને બીજી તરફથી લોકોનું જંગી ટોળું 'મેટરનિશને મારી નાખો' ના પોકારો ઉઠાવવા લાગ્યું. તેનાપર દેશવટાનું ફરમાન નીકળ્યું અને પોતાની જાન બચાવવા ખાતર સત્વર નાસી જવાની તેને ચેતવણી આપવામાં આવી. થોડા જ મહિના પછી સમ્રાટ્ ફરડિનાન્ડે રાજ્યગાદી છોડી અને તેનો ભત્રીજો ફ્રાંસિસ જોસેફ તેના પછી ગાદીએ આવ્યો.

ઓસ્ટ્રિયનો આ ગરબડમાં રોકાયેલા હતા એ વખતે જ વેનેશિયા તથા લોમ્બાર્ડીની ઇટાલિયન પ્રજાએ બળવો જગાડયો. વેનેશિયાનો અગ્રણી ડેનિયલ મેનિન હતો. તે યહુદી હતો અને તે વકીલાત કરતો. ઓસ્ટ્રિયન રાજકર્તાઓના અન્યાય સામે તેણે પોતાના દેશબંધુઓનો ઘણી યે વાર બચાવ કરેલો. આમ કરવા માટે તેને પિયોમ્બીના ભયંકર કેદખાનામાં નાખવામાં આવ્યો, જ્યાં સિલ્વિયો પેલિકો અને તેના સાથીઓને ભયંકર સંકટો વેઠવાં પડેલાં. મેનિન ઘણો લોકપ્રિય હોવાથી લોકોએ તેની ખાતર બળવો જગાડયો. ગવર્નર કાઉંટ પાલ્ફીના મકાનને ઘેરો ઘાલીને તેઓ મેનિનને છોડી મુકવાના પોકાર

ઉઠાવવા લાગ્યા. મેનિનને કેદખાનું છોડી જવાનું કહેવામાં આવ્યું પણ પોતાની નિર્દોષતાના ચિહ્ન તરીકે જ્યાંસુધી તેને છોડી મૂકવાનું ફરમાન ન બતાવવામાં આવે ત્યા સુધી તેણે તસુ પણ ખસવાની ના પાડી. માત્ર મહત્ત્વના પ્રસંગોએ જ વગડાતા કેમ્પેનાઇલના મોટા ઘંટે માર્ચની સત્તરમી તારીખની રાતે શાંત વાતાવરણને ગજાવી મૂક્યું. વેનેશિયનો તેનો નાદ સાંભળી સાં મરકોંના મહેલમાં એકત્ર થયા, ત્રિરંગી ધ્વજ ફરકાવ્યો અને મેનિનને પોતાનો સરદાર બનાવ્યો. કાઉંટ પાલ્ફીને વિયેનાના બંડના સમાચાર મળી ચૂકેલા અને એટ-લામાં જ વેનેશિયનોને તોફાને ચડેલા જોઇને તે ગભરાઇ ઉઠયો અને તેઓને શાંત કરવા એ જ તેને ઉચિત લાગ્યું. તેણે તેઓને રાષ્ટ્રીય રક્ષક સેના ઉભી કરવાની પરવાનગી આપી અને એક જ દિવસમાં ચાર હજાર સ્વયંસેવકો નોંધાયા. તેઓની પાસે હથિયારો ન હોવાથી કાઉંટ પાલ્ફીને ખૂનામરકીની ધાસ્તી લાગી નહિ પણ દારૂખાનામાં કામ કરતા ઇટા-લિયન કામદારોએ તેઓના ઓસ્ટ્રિયન સરદારને અચાનક મારી ના-ખ્યો, રક્ષકોને ઝકડી લીધા અને મેનિન સમક્ષ હથિયારખાનાના દર-વાજા ખૂલ્લા મૂકી દીધા. વેનેશિયનોને આથી જોઇએ તેટલાં હથિયારો મળી ગયા. અને કાઉંટ પાલ્ફીએ ગભરાટમાં રાજીનામું આપી લશ્કરી અમલદાર કાઉંટ ઝીચીને પોતાની પદવી સોંપી. શહેરમાં ઓસ્ટ્રિયનોના સાત હજાર માણસો હતા પણ તેઓમાંના અડધોઅડધ ઇટાલિયનો હોઇ તેઓ બળવાખોરોની તરફેણમાં હતા. કાઉંટ ઝીચી જાણતો હતો કે એવે વખતે વિયેનાથી મદદ મળવાની આશા રાખવી એ વ્યર્થ હતું. આથી તેણે શહેર ખાલી કરવાનો નિશ્ચય કર્યો. માર્ચની બાવીસમીએ તેણે પોતાની સેના પાછી ખેંચી લીધી. તરત જ સેંટ માર્કનો પ્રાચીન ધ્વજ દેવળના આંગણામાં ફરકાવવામાં આવ્યો અને જય અને ઉત્સાહના જબરદસ્ત નાદ વચ્ચે. વેનેશિયન પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું.

૧૮૪૮ના જાન્યુઆરીની પહેલી તારીખે મિલાનમાં તંબાકુનાં

હુલ્લડો જાગ્યાં. ઇટાલિયનો જબરા બીડીપીઉ છે અને ઓસ્ટ્રિયનો તંબાકુ પર કર નાખીને ભારે મહેસૂલ ઘસડી જતા. આ મહેસૂલ અટકાવવાના હેતુથી અને મિલાનના સૂબા ફિલ્ડ માર્શલ રેડેઝૂકીનાં અમુક અન્યાયી કૃત્યો સામે વિરોધ બતાવવા ખાતર મિલાનવાસીઓએ પોતાની આ વહાલી તલબનો ત્યાગ કર્યો. નવા વર્ષના પહેલા બે દિવસોએ તો એકકે ઇટાલિયન બીડી પીતો દેખાયો નહિ પણ ઓસ્ટ્રિયનો છચોક બીડી પીતાં મહોલ્લાઓમાંથી પસાર થતા અને જનારા–આવનારાઓનાં મોં પર ધૂમાડો કાઢતા. આવું અપમાન લોકોથી ન ખમાયું અને બખેડાઓ તથા તોફાનો જાગ્યાં. જાન્યુઆરીની ત્રીજી તારીખે રેડેઝકીના હુકમથી ઘોડેસવારો રસ્તાપર ભેગા થએલા નિઃશસ્ત્ર લોકોના સમૂહપર ધસી ગયા અને કેટલાય નિર્દોષ તથા શાંત શહેરીઓને જાનથી મારી નાખ્યા. આ ઘાતકી કૃત્યથી લોકોનાં હૈયામાં સખ્ત ક્રોધની જ્વાળા સળગી ઉઠી અને તેઓ બળવો જગાડવાના કોઈ અનુકૂળ સંજોગની રાહ જોવા લાગ્યા.

માર્ચની સત્તરમીએ મેટરનિશની બરતરફીના તથા વેનિસમાં બળવો જાગ્યાના સમાચાર મિલાન પહોંચ્યા. તે જ સવારે પોતાની ઇટાલિયન પ્રજાને નવા હક્કો આપનારાં, સમ્રાટ્‌ની સહીવાળાં પત્રકો આખા શહેરમાં દિવાલે દિવાલે ચોડવામાં આવ્યાં. તેના પર મિલાનવાસીઓએ મોટા અક્ષરે લખી દીધું: “ ઘણું જ મોડું. ” મહોલ્લાઓમાં ઉભરાઇ રહેલાં લોકોનાં ટોળાં ભયંકર રીતે ઉશ્કેરાયેલાં હતાં. રેડેઝકીએ નગરશેઠ તથા નગરસભાને વ્યવસ્થા જાળવવાની ચેતવણી આપી દીધી અને નહિ તો તેના સૈનિકોને છોડી મૂકવામાં આવશે એવી ધમકી પણ આપી. લોકો નિઃશસ્ત્ર હોઇ તેઓની તેને જરાય બીક ન્હોતી પણ બીજી જ સવારે તેણે પોતાના સૈનિકોને મિલાનમાં કૂચ કરાવવા માટે તૈયાર કર્યાં. બાર કલાક થોભતાં થોભતાં તો તેની ધીરજ ખૂટી પડી. મિલાનવાસીઓ તેની ઇચ્છા જાણી ગયા હતા. આથી તેઓએ પણ પોતાનો બચાવ કરવા ખાતર આખી રાત

દરેક મહોલ્લામાં મોરચાઓ ઉભા કરવામાં ગાળી. તેઓએ બિછાનાં, પડદા, વાજીંત્રો, કિંમતી રાચરચીલું, વિગેરે જે જે વસ્તુઓ આસપાસનાં ઘરોમાંથી મળી તેનો ઉપયોગ કર્યો. ટૂંકમાં પોતાના શહેરના રક્ષણ માટે ગમે તેવી કિંમતી વસ્તુનો ભોગ આપતાં તેઓ અચકાયા નહિ. સવાર પડી અને ઓસ્ટ્રિયન સૈનિકો મહોલ્લાઓમાં થઇને પસાર થવા ગયા કે તેઓએ પોતાની સમક્ષ ગંજાવર મોરચાઓ ઉભા થયેલા જોયા, જેના પછવાડે રહીને થોડાક માણસો અને છોકરાઓ પણ આખી ટૂકડીને હંફાવી શકે. તેઓની પાસે સંગ્રહસ્થાનમાંથી ઉડાવી આણેલી જૂની પુરાણી બંદૂકો અને તલવારો જ હતી. પણ દુશ્મનો પર ફેંકવા સારૂ તેઓએ રસ્તાના પત્થરો ઉખેડી નાખેલા જ્યારે બારીઓમાંથી સ્ત્રીઓ અને બાળકો ભાંગેલો તૂટેલો કાચનો સામાન તેઓના પર ફેંકતાં અને ઉકળેલું પાણી રેડતાં. વૃદ્ધ તેમજ યુવાન, ગરીબ તેમજ તવંગર, રાતદહાડો લડયા અને ઓસ્ટ્રિયનોને પળભરની પણ વિશ્રાંતિ આપ્યા વગર ખૂબ ત્રાસ આપ્યો. બીજી તરફથી દેવળના ઘંટોનો જબરદસ્ત નાદ થવા લાગ્યો અને તેના ચાલૂ ઘંટારવથી શહેરીઓમાં ભારે ઉત્સાહ આવ્યો જ્યારે તેઓના શત્રુઓ ક્રોધે ભરાયા અને મુંઝાઈ ગયા.

રેડેઝકીએ વીસેક હજાર સૈનિકોને લઇને કિલ્લાની દિવાલોનો કબજો લીધો અને દેવળના છાપરા પરથી તેના નિશાનબાજોએ નીચે ઉભરાઇ રહેલા લોકસમૂહ પર ગોળીઓ છોડી. પણ તેના સિપાહીઓ મોરચા વિખેરીને આગળ વધી શકયા નહિ. પાંચ દિવસ અને રાતની સતત્ લડાઇ પછી પણ મિલાનવાસીઓ હજી મક્કમ જ હતા. રેડેઝકીનો ખોરાકીસામાન ખૂટવા આવ્યો હતો અને પીડમોંટવાસીઓ શહેરના રક્ષણાર્થે આવી લાગે તો તેઓ પાછળથી હલ્લો લાવે એવી તેને ધાસ્તી હતી. આથી રાત્રિના અંધકારમાં તેણે પોતાના લશ્કરે ગૂપચૂપ પાછું ખેંચી લીધું અને સૂર્યોદયે દુશ્મનને નાસી ગયેલો

જોઇને મિલાનવાસીઓના આશ્ચર્ય અને આનંદનો પાર રહ્યો નહિ. મિલાનના પરાક્રમ ભર્યા પાંચ દિવસો અન્તે વિજયશાળી નિવડયા. ( માર્ચ ૨૨ મી, ૧૮૪૮ ).

મિલાનમાં બળવો જાગ્યો કે તરત જ દૂતોને મદદ માટે ટયુરિન મોકલવામાં આવેલા. આ સમાચારથી ટયુરિનના લોકોમાં પણ ખળભળાટ જાગ્યો. સ્વયંસેવકોનો મોટો સંઘ એકદમ પોતાના લોમ્બાર્ડીના ભાઇઓને મદદ કરવાને તૈયાર થયો. પણ રાજાએ કશું પગલું લીધું નહિ. ૨૩મી માર્ચે નવા પ્રકટ થયેલા ' ઇલ રીસોર્ગિ-મેન્ટો ' નામના છાપામાં કાઉંટ કામિલ કાવુરે લખેલો એક લેખ છપાયો, જેમાં પ્રજાની ખરી ઇચ્છા પ્રકટ કરવામાં આવી હતી. તેણે લખ્યું કે: " રાજા તેમજ પ્રજા આગળ અત્યારે એક જ માર્ગ ઉઘાડો છે અને તે લડાઇ—તાબડતોબ લડાઇ જગાડવાનો. " ચાર્લ્સ આલ્બર્ટથી આ ઉઘાડી માગણીની અવગણના થઇ શકી નહિ અને રાજાએ પોતાની કાઉંસિલ બોલાવ્યાના સમાચાર જ્યારે શહેરમાં ફેલાયા ત્યારે લોકોમાં જબરો ખળભળાટ જાગ્યો.

રાજમહેલની નીચેનું આખું વિશાળ ચોગાન કાઉંસિલના ઓર-ડાની ઝળહળતી બારીઓ તરફ આતુરતાપૂર્વક નિહાળતા લોકસમુદાયથી ભરચક થઇ ગયું હતું. કલાકો પસાર થઇ ગયા અને મધરાત થઇ તોયે કશો નિર્ણય થયો નહિ. આખરે એક મોટી બારી ખૂલ્લી મૂકવામાં આવી અને ફાનસના પ્રકાસમાં ચાર્લ્સ આલ્બર્ટ લોકોની નજરે પડયો. એ અજબ ચૂપકીદીમાં અત્યંત ધીમે સ્વરે બોલાયેલા શબ્દો પણ સંભળાયા હોત પણ પળવાર સુધી રાજા એટલો લાગણી-વશ રહ્યો કે તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેણે પોતાનો હાથ ઉંચો કર્યો અને એક વાવટો ફરકાવ્યો. તે લાલ, સફેદ અને લીલા રંગનો ઇંટાલિયન આઝાદીનો ત્રિરંગી વાવટો હતો અને તે દુશ્મન સાથે લડાઇ સૂચવી રહ્યો હતો. તરત જ લોકસમૂહની દબાઇ રહેલી આતુરતાની કમાન છટકી અને તેઓ એટલા ઉત્સાહમાં

આવી ગયા કે તેઓની આંખો હર્ષાશ્રુથી ભીની થઇ ગઈ. જીવનભર અનિશ્ચિત રહ્યા પછી ચાર્લ્સ આલ્બર્ટે અન્તે ઇટાલિયન પ્રજાના નેતા થવાનું કબૂલ કર્યું. બીજી જ સવારે લડાઇ જાહેર કરવામાં આવી. ચાર્લ્સ આલ્બર્ટે કહ્યું: " ઇશ્વર આપણી તરફ જ છે. તેની સહાય્યપર આધાર રાખી ચાલો! આપણે લોમ્બાર્ડી અને વેનેશિયાના આપણા ભાઇઓની વ્હારે ઉપડી જઇએ. ઇશ્વરકૃપાથી આપણને પાયસ નવમા જેવા પોપ મળ્યા છે અને આપણા ઉદ્ધાર માટે પ્રયાસ કરવા દેશભરમાં ચેતન ઉછળી રહ્યું છે."

૨૫મી માર્ચે પીંડમોંટી સેનાએ લોમ્બાર્ડીમાં પેવિયા આગળ આવેલી ટિસિનો નદી પાર કરી. ત્યાં મિલનવાસીઓએ ચાર્લ્સ આલ્બર્ટને પોતાના શહેરમાં આવવાનું આમંત્રણ મોકલ્યું. રાજાએ જવાબ આપ્યો કે એક વિજેતા તરીકે જ તે મિલાનમાં દાખલ થશે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિનું સાર્ડિનિયાનાં રાજાએ નેતૃત્વ સ્વીકાર્યાથી બીજા ઇટાલિયન રાજાઓને તેની ઘણી અદેખાઇ આવતી હતી. તેઓને ધાસ્તી હતી કે તેની લોકપ્રિયતાને લીધે બધાં રાજ્યોને સંયુક્ત કરવાની પ્રજાની ઇચ્છાનો જો સ્વીકાર થાય તો તેઓને ગાદી છોડવાનો જ વખત આવે. છતાં એકવાર તો પોતાની પ્રજાની ઇચ્છાને આધીન થઇ પોતાના સામાન્ય શત્રુ સામે થવા સારૂ તેઓને ચાર્લ્સ આલ્બર્ટની મદદે જવું પડ્યું. નેપલ્સના બીજા ફરડિનાન્ડે જનરલ પોપની સરદારી હેઠળ એક સેના મોકલી પણ તેને લાંબામાલાંબા માર્ગો જવાનું અને બને તેટલો વિલંબ કરવાનું ગુપ્ત રીતે કહી રાખ્યું. ટસ્કેનીનો લિયોપોલ્ડ ઓસ્ટ્રિયન હોઇ પોતાના જ દેશબંધુઓ સામે લડવાને નારાજ હતો છતાં તેને પણ લશ્કર મોકલવાની ફરજ પડી. રોમથી પણ સારી મદદ આવી. પોતાના નવા ઉદારમતવાદી પ્રધાનોની સલાહને તાબે થઇ અને રોમનોનો આગ્રહ સ્વીકારી પાયસ નવમાએ જનરલ ડુરાન્ડોની સરદારી હેઠળ પોતાની સેનાને રણમેદાને મોકલી. આમ કરીને તેણે

આઝાદી માટેની રાષ્ટ્રીય પ્રવૃત્તિને પોતાની સંમતિ આપી. પોતાના સરદારની આજ્ઞાથી દરેક સૈનિકે છાતી પર 'ક્રોસ'નું ચિન્હ રાખેલું અને તેઓ પોતાને ધર્મયુદ્ધના સૈનિકો કહેવડાવતા. ડુરાન્ડોએ તેઓને કહ્યુંઃ "પાયસ નવમાએ ચાર્લ્સ આલ્બર્ટની સમશેરની સાથે જોડાયેલી તમારી સમશેરોને અનેક આશીર્વાદ આપ્યા છે." વેનેશિયનોએ ડેનિયલ મેનિનની આગેવાની હેઠળ પોતાના પ્રાંતમાંના ઓસ્ટ્રિયનો સામે લડવાની એકદમ તૈયારી કરી અને પાર્મા તથા મોડેનામાંથી પણ સાર્ડિનિયન લશ્કરને કુમક મળી.

આમ ચાર્લ્સ આલ્બર્ટે જંગી સેના ભેગી કરી અને તેની મુખ્ય સરદારી તેણે લીધી. રણાંગણમાં તેણે પોતાનું પાણી ક્યારનું બતાવી આપેલું પણ તેણે અગાઉ કોઇ દહાડો મુખ્ય સરદારી લીધેલ ન્હોતી. તેને યુદ્ધનીતિનું ઝાઝું જ્ઞાન ન્હોતું અને તેને સલાહ આપનાર માત્ર એક જ ખરો યોદ્ધો જનરલ બાવા હતો. બીજી બાજુએ માર્શલ રેડેઝકી એ વખતના અનુભવી સરદારોમાનોં એક હતો અને પોતાના શત્રુઓએ કરેલી નાનીશી ભુલનો પણ ઉપયોગ કરવામાં તે એક્કો હતો. વિગ્રહના આરંભમાં તો ઇટાલિયનો ફાવ્યા. લોમ્બાર્ડી અને વેનેશિયાની વચ્ચે મિન્શિયો નદી વહે છે. ઘણાંખરાં યુદ્ધો આ નદીના બેઉ તરફના કિનારાપર આવેલા પેશીરા, વેરોનાં, મન્ટુઆ અને લેગ્નાગો નામનાં શહેરો વચ્ચે આવેલા ચોરસ પ્રદેશમાં ચાલ્યાં. ઇટાલિયન સૈનિકોએ એટલી હિમ્મત અને દ્રઢતા બતાવી કે તેઓની સરદારી કોઇ બાહોશ સેનાપતિના હાથમાં હોત તો તેઓ જરૂર ફત્તેહ મેળવત. ગોઇટો મુકામેં (૮મી એપ્રિલ), પાસ્ટ્રેન્ગો મુકામે (૩૦મી એપ્રિલ) અને વેરોના પાસે આવેલા સાન્ટા લુસિયાં મુકામે (છઠ્ઠી મે) ઇટાલિયનોને થોડી ફત્તેહ મળી. પણ મે માસની આખરીએ કુરટેટોનની ટેકરી પર લાગલાગટ બે દિવસ સુધી ચાલેલી લડાઇ આ બધાથી વધારે પ્રખ્યાત છે. સાર્ડિનિયન સરદારે લશ્કરના થોડાક ભાગને યુદ્ધમાં

રોકી બાકીનાને યુદ્ધસ્થળથી થોડેક દૂર નકામું બેસાડી રાખવામાં ગંભીર ભૂલ કરી. ૮૦૦૦ ટસ્કનોએ ૩૫૦૦૦ ઓસ્ટ્રિયન સામે ભારે પરાક્રમભરી ટક્કર ઝીલી અને કુરટેટોનની લડાઇનું અતિ ભયંકર પરિણામ આવતું અટક્યું. તરતજ જનરલ બાવા પોતાના બીજા સૈનિકોને એ સ્થળે લાવી શક્યો અને બીજે દિવસે ગોઇટો આગળ પાછું યુદ્ધ જામ્યું, જેમાં ઇટાલિયનોને સંપૂર્ણ વિજય મળ્યો. એ જ વખતે પેશીરાનો કિલ્લો પણ તેઓના હાથમાં આવ્યો. આખા વેનેશિયા પ્રાંતે ઓસ્ટ્રિયનોની સામે બળવો જગાડેલો અને કોમો, બ્રેશિયા તથા બરગામોમાંથી લોકોએ ઓસ્ટ્રિયનોને નસાડી મૂકેલા. આ વિજય પરંપરાથી વિયેનાની સરકાર ભડકી અને સાર્ડિનિયાના રાજાની જોડે સુલેહ કરવા તૈયાર થઇ. પણ રજુ થયેલી સરતો લોમ્બાર્ડી અને વેનેશિયાના લોકોને અનુકુળ પડે એવી ન હોવાથી ચાર્લ્સ આલ્બર્ટે તેનો સ્વીકાર કર્યો નહિ.

હજી વિજય ત્રાજવામાં જ તોળાઇ રહ્યો હતો અને ચાર્લ્સ આલ્બર્ટને બને તેટલા વધુ સૈનિકોની જરૂર હતી એવે વખતે તેના બે સહાય્યકો તેને છોડી ગયા. પાયસ નવમાએ પોતાના લશ્કરને ઇશ્વર પ્રાર્થના તથા આશીર્વાદો સહિત વિદાય આપેલી પણ લશ્કરના ઉપડી ગયા પછી તેને તેમ કરવા માટે પશ્ચાતાપ થવા લાગ્યો. તેના પાદરી સલાહકારોએ તેને ચેતવણી આપી કે જો લડાઇમાં ઇટાલિયનોને જીત મળે તો ચાર્લ્સ આલ્બર્ટ મોટે ભાગે આખા ઇટલીને પોતાના રાજ્ય હેઠળ જ સંયુક્ત કરે અને એ રીતે પોપ રાજ્ય વગરનો થઇ પડે. વળી પોપની ગાદી પ્રત્યે હમેશાં દૃઢ મિત્રાચારીભરી વલણ રાખનાર ઓસ્ટ્રિયા જેવા એક મોટા કેથલિક મુલકની સાથે વેર બાંધવું એ પણ અનુચિત જ હતું. આથી એપ્રિલની આખરીએ પાયસે એક ઢંઢેરો બહાર પાડી ઓસ્ટ્રિયા સામેની લડાઇ પોપની ઇચ્છાવિરૂદ્ધ હોવાનું જાહેર કર્યું. તેણે તેમાં જણાવ્યું: ' પોપ તો બધી પ્રજાઓ, લોકો અને કોમો પ્રત્યે સરખો સ્નેહભાવ રાખે છે. ' તેણે શાહેન-

શાહને પત્ર લખી લોમ્બાર્ડી તથા વેનેશિયા પરની પોતાની સત્તા ઉઠાવી લેવાની વિનંતી કરી અને ઇટાલિયનો તથા ઓસ્ટ્રિયનોને બંધુભાવપૂર્વક એકબીજા જોડે ભેટવાની ભલામણ કરી. તેણે પોતાના લશ્કરને પાછું બોલાવવાની હિમ્મત કરી નહિ પણ આખી સેના તેણે ચાર્લ્સ આલ્બર્ટની સરદારી હેઠળ મૂકી, એ કાર્યમાંથી તેણે પોતાનો હાથ ઉઠાવી લીધો. આ ઢંઢેરાથી લોકોનો પોપ પરનો વિશ્વાસ ડગી ગયો અને તેથી ઇટાલિયન લડતને ભારે હાનિ પહોંચી. નેપલ્સના ફરડિનાન્ડે પોતાની સેના પાછી બોલાવી લેવાની આ તક બરાબર સાધી. તેણે કહ્યું: " મારા રાજ્યમાં બીજો ભયંકર બળવો જાગ્યો છે એટલે લશ્કરની અહીં જરૂર છે." જનરલ પેપે તેની આજ્ઞા માનવાનો ઇનકાર કર્યો પણ તેના ઘણાખરા સૈનિકો રાજાના ક્રોધનો ભોગ થઇ પડવાની બીકે ડગલું પણ આગળ વધ્યા નહિ.

આવા બારીક સમયે વિગ્રહના આરંભમાં જ થયેલી ભૂલોનાં પરિણામથી ચાર્લ્સ આલ્બર્ટનું ભાગ્યચક્ર તેની વિરૂદ્ધ જ પડયું. તે કોઇ પણ કાર્યની યોજના અગાઉથી વિચારી રાખતો નહિ અને તેના સેનાપતિયો વારંવાર એકબીજાથી વિરૂદ્ધ પડતા. રેડેઝકીની વ્હારે નીકળેલા ઓસ્ટ્રિયન લશ્કરને રેડેઝકીના લશ્કરની સાથે જોડાવું અટકાવવાની અતિ અગત્યની ફરજ તેઓ ચૂકી ગયા. દરેક દિવસ, અરે દરેક કલાક મહત્વનો હતો પણ રેડેઝકી પર હલ્લો લઇ જવાને બદલે તેઓ જૂદા જૂદા કિલ્લાઓ સર કરવામાં કિંમતી વખત ગાળવા લાગ્યા. આ કિલ્લાઓ તો ઓસ્ટ્રિયનોને હાંકી કાઢયા પછી સહેલાઇથી તેઓના હાથમાં આવી પડત.

દરમિયાન રેડેઝકીને જોઇતી મદદ મળી ગઇ અને ચાર્લ્સ આલ્બર્ટની સૈનિક સંખ્યાં કરતાં તેની સંખ્યા વધી ગઇ તથા યુદ્ધનીતિમાં પણ તે રાજાને બાજૂએ મુકે એવો હતો. થોડાં અઠવાડિયામાં તો ઓસ્ટ્રિયનોએ ગૂમાવેલો બધો પ્રદેશ પાછો જીતી લીધો. જુલાઇની ચોવીસમીએ કસ્ટોઝા આગળ એક નિર્ણયાત્મક યુદ્ધ જામ્યું

અને કરટેટોન મુકામે કરવામાં આવી હતી તેવી જ ગંભિર ભૂલો ફરી થવાથી સાર્ડિનિયન સેનાનો ભયંકર પરાજય થયો. ઇટાલિયન સેનાની વ્યૂહરચના એવી હતી કે રેડેઝકી તેઓની એકે એક ટૂકડી સાથે લડી શકયો. યુદ્ધને મોખરે ખોરાક તથા દારૂગોળો પહોંચાડવાની કશી વ્યવસ્થા રાખવામાં આવી ન્હોતી અને લાગલગાટ ત્રણ દિવસ સુધી લડયા પછી એ વીર સૈનિકો, ભૂખ્યા કલાંત અને નિરૂત્સાહી થવાથી શત્રુના ચડિયાતા સંખ્યાબળ સામે ટકી શકયા નહિ. ચાર્લ્સ આલ્બર્ટે પોતાની સેનાને મિન્શિયોને પેલે પાર પાછી ખેંચી લીધી અને રેડેઝકીએ તેની પૂંઠ પકડવાથી તે મિલાન તરફ નાઠો. રસ્તામાં તે લડતો ગયો પણ બધી વખત તેને હાર ખમવી પડી. ચોથી ઓગસ્ટે સાર્ડિનિયાના રાજા અને તેના રસાલાએ મિલાનમાં આશ્રય લીધો જયારે તેનું લશ્કર ટયુરિન ભણી જોશભેર પાછું નાસી રહ્યું હતું. મિલાનવાસીઓ રક્ષણ માટે બિલકુલ તૈયાર ન્હોતા. તેઓએ ઓસ્ટ્રિયનોને એટલી સહેલાઇથી નસાડી મૂકેલા અને સાર્ડિનિયન લશ્કરના વિજય સંબંધી એટલા બધા શ્રદ્ધાળુ હતા કે તેઓએ શહેરના રક્ષણકાર્યની કે પરાજય થાય તો લેવી જોઇતી કંઇ પણ સાવચેતીની સાવ અવગણના કરી. તેઓની પાસે બંદૂકો ન્હોતી અને તેઓની પાસે ખોરાક તથા દારૂગોળાનો એટલો થોડો જથ્થો હતો કે દુશ્મનના હલ્લા સામે થવાનું સાવ અશકય જ હતું. સામે થવા જતાં લોકોની કતલ થવાનો જ સંભવ હતો. ૫ મી ઓગસ્ટે ચાર્લ્સ આલ્બર્ટે રેડેઝકી સાથે મસલત કરવા મોકલેલા જનરલ સેલેસ્કોએ, ઓસ્ટ્રિયનોએ રજુ કરેલી શરતોપર સહી મૂકી. સાંજને સમયે શરણે જવાના સમાચાર ઠેરઠેર ફેલાયા કે તરત જ મિલાનવાસીઓ તો પોતાના શહેરમાં એક વિજેતા તરીકે દાખલ થવાની પ્રતિજ્ઞા લેનાર માણસ સામે ખૂબ ગુસ્સે થઇ ગયા. તેઓને લાગ્યું કે ચાર્લ્સ આલ્બર્ટે જ તેઓના પરાક્રમભર્યા પ્રયાસોપર પાણી ફેરવ્યું હતું. રાજા જે મકાનમાં ઉતર્યો હતો તેને લોકોએ ઘેરો

ધાર્યો અને જ્યારે તે લોકોને શાંત કરવા બારીએ આવ્યો ત્યારે તેઓએ "દગાખોરનું ખૂન કરો" ના પોકારો કરવા માંડયા. તેઓએ પત્થરો ફેંકયા અને ગોળીઓ પણ છોડી. થોડાં જ અઠવાડિયાં પૂર્વેની 'જય' ખરેખર તે ભયંકર દિવસે રાજા માટે 'ક્ષય' બની ગઇ.

ઓસ્ટ્રિયનો બીજે દિવસે પરોઢિયે (૬ઠ્ઠી ઓગસ્ટ) મિલાનમાં દાખલ થવાના હતા અને ચાર્લ્સ આલ્બર્ટને સૂર્યોદય પૂર્વે શહેર છોડી જવાની અરજ કરવામાં આવી. પોતાના થોડાક અધિકારીઓ સાથે તે પગે ચાલતો બહાર નીકળી પડયો અને ભારે નિરાશાભર્યો તે સ્વગત બબડવા લાગ્યોઃ "આ શી દશા—આ શી દશા ?" જેઓએ તેને એ વખતે જોયેલો તેઓને તેનું દુઃખ જોઇને ખૂબ લાગી આવ્યું. મ્લાન વદનવાળો, થાક અને ખેદથી બહાવરો બનેલો, પરાજીત, ગર્વદલિત અને ખિન્ન થયેલો ચાર્લ્સ આલ્બર્ટ રાતોરાત નાસી છૂટયો.



# પ્રકરણ આઠમું.

## ઇટલીનો અંધકાર યુગ.

સ્વાતંત્ર્ય વિગ્રહની પહેલી લડાઇ નિષ્ફળ ગઇ અને કસ્ટોઝાના પરાજયે રાષ્ટ્ર પર મોટી આફત આણી મૂકી. પણ તેથીયે દેશને લાભ તો થયો જ. ઇટાલિયન સૈનિકોએ ખૂલ્લી લડાઇમાં ભારે તાલીમવાળા શત્રુની સામે ઉભા રહેવાનું તથા તેને હરાવવાનું પાણી બતાવી આપ્યું હતું અને આથી તેઓને પોતાના ઉજ્વળ ભાવિ વિષે વધારે શ્રદ્ધા બેઠી. દરેકેદરેક રાજ્યનો નાગરિક પોતાના સામાન્ય શત્રુની સામે લઢેલો અને આ રીતે તેઓ વચ્ચેની બંધુભાવની ગ્રન્થી વધારે સબળ બની. બધા પ્રકાર અને સ્થિતિના માણસોએ આ યજ્ઞમાં પોતાનો હિસ્સો આપેલો. કુલીન કુળના, ધનાઢ્ય અને સુશિક્ષિત માણસો ઘરબાર તથા ધંધાવેપાર છોડી આઝાદીની લડાઇમાં એક સામાન્ય સિપાહી તરીકે લડેલા. છોકરાઓ પણ લડાઇમાં જોડાવાને નિશાળો છોડી નાસી ગયેલા. સ્ત્રીઓએ સુદ્ધાં ભયંકર સંદેશાઓ પહોંચાડવામાં પોતાના જાનનું જોખમ ખેડેલું અને માતૃભૂમીની સેવા બજાવવા ખાતર પોતાનાં બાળકોની પણ પરવા નહિ કરેલી. આમ બધી જાતના અને વર્ગના માણસો વચ્ચે સહાનુભૂતિનો સંબંધ બધાયો અને રાષ્ટ્રીય એકતાની ભાવના મજબૂત બની. વળી સાર્ડિનિયાના રાજાને પ્રજાએ પોતાના નેતા તરીકે સ્વીકાર્યો અને ઇટલીની ઉત્તરે આવેલું રાજ્ય તેના હાથ નીચે મૂકવાનો વિચાર લોકપ્રિય થઇ પડયો. આ વખતે દેશમાં બે પક્ષો હતા: પ્રજાસત્તાકવાદીઓ, જેઓ ઇટલીના સંયુક્ત પ્રજાસત્તાકની તૈયારી માટે દરેક રાજ્યે એવું શાસનતંત્ર શરૂ કરવું એમ ઇચ્છતા હતા; અને રાજભક્તો, જેઓ પોતાનાં રાજ્યોને સાર્ડિનિયાની સાથે સંયુક્ત કરી દેવા માગતા હતા.

વિગ્રહ ચાલૂ હતો એ દરમિયાન પાર્મા, મોડેના, લોમ્બાર્ડી અને વેનેશિયાની પ્રજા સમક્ષ આ પ્રશ્ન રજૂ થયેલો અને તેઓના મત લેવામાં આવેલા. દરેક પ્રજાએ સાર્ડિનિયાની સાથે જોડાવાની ઇચ્છા દર્શાવી. આથી આ રાજ્યો ચાર્લ્સ આલ્બર્ટ સમક્ષ ધરવામાં આવ્યાં અને રૈયતે તેનું ભુપાળત્વ સ્વીકાર્યું. પણ કસ્ટોઝાના યુદ્ધ પછી રેડેઝકીએ એવો આગ્રહ કર્યો કે હારેલા રાજાએ આ નવાં રાજ્યો પરથી પોતાનો હાથ ઉઠાવી લેવો. પોતાની પાસે પોતાના હક્કોનું રક્ષણ કરવાનાં સાધનો ન હોવાથી ચાર્લ્સ આલ્બર્ટને આ સરત કબૂલ રાખવી પડી. પણ પ્રજાસમૂહે તેના રાજ્ય હેઠળ રહેવાનું જાહેર કરેલું હતું એ વાત ભુલાય તેમ ન્હોતી. એ કોઇ ઝાંખી અને અચોક્કસ આશા ન્હોતી પણ અવસર મળે કે તરત જ તેને સત્ય કરી બતાવવાની લોકોની ઇચ્છા હતી.

સાર્ડિનિયા સાથે જોડાવાની પ્રવૃત્તિથી અલગ રહેવામાં નેપલ્સ, પોપ અને ટસ્કેનીનાં રાજ્યો હતાં.

ફરડિનાન્ડ બીજાને માથે સિસિલીમાં જાગેલા બીજા બળવાને દબાવવાનું કામ આવી પડેલું હતું. બીજે સ્થળે બળવો ફત્તેહમંદ નિવડેલો જોઇ સિસિલિયનો પણ ઉશ્કેરાયા. તેઓ બુર્બો રાજ્યકર્તાઓને બહુ તિરસ્કારતા અને આથી તક મળતાં તેઓએ ફરી બળવો જગાડયો. મેસિનાના કિલ્લા સિવાયના દરેકે દરેક શહેરમાંથી તેઓએ નેપલ્સના લશ્કરને હાંકી કાઢયું અને તેઓએ રગીરો સેટિમો નામના એક વૃદ્ધ પુરૂષને પોતાના પ્રમુખ તરીકે જાહેર કર્યો. એ વખતે જુવાન રાજકુમાર ઓસ્ટ્રિયા સામે લડી રહ્યો હતો, જ્યાં તેણે એક સેનાપતિ તરીકે ભારે ખ્યાતિ મેળવી. પખવાડિયા પછી તો કસ્ટોઝાની ભયંકર હાર થઇ અને નેપલ્સ પાસેથી સિસિલીની ગાદી ખૂંચવી લેવા માટે બીજી લડાઇ કરવાનું સાર્ડિનિયનો માટે અશકય બન્યું. આથી રાજકુમારને આવેલા માનનો અસ્વીકાર કરવાની ફરજ પડી.

નેપલ્સના ફરડિનાન્ડે બળવાખોર સિસિલિયનોને બરાબર ધડો આપવાના હેતુથી બળવાને કમકમાટી ઉપજાવે તેવી ક્રૂરતા વડે દાબી દીધો. પાંચ દિવસ પર્યંત તેના નૌકાસૈન્યે મેસિનાના સુંદર શહેર પર તોપનો મારો ચલાવ્યો અને આખા શહેરને વેરાન બનાવી મૂક્યું. શહેરવાસીઓ સ્વરક્ષણ માટે ખૂબ મથ્યા: પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો, પાદરીઓ તેમજ સાધારણ માણસો, બધાં આ જીવસટોસટની લડાઇમાં ભેગાં મળીને લડવા લાગ્યાં. પણ તેઓ દશ હજાર સૈનિકોના લશ્કરને ખાળી શક્યા નહિ. જ્યારે નેપલ્સનું લશ્કર મહામહેનતે મેસિનામાં ઘુસવા પામ્યું ત્યારે તેણે, કોઇ જંગલી શત્રુ પોતાને શરણે આવેલા શહેર પર જે જાતનું વેર વાળે તેવું વેર વાળ્યું. સ્ત્રીઓ અને બાળકોની નિર્દય રીતે કત્લ કરવામાં આવી. દેવળો લૂંટવામાં આવ્યાં, મકાનો બાળી નાખવામાં આવ્યાં અને બળેલાં ખંડિયેરોની એક લાંબી હારમાળા આ વિજેતા સૈન્ય પોતાની પાછળ મૂકતું ગયું. આ અત્યાચારભર્યા તોપના મારાથી ફરડિનાન્ડને 'બોમ્બા'નું ઉપનામ મળ્યું. ચૌદ માસની વીરતાભરી લડત પછી સિસિલિયનો થાક્યા અને ૧૮૪૯ના મે માસમાં ફરડિનાન્ડ પાછો સિસિલીનો રાજા બન્યો.

પોપનાં રાજ્યમાં પણ અશાંતિ ચાલી રહી હતી. આઝાદી અને છૂટાપણા માટેની ઇટાલિયનોની ઇચ્છા પ્રત્યે પાયસ નવમાએ સહાનુભૂતિ બતાવ્યાથી લોકો રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભારે રસ લેવા લાગ્યા કારણ કે તેઓ પાયસને પોતાના પક્ષમાં આવેલો માનતા હતા. ફ્રાગાવાઝી નામના એક પાદરીએ પોતાની જુસ્સાદાર વક્તૃત્વશક્તિ વડે રોમમાં 'ધર્મ યુદ્ધ' જમાડવાનો લોકોને ઉપદેશ આપવા માંડેલો અને ૧૮૪૮ની વસંત ઋતુમાં તે બોલોના મુકામે આ હેતુથી જ ગયો. તેની સાથે બીજો એક યુગો.બાસી નામનો પાદરી હતો, જે બડો ઇશ્વરભક્ત હોઇ મનુષ્યોની સેવામાં પણ બહુ મશગૂલ રહેતો. પતિત અને દુઃખી મનુષ્યો પ્રત્યેની તેની ઉભરાતી

લાગણીને લીધે લોકોમાં તેની સારી વગ જામી. લોકો તેને સાધુ પુરૂષ ગણી માન આપતા. ૧૮૪૮ ના ઇસ્ટરના દિવસે આ બે પાદરીઓએ બોલોનાના વિશાળ ચોકમાં ઉપદેશ આપતાં, પાયો નોનોને નામે શ્રોતાજનોને તેઓનાં જીવન સુધારવાની તથા ઇશ્વર અને માતૃભૂમિની સેવા અર્થે જીવન સમર્પણ કરવાની સલાહ આપી. તેઓનાં ઉત્સાહ અને વકતૃત્વકલાથી શ્રોતાજનો પર ભારે અસર થઇ. ધનાઢયોએ તેઓને ચરણે ઉદારતાપૂર્વક પોતાનું દ્રવ્ય ધર્યું અને રંક માણસો વળી વધુ ઉદારતાપૂર્વક આત્મભોગ આપવા તૈયાર થયા. એક યુવતીએ તો પોતાના માથાના સુંદર બાલ કાપી નાંખ્યા અને તે વેચીને તેનાં નાણાં દેશહિતાર્થે વાપરવાનું યુગો બાસીને કહ્યું. કેટલાય યુવકો સ્વયંસેવકો તરીકે જોડાવાને એકત્ર થવા લાગ્યા અને જ્યારે તેઓ રણમેદાને જવા ઉપડી ગયા ત્યારે યુગો બાસી પણ તેઓના ધર્મગુરૂ તરીકે તેઓની જોડે જ ગયો. દરેક યુદ્ધમાં જ્યાં ગાઢ ઝપાઝપી ચાલતી ત્યાં યુગો બાસી હોવાનો જ તેનાં હથિયાર, તેનો ક્રુસ અને તેની માળા હતી. તે જખ્મીઓની સુશ્રૂષા કરતો અને મરતાઓને આશીર્વાદ આપતો.

પાયસ નવમાની સત્તા હેઠળ આ રીતે ધર્મયુદ્ધનો ઉપદેશ અપાઇ રહ્યો હતો એવામાં પોપના રાષ્ટ્રીય લડતમાંથી છૂટા થવાના સમાચાર આવ્યા. તે હવે લોકોની આઝાદીની લડતમાં મદદ નહિ આપે એ સાંભળીને લોકોપર તોપના ધડાકા જેવી અસર થઇ. તેની બદલાયલી વલણથી તેની રૈયતને ભારે ખેદ અને ઉંડી નિરાશા અનુભવવાં પડયાં તથા વિપ્લવના સબળ જુસ્સાનાં ચિહ્નો દેખાવાં લાગ્યાં. ગાવાઝીના ઉત્તેજનથી બોલોનાવાસીઓએ પોપના આ અન્યાયો સામે સખ્ત વાંધો ઉઠાવ્યો અને ગાવાઝીનું મોં બંધ કરવાનો હુકમ જ્યારે રોમથી આવ્યો ત્યારે લોકો એ તેના રક્ષણની ખાતર હુલ્લડ જગાડવાની ધમકી પણ આપી.

પોતાની પ્રજાને સંતોષવા ખાતર પાયસ નવમાએ કાઉંટ પેલે-

ગ્રિનો રોસી નામના એક જાણીતા ઉદારમતવાદીને પોતાનો પ્રધાન બનાવ્યો. જન્મે ઇટાલિયન હોઇ, તેણે પોતાનું ઘણુંખરૂં જીવન પેરિસમાં વ્યતીત કરેલું અને ફ્રાંસમાંથી જેસ્વિટ પાદરીઓને હાંકી મૂકવા સંબંધી પોપની સાથે મસલત કરનાર તરીકે લુઇ ફિલિપે તેની નિમણૂક કરી હતી. તે રોમમાં રહેતો હતો અને વારંવાર પાયો તોનોને તેની પ્રજાની વ્યાજબી માગણીઓ સ્વીકારવાનો આગ્રહ કરતો હતો. રોસીએ એકદમ કેટલાક ડહાપણભર્યા સુધારા કર્યા તેણે પાદરીઓનો ત્રાસ દાબી દઇ તેઓની પાસે રાજ્યના કાનૂનો પળાવવા માટે પોતાથી બનતુ કર્યું. વળી બ્રુનેટીની આગેવાની હેઠળ સરકારના કાર્યમાં દખલગીરી કરવા મથતા લોકપક્ષને પણ કાબુમાં રાખવાની તેણે કોશિષ કરી. આનું પરિણામ એ આવ્યુ કે તે બન્ને પક્ષમાં અપ્રિય થઇ પડયો. પાદરીઓ તેને ઘણો જ ઉદારમતવાદી ગણી ધિક્કારી કાઢતા અને લોકપક્ષવાળાઓ તે જોઇએ તેટલો ઉદારમતવાદી ન્હોતો એમ કહી તેને વખોડી કાઢતા. આ ઉપરાંત તેના કડવા સ્વભાવ તથા વિચિત્ર રીતભાતોને લીધે રોસીના ઘણા અંગત દુશ્મનો બન્યા.

૧૮૪૮ ના નવેમ્બરમાં કાઉંટને રાજસભામાં ભાષણ કરવાનું હતું. તેનું ખૂન કરવાનું કાવત્રું થયેલું હોવાથી તેને ઘેર રહેવાની ચેતવણી આપવામાં આવેલી છતાં તેણે તો પોતાની ફરજ બજાવવાનો નિશ્ચય કર્યો. રાજસભાના મકાન આગળ લોકોનું મોટું ટોળું એકત્ર થયેલું. તે જેવો દરવાજાની સીડી ચડવા લાગ્યો કે તરત જ લોકોએ તેને ઘેર્યો અને તે બહાર નીકળે તે પહેલાં તો તેની પીઠ પર ખંજર ભોંકી દેવામાં આવ્યું. એ પ્રાણઘાતક પ્રહાર હતો. રોસી કંઇ પણ બોલ્યા વગર ધરતી પર ઢળી પડયો અને થોડી જ મિનિટમાં મરણ પામ્યો. ધાંધળમાં ખૂની—બ્રુનેટીનો પુત્ર લુઇગી ખૂની હોવાનું. કહેવાય છે—પાસે ઉભેલા લોકોની મદદથી નાસી ગયો. જ્યારે રાજસભામાં આ સમા-

ચાર પહોંચ્યા ત્યારે નતો ક્રોધની વૃત્તિ બતાવવામાં આવી કે ન તો ખૂનીને શોધવાનાં કશાં પગલાં લેવામાં આવ્યાં. ઉલટા લોકો જાણે કોઇ સીતમગરના હાથમાંથી છૂટયા હોય તેમ ખૂશખૂશ થઈ ગયા. પણ કાઉંટ રોસીનું ખૂન એક અપરાધ હતો એટલું જ નહિ પણ તે એક મહાન્ ભૂલ પણ હતી કારણ કે તેને મારી નાખીને લોકો પાયસને ખરી દિશામાં દોરવનાર એકના એક માણસને ખોઇ બેઠા. બીજા અનુભવી રોમનો ભૂલી ગયા કે સારૂં રાજ્યતંત્ર કદી ઉતાવળે સ્થાપાતું નથી અને તેઓએ રોસીના મધ્યમ પગલાંનો આભારપૂર્વક સ્વીકાર કરવો જોઇતો હતો.

આ કરૂણાજનક પ્રસંગને વળતે જ દિવસે ષ્ટુનેટી અને બીજા લોકપ્રિય આગેવાનોની સરદારી હેઠળ શહેરીઓનું એક મોટું સરઘસ પોપના મહેલ આગળ ખડું થયું અને પોપે તેઓના નેતાઓને મળવાનું કબૂલ કર્યું. પોપે જે સુધારા કરવાનું વચન આપેલું તેમાં થતા લાંબા વિલંબથી લોકોને કેવો અસંતોષ થયો હતો એ લોકનેતાઓએ પોપને સમજાવ્યું અને લોકોને વિશ્વાસ ધરાવનારા શખ્સોને પ્રધાનો બનાવવાની વિનંતી કરી. રોસીના ખૂનની પાયો નોનોના દિલપર ઉંડી અસર થઇ હતી. વળી પોતાની સત્તાનું અપમાન થયેલું હોવાથી તેના ગુસ્સાનો પાર ન્હોતો. તેણે લોકનેતાઓને પોતાના રાજા પાસે મનસાની સરતો કબૂલ કરાવવાનો પ્રયાસ કરવા માટે ઠપકો આપ્યો અને સાફ કહી દીધું કે લોકોની જોર જબરીથી પોતે કશો સુધારો કરનાર ન્હોતો. જ્યારે લોકોને આ અસંતોષકારક ઉત્તરની જાણ થઇ ત્યારે રાજમહેલની આસપાસના લોકસમુદાયે તોફાન જગાવ્યું. પત્થરો અને ગોળીઓ છૂટવા લાગી અને એક ઉઘાડી બારી આગળથી પસાર થતાં મો. પામા નામનો એક અધિકારી ગોળીથી ઠાર થયો. સ્વિસ રક્ષકોએ લોકસમૂહપર ગોળીઓ ચલાવી પણ લોકો વિખેરાયા નહિ. પોપના અનુયાયીઓને તેની સલામતી માટે ધાસ્તી લાગી અને તેઓને એક વાર તો પ્રજાની

ઇચ્છાને વશ થઇ શાંતિ સ્થાપવાનું તેને કહ્યું. તેના પ્રધાનોએ રાજીનામાં આપ્યાં અને તેઓની જગ્યાએ તેણે સ્ટરબિની અને ગેલેટી નામના બે માણસો, જેઓની વાત સાંભળવાની તેણે થોડાક કલાક પહેલાં જ નાપાડેલી, તેઓને પ્રધાન બનાવ્યા. સ્વિસ સૈનિકોને રાજમહેલમાંથી પાછા બોલાવવામાં આવ્યા અને નગર રક્ષકોએ તેઓની જગ્યા લીધી. પોતે પોતાના જ મહેલમાં કેદ થયો હોય એવું પાયસને લાગ્યું અને તે પોતાની પ્રજા પર વિશ્વાસ રાખી શકયો નહિ. આથી તે એક રાતે વેશ બદલીને રોમ છોડી ગયો. તે નેપલ્સના રાજાનો આશ્રય શોધવા ગાયેટા પહોંચ્યો. જ્યારે રોમનોને તેના પલાયનની ખબર પડી ત્યારે તેઓને આશ્ચર્ય સાથે મુંઝવણ પણ એટલી જ થઇ. તેઓ પોતાના ધર્માચાર્યને માન આપતા અને તે નાસી જાય એ તેઓના માનવામાં પણ આવતું ન્હોતું. તરત જ તેને પાછો બોલાવવા માટે એક પંચ મોકલવામાં આવ્યું પણ નેપલ્સના રાજ્યની સીમા પર જ તેઓને કાર્ડિનલ એન્ટોનેલીનો પત્ર આપીને અટકાવવામાં આવ્યા, જેમાં જણાવેલું કે પોપ તેઓને મળવા માગતા ન્હોતા. સાચી વાત તો એ હતી કે લોકો માનતા હતા તેમ પાયસ નવમો સુધારક ન્હોતો. જોકે તેના સાધુ ચારિત્ર્યથી અને સ્નેહભરી રીતભાતોથી લોકોનાં માન અને પ્રેમ જીતી શકેલો પણ સંકટ સમયે રાખવી જોઇતી દૃઢતા જાળવવાની શક્તિ તેનામાં ન્હોતી. પ્રત્યેક વ્યક્તિને પ્રસન્ન રાખવાના કઠિન કાર્યથી તે કંટાળી ગયેલો અને તે પોતાના પાદરીઓની દોરવણી મુજબ જ ચાલવા લાગ્યો. આ પાદરીઓ સુધારાના કટ્ટા દુશ્મન હતા કારણ કે તેથી તેઓની સત્તા પર કુહાડો પડતો હતો. અને પોતાની સત્તા ગુમાવી બેસવાને તેઓ બિલકુલ તૈયાર ન્હોતા. આ બધા પાદરીઓમાં સહુથી વધારે બાહોશ અને મહાત્ત્વાકાંક્ષી કાર્ડિનલ એન્ટોનેલી હતો, જે હવે પોપનો વિશ્વાસુ સલાહકાર બન્યો. તેના જાહેર કે ખાનગી જીવનમાં કશું વખાણવાલાયક ન્હોતું અને તેનો ધર્મશીલ તેના સત્તાલોભ

જેટલો જ હતો. તેની વ્યવહાર કુશળતા અને તેના મક્કમ સ્વભાવને લીધે તે પાયો નોનોને ઠીક મદદરૂપ થઇ પડયો. તેણે પોપ પર એટલી સબળ અસર જમાવી કે રોમનો એમ જ કહેતા કે તેણે નજર બાંધી વડા ધર્મગુરૂને (પોપને) વશ કરી લીધા હતા. તેની જ સલાહથી પોપે રોમથી આવેલા પંચને મળવાની ના પાડેલી.

રોમનો એકલા પડયા. આથી તેઓને પોપના રાજ્યનું ભાવિ શાસનતંત્ર નક્કી કરવાની ફરજ પડી. નવી પ્રજાપ્રતિનિધિ સભાની ચુંટણી થઇ અને ૧૮૪૯ની સાલમાં આ પ્રશ્ન પર વિચાર કરવાને તે ભેગી મળી. જો કે ઘણા શહેરીઓ પોપને ફરી ગાદીએ બેસાડવાની તરફેણમાં હતા છતાં તેઓ બરાબર જાણતા હતા કે તેને પાછો ગાદીએ લાવવાથી પાદરીઓનું જ રાજ્ય ચાલવાનું જેના તરફ લોકોને સખ્ત અણગમો હતો. આથી બહુમતિએ પ્રજાસત્તાકની તરફેણ કરી. આમ પોપની રાજકીય સત્તાનો મૃત્યુઘંટ વાગ્યો. રોમન પ્રજાએ જાહેર કર્યું કે હવેથી તેઓ પાયસ નવમાને એક ધાર્મિક વિભુતિ તરીકે માન આપશે પણ રાજ્યના માલિક તરીકે તેનો ફરી સ્વીકાર કરવામાં આવશે નહિ. ૧૮૪૯ના ફેબ્રુઆરીની આઠમી તારીખે ભારે હર્ષનાદો વચ્ચે રોમન પ્રજાસત્તાકની ગંભીર ઘોષણા કરવામાં આવી.

ટસ્કેનીમાં જ્યારે રોમન પ્રજાસત્તાકના સમાચાર પહોંચ્યા ત્યારે ત્યાંના શાસનતંત્રમાં ભારે ગડબડાટ જાગેલો હતો. બધા ઇટાલિયન રાજાઓમાં લિયોપોલ્ડ અત્યંત લોકપ્રિય હતો. તેની રાજ્યનીતિ નરમ હતી અને તે પ્રજા પ્રત્યે માયાળુપણે વર્તતો. આથી તે પોતાની પ્રજાનો સ્નેહભાવ મેળવી શકયો હતો અને ટસ્કેનીના લોકો સાર્ડિનિયાના રાજ્ય હેઠળ જવાને રાજી ન્હોતા. આમ છતાં ટસ્કેનીમાં એક પ્રજાસત્તાક પક્ષ હતો, જેની ઇચ્છા ટસ્કન અને રોમન પ્રાંતોને જોડી, દઇ એક સ્વતંત્ર પ્રજાસત્તાક સ્થાપવાની હતી. આ વાત સાંભળી લિયોપોલ્ડ ખૂબ છેડાઇ પડયો અને તે સહેલાઇથી

પોતાની રાજ્યગાદી છોડી દેવાને તૈયાર ન્હોતો. તેણે પોપની રાજકીય સત્તાના અંત સામે ભારે નાપસંદગી બતાવી અને રોમનોએ લીધેલા પગલા પ્રત્યે કોઇપણ પ્રકારની સહાનુભૂતિ દર્શાવવાની ના પાડી. ટસ્કન રાજસભા આ પ્રશ્ન પર ચર્ચા ન ચલાવવા દેવાના હેતુથી લિયોપોલ્ડ ફ્લોરેન્સ છોડી સિયેના ચાલ્યો ગયો. અહીં તેને પાયસ તથા ફરડિનાન્ડ તરફથી તાબડતોબ ગાયેટા આવવાનું આમંત્રણ મળ્યું અને તેણે એ સ્વીકારવાની મૂર્ખાઇ પણ કરી. ૧૮૪૯ના ફેબ્રુઆરીની આઠમીએ ફ્લોરેન્સવાસીઓએ અત્યંત ક્રોધપૂર્વક પોતાના રાજકર્તાના પલાયનના સમાચાર સાંભળ્યા. બીજે જ દિવસે મળેલી જાહેર સભામાં લિયોપોલ્ડને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને ટસ્કન પ્રજાસત્તાકની ઘોષણા કરવામાં આવી.

૧૮૪૯ ના ફેબ્રુઆરી માસમાં પોપના તથા ટસ્કેનીના રાજ્યમાં આવા મહત્ત્વના બનાવો બનવા પામ્યા અને એ જ વર્ષના માર્ચ મહિનામાં સાર્ડિનિયાના રાજ્યમાં વળી નવી આફત જાગી. શત્રુને શરણે ગયા પછી પરાજય અને નિરાશાથી નમી ગયેલો ચાર્લ્સ આલ્બર્ટ ટ્યુરિન પાછો આવ્યો. પણ તેના કમનસીબે તેને ઓસ્ટ્રિયા સામેની લડત પાછી જગાડવાને વધુ મક્કમ બનાવ્યો હતો. તહકુબી જાહેર કરનારા ઢંઢેરામાં તેણે કહેલું: “ આપણી પ્રિય માતૃભૂમિની ખાતર હું અને મારા પુત્રો નવી કુરબાનીઓ, આપવાને, નવી વિપત્તિઓ ખમવાને અને છેવટે મૃત્યુને ભેટવાને પણ તૈયાર છીએ.”

ઓસ્ટ્રિયનો તેમજ ઇટાલિયનો બરાબર સમજતા હતા કે કોઇ પણ ઘડીએ લડાઇ પાછી સળગી ઉઠવાની જ. ૧૮૪૯ ના માર્ચની બારમીએ પોતાના પ્રધાનોની અનુમતિથી આખા દેશની ઇચ્છાને આધીન થઇ ચાર્લ્સ આલ્બર્ટે સંધિનો ભંગ કર્યો અને આઠ દિવસ પછી તો તેનું સૈન્ય રણાંગણમાં ઘૂમવા લાગ્યું. તેણે આ વખતે પાછી મુખ્ય સરદારી લેવાની હિમ્મત કરી નહિ અને તેના પોતાના

સેનાપતિઓ પર સૈનિકોનો વિશ્વાસ ન હોવાથી તેણે પોતાના સૈન્યની સરદારી ક્ઝાનોસ્કી નામના એક પોલેંડવાસીને સોંપી. આ માણસ ઇટાલિયન ભાષા બોલી શકતો ન્હોતો અને જે દેશમાં તેને લડવાનું હતું તે દેશ વિષે તે કશું જાણતો ન્હોતો એટલે તે કુશળ સેનાપતિ ન નિવડે તેમાં શી નવાઇ ? તેના પછી બીજી પંક્તિનો સેનાપતિ પેલો જનરલ રામોરિનો હતો, જેણે ૧૮૩૪ માં સેવોયના હલ્લાની યોજના વીંખી મારેલી. તેની આવી ખ્યાતિને લીધે સૈનિકો તેના પ્રત્યે પણ બહુ માન ધરાવતા ન્હોતા.

જ્યારે રેડેઝકીને સંધિભંગના સમાચાર મળ્યા ત્યારે તે બહુ આનંદિત થયો. તે જાણતો હતો કે વિજયમાળા તેના જ ગળામાં પડવાની. અનુભવી સેનાપતિ હોઇ તેણે પોતે જ આક્રમણ લઇ જવાની શરૂઆત કરી અને મિલાનથી જબરદસ્ત લશ્કર લઇ પીડમોંટ પર ચડાઇ કરવા નીકળ્યો. રામોરિનોને ટિસિનો નદી પર દુશ્મનને નદી ઓળંગતો અટકાવવાનો હુકમ આપી બેસાડવામાં આવ્યો હતો. તેણે આ હુકમનો અનાદર કર્યો અને આખું ઓસ્ટ્રિયન લશ્કર પાવિયા નામના શહેર આગળથી નદી પાર કરી ગયું. એક સૈનિકને ન છાજે તેવા તેના આ કૃત્ય માટે રામોરિનોને ગોળીએ દેવામાં આવ્યો પણ તેને મારી નાખવાથી તેણે કરેલી હાનિમાં કશો ઘટાડો થયો નહિ. સાર્ડિનિયન સેના હુમલો કરવાને તૈયાર થઇ એ પહેલાં તો રેડેઝકી તેના પર ચડી આવ્યો. પીડમોંટના સૈનિકો આગલી લડાઇમાં લડયા હતા તેટલી જ વિરતા અને હિમતથી ઝૂઝયા. સેવોય અને જીનોવાના ઉમરાવોએ ફરી એકવાર અક્કલમંદ અને ઉત્સાહી નેતાઓ તરીકે પોતાનું પાણી બતાવી આપ્યું પણ તેઓએ મેળવેલી જીતો પર ક્ઝાનોસ્કીની ખરાબ સરદારીથી પાણી ફરી વળ્યું. તા. ૨૩ મી માર્ચે નોવારા આગળ જંગી યુદ્ધ આખો દિવસ ચાલ્યું. સવારે તો ઇટાલિયનો ફાવેલા અને મહાન વિજયની અફવાઓ ટયુરિન પણ પહોંચી ગઇ. પણ

ફ્રેઝાનોસ્કીએ ઓસ્ટ્રિયનોને પોતાનું વધારાનું લશ્કર લાવવાનો સમય આપ્યો અને જ્યારે રાત પડી ત્યારે સાર્ડિનિયન સેનાને દુશ્મને ચોતરફથી ઘેરી લીધી. શ્રમ અને અપવાસના કેટલાય કલાકો ગાળવાથી થાકેલા હોઇ સૈનિકો વધારે લડી શકે તેમ ન્હોતું. જખ્મી અને મરેલાઓની તેઓની ખુવારી ચાર હજાર માણસની થઈ ચૂકી હતી.

જ્યાં જ્યાં ભય વધારે જણાતો ત્યાં ત્યાં ચાર્લ્સ આલ્બર્ટ આખો દિવસ ઘૂમ્યા કરતો. તેની દિલની ખ્વાહેશ રણાંગણ પર પ્રાણ છોડવાની હતી પણ ગોળીઓની ઝડી વચ્ચે જે વખતે અનેક સૈનિકો ચારે બાજૂથી ધડાધડ ઢળી પડતા હતા તે વખતે પણ તે બિલકુલ હાનિ ખમ્યા વગર બચી જતો હતો. તે વખતે તે ફરિયાદ કરી ઉઠેલો: “ મૃત્યુ પોતે મને દૂર રાખ્યા કરે છે. ” આ નિર્ણ-યાત્મક પરાજય પછી પણ તે ફરી લડવા ઉભો થયો હોત પણ તેના સરદારોને એમાં કંઇ લાભ જણાયો નહિ. તેની સેના હારી ગઇ અને વિજેતા શત્રુની સમક્ષ ટ્યુરિનનો માર્ગ ખૂલ્લો થયો. સંધિ માટે માગણી કરવાનું અપમાન ચાર્લ્સ આલ્બર્ટને આખરે ખમવું પડયું. રેડેઝકી પોતાના વિજયના સમયમાં ઉદારતા બતાવે તેવો ન્હોતો. તેણે પીડમોંટનો કેટલોક ભાગ ઓસ્ટ્રિયન લશ્કરના કબજામાં રાખવાની અને તેની જામીનગીરીમાં ગાદીવારસ રાજ-કુમારને તેને સોંપવાની સરત રજુ કરી. રાજાની ખાતરી થઇ ગઈ કે તેના પ્રત્યેના રેડેઝકીના અંગત અણગમાને લીધે જ તેણે આવી સખ્ત સરતો રજુ કરેલી. પોતાની જન્મભૂમિ માટે પ્રાણની આહુતિ તો ન અપાઇ પણ તે પોતાના રાજ્યાસનનું બલિદાન તો આપી શકે તેમ હતુ જ. તેણે યુદ્ધમંત્રીઓને પોતાના તંબુમાં બોલાવીને કહ્યું: “ મારી આશાઓ નષ્ટ થઇ છે. રણાંગણમાં પ્રાણ છોડવાની મારી ઇચ્છા તૃપ્ત થઇ નથી. વ્યાજબી સરતો મેળવવામાં કદાચ હું જ વિઘ્નરૂપ છું. એટલે હું સ્વેચ્છાપૂર્વક રાજ્યગાદી છોડી દઇ તે

મારા પુત્રને સોંપું છું. ” પછી પાસે ઉભેલા યુવરાજને સંબોધીને તે બોલ્યોઃ “ ગૃહસ્થો ! આ રહ્યો તમારો રાજા. ”

તે જ રાતે ચાર્લ્સ આલ્બર્ટ વેશપલટો કરી ઓસ્ટ્રિયન છાવણીમાં થઇને પોર્ચુગલ જવા માટે નાઇસ ગયો. પોતાની મેળે વહોરી લીધેલો તેનો દેશવટો લાંબો કાળ ચાલ્યો નહિ. તેની હૃદયની ઇચ્છાઓના ઉચ્છેદનું દુઃખ સહન કરવા જેટલી હિમ્મત તેનામાં રહી ન્હોતી. ૧૮૪૯ ના જુલાઇની ૨૮ મી તારીખે રાજાએ ભગ્નહૃદયે તેના એક જૂના સાથી ગિયાસિંટો કોલેગ્નોની હાજરીમાં ઓપોર્ટો મુકામે પોતાનો નાશવંત દેહ છોડયો. ગિયાસિંટો છેવટ સુધી રાજાનો વફાદાર મિત્ર રહ્યો હતો.

ચાર્લ્સ આલ્બર્ટનો ખરેખર કરૂણાજનક અન્ત આવ્યો. પ્રજાના પ્રેમ માટે તે ખૂબ મથ્યો પણ તેની શરૂઆતની ભુલોને લીધે તે પ્રજાનો પ્રેમ કદિ સંપાદન કરી શકયો નહિ અને પ્રજાને હાથે હડધૂત થયો. પણ દુર્ભાગ્યના પાવકમાં ગળાયાથી તેનું ચારિત્ર્યરૂપી સુવર્ણ ઉજ્વળ બન્યું હતું અને તેના પાછલા જીવનમાં તેના ઉચ્ચ સદ્‌ગુણો ઝળકી ઉઠયા. તેનામાં ઘણી ખામીઓ અને કમતાકાતો હતી પણ તેના વખતના બધા ઇટાલિયન રાજકર્તાઓમાં તે એકલો જ, ઇટાલિયન પ્રજા હૃદયના ઉચ્ચ મનોરથોને સમજીને તેમાં ભાગ લઇ શકયો હતો. દેશનું ગૌરવ જાળવી રાખનારા રાષ્ટ્રીવીરોમાં ગણાવાનો હક્ક બધા રાજાઓમાંથી તે એકલો જ પોતાની કુરબાની અને બલિદાન વડે પ્રાપ્ત કરી શકયો હતો.

આમ નોવારાના રકતાચ્છાદિત રણાંગણ પર, શોક અને કલ્પાંતની એક રાત્રિએ વિકટર ઇમેન્યુઅલ બીજો રાજ્યગાદીએ બેઠો. બીજી જ સવારે તે પોતે રેડેઝકી પાસે મસલત ચલાવવા ગયો. વૃદ્ધ સરદારે તેનો સારો સત્કાર કર્યો. તેણે સુલેહ કરવાનું કબૂલ કર્યું એટલું જ નહિ પણ બે સરતોએ તેણે જુવાન રાજાને તેના મુલકમાં વધારો કરી આપવાનું પણ કહ્યુંઃ (૧) ચાર્લ્સ આલ્બર્ટે

બક્ષેલું રાજ્યબંધારણ પાછું ખેંચી લેવું અને (૨) ત્રિરંગી વાવટો ન ફરકાવતાં માત્ર સેવોય કુટુંબનો ધ્વજ જ ફરકાવવો. વિનાવિલંબે વિકટર ઇમેન્યુઅલે જવાબ સંભાળાવી જ દીધોઃ " હું મારા બાપે બક્ષેલી સંસ્થાઓને અખંડ જ રાખીશ અને ઇટલીની રાષ્ટ્રીયતાનો ચિહ્નરૂપ ત્રિરંગી ધ્વજ તો ફરકતો જ રહેશે. તે આજે નમ્યો છે તો વળી કોઇ દિવસ પાછો ફરકશે. "

જુવાન રાજાના ઉત્તરમાં રહેલી ભવ્યતા અને હિમ્મતની પ્રશસા કર્યા વગર રેડેઝકીથી રહેવાયું નહિ પણ તેણે હજી યે પોતાની સખ્ત સરતો તેની પાસે કબૂલ કરાવવાનો આગ્રહ કર્યો. તેણે વિકટર ઇમેન્યુઅલ પાસેથી લડાઇનો ભારે દંડ માગ્યો, એલેકઝાંડ્રિયામાં ઓસ્ટ્રિયન લશ્કરને રાખવા દેવાની માગણી કરી અને વેનિસના રક્ષણાર્થે મોકલવામાં આવેલું નૌકાસૈન્ય પાછું બોલાવવાનું કહ્યું. છેલ્લી સરત બધી સરતો કરતાં વધારે કપરી હતી. લોમ્બાર્ડી અને વેનેશિયાની પ્રજા પરદેશી ધુંસરીમાંથી મુક્ત થવા માટે સાર્ડિનિયાની મદદ પર આધાર રાખીને જ બેઠી હતી. લોમ્બાર્ડીને પાછું ઓસ્ટ્રિયાની લોખંડી એડી હેઠળ કચડી નાખવામાં આવ્યું અને હવે વેનિસની પણ એવી જ દુર્દશા કરવાની રેડેઝકી માગણી કરી રહ્યો હતો. આવી માગણીઓનો સ્વીકાર કરવા માટે ભારે નૈતિક હિમ્મતની જરૂર હતી પણ ઇટલીના સદ્‌ભાગ્યે વિકટર ઇમેન્યુઅલ સુબળ હૃદય અને ઠંડા મગજવાળો માણસ હતો. પોતાની હાર ક્યારે થઇ એ વિષેનું પોતાનું અજ્ઞાન કબૂલ કરવા જેટલો તે પ્રામાણિક હતો અને પરાજય સ્વીકારી લેવા જેટલો જ ઉદાર હતો. તેના પર લદાયેલી સુલેહની શરતો સ્વીકારવા સિવાય તેને છૂટકો ન્હોતો પણ નોવારાથી પોતાની રાજધાની ભણી જતી વખતે તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને હલાવી અને નિશ્ચયપૂર્વક બોલી ઉઠ્યો. " ઇટલી જીવશે જ ! "



# પ્રકરણ નવમું.



## રોમન પ્રજાસત્તાકની ઘોષણા.

ઇટલીમાં ચાલી રહેલી આઝાદી અને છૂટાપણાની લડતમાં ગેરિબાલ્ડી તેમજ મેઝિની પોતાનો ભાગ આપવાને ચૂકયા નહિ.

નાઇસ આવ્યા પછી થોડા જ દિવસમાં ગેરિબાલ્ડી સાર્ડિનિયન સેનાના કેંદ્રસ્થાન રોવરબેલા મુકામે તે જઇ પહોંચ્યો અને ચાર્લ્સ આલ્બર્ટને મળી પોતાની તથા પોતાના સૈનિકોની સેવાએ સ્વીકારવાનું તેને કહ્યું. રાજા હજી ૧૮૩૪ ના કાવત્રામાં ગેરિબાલ્ડીએ લીધેલા ભાગની વાત ભુલ્યો ન્હોતો. આથી તેણે તેને ઠંડો આવકાર આપ્યો. અને તેને યુદ્ધમંત્રી રિસી પાસે મોકલી આપ્યો, જેણે તેની સેવાઓનો અસ્વીકાર કર્યો. આ અપમાનથી ગેરિબાલ્ડીને બહુ માઠું લાગ્યું. તે કહે છેઃ “ મારો દેશ પ્રજાસત્તાક રાજ્યતંત્ર ભોગવતો હોય અને જે ઉત્સાહથી હું તેની સેવા કરૂં તે જ ઉત્સાહથી હું એ રાજાની આજ્ઞા હેઠળ લડવા ઇચ્છતો હતો. ” પછી તેણે પોતાની સમશેર મિલાનવાસીઓ સમક્ષ ધરી, જેઓએ તેને બરગામો મુકામે મૂકાયેલા એક નાના લશ્કરની સરદારી આપી. તે હજી પોતાની પદવીએ ચડયો ન્હોતો એવામાં કસ્ટોઝાની હારથી વિગ્રહ બંધ થયો.

પણ ગેરિબાલ્ડીએ પોતાનાં હથિયાર છોડવાની ના પાડી. તે તો સંધિને રાષ્ટ્રને ઠગનારી વસ્તુ ગણતો હતો અને એમ માનતો હતો કે ઇટલીની પ્રજા સ્વરક્ષણ માટે બળવો જગાડવાને તૈયાર જ હતી. ગિયાકોમો મેડિચીની સહાયથી તેણે કેટલાંક અઠવાડીયાં લગી યુદ્ધ ચાલૂ રાખ્યું અને ઓસ્ટ્રિયનો સાથેની કેટલીક ઝપાઝપીઓમાં તે ફતેહ પણ મેળવી શકયો. પણ તેના ધારવા મુજબ તેના વાવટા હેઠળ જોઇએ તેટલા લોકો આવી પહોંચ્યા નહિ. ઉલટું, તેની સેના ઘટી ગઇ અને તે અને તેના દક્ષિણ અમેરિકન સાથીઓ ઉપરાંત

બીજા થોડા જ સૈનિકો બાકી રહ્યા. તેઓ બધા એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ભટકવા લાગ્યા પણ તેઓને કયાંઇ ઉત્તેજન મળ્યું નહિ. તેઓની પાસે પૂરતો ખોરાક તથા સખ્ત શિયાળામાં પોતાના શરીરનું રક્ષણ કરવા માટે જોઇતાં કપડાં મેળવવાનાં સાધનો યે ન્હોતાં. ભારે આશા અને ઉત્સાહભર્યા દૂર દેશથી પાછા ફરેલા આ વીરોને આથી ભયંકર નિરાશા લાગી.

સ્વદેશ તેમ જ પરદેશમાં કરેલાં પોતાનાં પરાક્રમોથી ગેરિબાલ્ડી ભારે લોક પ્રિય થઇ પડયો હતો અને જ્યારે રોમમાં પહેલી પ્રજાસત્તાક લોકસભા ચૂંટવામાં આવી ત્યારે તેને મેસરેટા શહેરનો પ્રતિનિધિ ચૂંટવામાં આવ્યો હતો. રોમન પ્રજાસત્તાકની ઘોષણા કરવામાં આવી ત્યારે તે હાજર હતો અને પ્રથમ પહેલો તેણે જ ' પ્રજાસત્તાકની જય ' નો પોકાર કર્યો હતો.

જેવી મેઝિનીને મિલાનમાં ખળવો જાગ્યાની ખબર પડી કે તરત જ તે ઇંગ્લાંડથી ત્યાં પહોંચ્યો અને લોકોએ તેને ઉત્સાહભર્યો આવકાર આપ્યો. તેને વિજયના સમયમાં પાછો આવેલો જોઇ લોકો તેને લેવાને છેક શહેરના દરવાજા સુધી ગયા. " પ્રજા તરફથી ગ્વીસેપ મેઝિનીને " એવા અર્પણના લખાણવાળો એક ત્રિરંગી વાવટો તેને ભેટ આપવામાં આવ્યો અને તેની આ શબ્દોમાં પ્રશંસા કરવામાં આવીઃ " આપ માતૃભુમિની આઝાદીના એક સાચા વીર છો આપની જન્મભુમિના જ્વલંત ભાવિમાં અડગ શ્રદ્ધા રાખી; સલાહ આપનારા અને કાર્યની પ્રેરણા કરનારા શબ્દો વડે અથાગ મહેનત કરી આપે પાછો આપણા આ પુનિત દેશમાં નવજીવનનો પુણ્યયુગ સ્થાપ્યો છે. " આમ પહેલી જ વાર ઇટાલિયનો પોતાના મહાન્ ગુરૂ પ્રત્યે ખૂલ્લી રીતે માન અને પ્રેમ બતાવી શકયા અને તેઓના આ સ્નેહની મેઝિનીના દિલપર ઉંડી છાપ પડી. પોતાનું ઘર નજીક જ હોવાથી તેને પોતાના માતા પિતાને મળવાની ઇચ્છા થઇ આવી પણ તરત જ તેની માતાએ તેને ઘેર ન આવવાની ચેતવણી આપી દીધી. તેના ઘરપર પોલિસની બારીક તપાસ ચાલૂ જ હતી અને તેના

પર ફાંસીની સજા હજી લટકતી જ હોવાથી ઘેર આવવાનું તેને માટે સલામત ન્હોતું. ડો. મેઝિની મરણોન્મુખ પડ્યો હતો અને તે પોતાના દેશવટો પામેલા પુત્રને ફરી એક વાર ભેટયા વગર સ્વર્ગે સીધાવ્યો.

મેઝિની હવે પાકો પ્રજાસત્તાકવાદી બન્યો અને જીવનભર તેવો જ રહ્યો. પરંતુ ઘણાંખરાં રાજ્યોએ સાર્ડિનિયાના છત્ર હેઠળ એકત્ર થવાની ઇચ્છા બતાવેલી હોવાથી તેણે ઇટાલિયન એકતાની ખાતર જ, ચાર્લ્સ આલ્બર્ટના છત્ર હેઠળ એવું સંયુક્ત રાજ્ય સ્થાપવાની તરફેણ કરી. સાર્ડિનિયન લશ્કર માટે જોઇતા સૈનિકો મેળવવાને તેણે પોતાથી બનતું કર્યું હતું અને તે પોતે ગેરિબાલ્ડીની સેનામાં જોડાયો. પાછળથી તે પ્રજાસતાકવાદીઓને મદદ કરવા સારૂ ફ્લોરેન્સ ગયો અને ટસ્કન પ્રજાસત્તાકની ઘોષણા વખતે તે ત્યાં જ હતો.

રોમન પ્રજાસત્તાક આગલે જ દિવસે સ્થાપાઇ ચૂકેલું અને લોકસભાએ પ્રથમ પહેલાં જ મેઝિનીને એક રોમન નાગરીક તરીકે સ્વીકારવાનો ઠરાવ પસાર કર્યો. આ ખુશાલીના સમાચાર તેના મિત્ર ગોડફ્રેડો મામેલીએ મેઝિનીને તારથી પહોંચાડયા અને મેઝિની સહર્ષ રોમ આવવા નીકળ્યો.

આપણે જોઇ ગયા છીએ કે ગેરિબાલ્ડી બાળપણથી જ રોમપ્રત્યે પુષ્કળ મમતા રાખતો. રોમની પ્રાચીન કીર્તિયોના સ્મરણથી તેના ભાવી ઉદ્ધારની સબળ શ્રદ્ધા તેના હૃદયમાં જન્મવા પામી હતી. મેઝિનીના દિલની વૃત્તિ પણ આવી જ હતી. આ ઉત્સાહી રાષ્ટ્રવીરોને તો એમ જ લાગતું હતું કે રોમના ઉદ્ધારમાં ઇટલીના ભાવીની ચાવી પડેલી હતી અને જ્યાંસુધી રોમ ઇટાલિયન પ્રજાનું મુખ્ય નગર બન્યું નહિ ત્યાં સુધી તેઓ સંતોષ માનીને બેઠા નહિ. પણ આ પવિત્ર નગર પ્રત્યેના પોતાના માનમાં મેઝિનીની ભારે ઉંડી શ્રદ્ધા સમાયેલી હતી. સિઝર—બાદશાહોના હાથ નીચે રોમ પ્રાચીન જગતનું અત્યંત સત્તાવાન્ સામ્રાજ્યનું બનેલું; અને પોપ—ધર્મગુરૂઓની કારકીર્દી દરમિયાન પશ્ચિમમાં ફેલાયેલા ખ્રિસ્તી ધર્મના કેંદ્ર તરીકે તે પાછું નૈતિક



૮૬ ગેરીબાલ્ડી અને તેના દક્ષિણ અમેરીકાના સાથીઓ.

K. A. W. Bombay 2. Vardhman & Sons Bombay 3.

જગતનો મજબૂતમાં મજબૂત કિલ્લો બનવા પામેલું. મેઝિનીનું દિલ તો તેને એમ જ કહ્યા કરતું હતું કે એ અમર નગર હજી વધારે મહાન ધાર્મિક સામ્રાજ્ય થવાને સરજાયેલું હતું તેણે આગાહી કરી કે ઇટલીનું પ્રજાસત્તાક રોમ, એક દિવસ સારી માનવજાતિને, વિશ્વબંધુ પ્રેમનો મંત્ર સુણાવશે, મહાન્ સત્યનો સંદેશ પહોંચાડશે અને નિષ્કલંક પ્રેમના શુભ સમાચાર સંભળાવશે. આથી રોમના પ્રજાસત્તાકની સ્થાપનાના સમાચાર સાંભળી તેને થયેલા હર્ષમાં ઉંડુ રહસ્ય સમાયેલું હતું. અન્તે તેના દિલની ઇચ્છા પરિપૂર્ણ થવાનો સમય આવી લાગ્યો હતો.

૧૮૪૯ના માર્ચમાં મેઝિની "માન અને ભક્તિભાવપૂર્વક" રોમમાં દાખલ થયો. પોર્ટા ડેલ પોપોલો નામના દરવાજેથી દાખલ થતાં તે આકાશ ભણી દ્રષ્ટિ ફેંકતા ઉચ્ચા સ્તંભવાળું એક વિશાળ ચોગાન અને વાતાવરણને પોતાના ફરર ફરર ઉડતા પાણીના મધુરા સંગીતથી ભરી દેનાર સંગેમરમરના ફુવારાઓ જોઇ ખૂબ આનંદ પામ્યો. એક તરફ પિન્શયન ગાર્ડનનાં લીલાછમ ઝાડોની હારમાળા દેખાઇ રહી હતી અને બીજી તરફ ચોગાનમાંથી છેક શહેરની મધ્ય સુધી જતા સાંકડા માર્ગો પડેલા હતા. આ પવિત્ર ભૂમિ પર પગ મૂકતાં જ તેના 'આખા શરીરમાં નવચેતનની જ્યોત પ્રકટી.' કદાચ તેને કોઇ ઇશ્વરી પ્રેરણા થઇ રહી હતી કે રોમમાં જ તેના દેશાભિમાનની છેલ્લી સાધના પૂરી થશે.

રોમન લોકસભાએ ત્રણ જણની એક સમિતિને રાજ્યની લગામ સોંપી, આ સમિતિને તેઓએ ટ્રાયમવિરેટ—ત્રિપુટીમંડળનું પ્રાચીન નામ આપ્યું. રોમમાં થોડો વખત રહ્યા પછી મેઝિનીને ટ્રાયમવિર ત્રિપુટી મંડળમાંનો એક ચૂંટવામાં આવ્યો. તેની જોડે સફી અને આર્મેલિનીને બાકીના ટ્રાયમવિરો બનાવવામાં આવ્યા. પણ તેનો મિત્ર પિસાકેન કહે છે તેમ મેઝિની આ બે જણ કરતાં બુદ્ધિમાં કયાંય ચડિયાતો હોઇ દરેક બાબતમાં તેની જ ઇચ્છા મુજબ કામ ચાલતું." પોતાની ચૂંટણી પછીના ત્રણ માસ સુધી

ખરૂં જોતાં મેઝિની જ રોમન પ્રજાસત્તાકનો રાજકર્તા હતો.

જે સિદ્ધાંતો તે વર્ષોથી પોતાના દેશબંધુઓને શીખવી રહ્યો હતો તે સિદ્ધાંતોને વ્યવહારમાં મૂકવાનો અવસર તેને હવે મળ્યો. તેણે તેઓને બોધ આપેલો કે સારી સરકાર સત્ય અને ન્યાયપર જ સ્થપાવી જોઇએ અને દેશના કાનુનો ઇશ્વરના કાનુનોને અનુસરીને બનાવવામાં જ ખરી સ્વદેશસેવા સમાયેલી હતી. તે એમ માનતો હતો કે આવા ઉચ્ચ હેતુથી દોરવાઇને લોકો બધાં કામોમાં સત્ય ન્યાયવૃત્તિથી જ દોરવાશે અને તેથી રાજ્યનાં હિત અને ઉન્નતિનો પાયો સબળ બનશે. દરેક નાગરિકે—સ્ત્રી તેમ જ પુરૂષે 'રાજ્યનું ગૌરવ વધારે' તેવું જીવન ગુજારવું જોઇએ અને 'જનતા પૂજે અને સ્વદેશને ચાહે' એ જાતનું વર્તન રાખવું જોઇએ. આવા દેશમાં પ્રજા તેમ જ રાજા વચ્ચે સંપૂર્ણ શ્રદ્ધા હશે કારણ કે દરેક વર્ગ પોતાનો સ્વાર્થ કે એકાદ વર્ગનો લાભ નહિ જૂએ પણ સમસ્ત પ્રજાના કલ્યાણ માટે મહેનત કરશે. પ્રજાસત્તાકના વહીવટમાં લોક-સભાના પ્રતિનિધિયોને ઉપયોગી થઇ પડનારા આવા ઉચ્ચ આદર્શો મેઝિનીએ તેઓની સમક્ષ રજુ કર્યા.

આ વિચારો રોમનોને નવા લાગ્યા. તેઓ ઇટલીમાં પગદંડો જમાવીને બેઠેલી ખરાબમાં ખરાબ સરકારને વર્ષોથી વેઠી રહ્યા હતા અને જો કે તેઓ પોપની પવિત્ર ગાદી પ્રત્યે એટલું જ માન ધરાવતા હતા છતાં જે પાદરીઓ મારફત તે રાજ્ય ચલાવતો તે પાદરીઓ પ્રત્યે તેઓને ભારે અણગમો હતો. ધર્મને નામે પુષ્કળ સીતમો ગુજારવામાં આવતા, જેની સામે થવાની શક્તિ પ્રજામાં રહી ન્હોતી; અને જાહેર કાર્યોમાં પણ કશો મત આપવાનો હક્ક ન હોવાથી લોકોની પાસે હવે પોતાની પ્રત્યે થતા અન્યાયોની દાદ મેળવવા માટે બળવો અને ખૂનામરકીનો ઉપાય જ બાકી હતો. મેઝિનીએ શહેરમાં તોફાન અને અશાંતિની જવાળાઓ ભભૂકતી જોઈ; લૂંટફાટ અને ખૂનામરકી ચાલવા લાગી અને પાદરીઓના જાન જોખમમાં આવી પડ્યા. પણ જોતજોતામાં મેઝિનીએ કોઇ અદ્ભૂત

પરિવર્તન કરી નાખ્યું. તેણે ગરીબોના સંકટો તરફ પોતાની પૂરી સહાનુભૂતિ બતાવી અને તેઓના ફરિયાદો દૂર કરીને તે બળજબરી કે સજા વગર શાંતિ સ્થાપી શક્યો. તેણે પાદરીઓના પ્રાણ બચાવ્યા અને દેવળો લૂટાતાં અટકાવ્યાં. ગરીબ પાદરીઓના પગાર તેણે વધારી આપ્યા અને બધી ધાર્મિક ક્રિયાઓ વિધિપૂર્વક ચલાવવાનો આગ્રહ કર્યો. તેણે કહ્યું: ' ધર્મનું રક્ષણ કરવું એ ટ્રાયમ વિરોનું—રાજકર્તાઓનુ કર્તવ્ય જ છે. "

તે એ વખતે જોકે કિવરિનલના રાજમહેલમાં રહેતો હતો છતાં તેણે પોતાના નિવાસ માટે નાનામાં નાનો ઓરડો રાખ્યો. પોતાના નાના પગારમાંથી ઘણાખરા પૈસાનું દાન કરી દેતો અને ઇટાલિયનોના પ્રિય થઇ પડેલા સસ્તાં વિશ્રાંતિગૃહોમાંના કોઇ એકમાં રોજના બે ફ્રાંક આપી, તે જમી લેતો અને સાવ સાદું જીવન ગૂજારતો. તેના દ્વાર હમેશાં ખૂલ્લાં જ રહેતાં અને મિત્ર કે શત્રુને તે સરખો જ આવકાર આપતો. ટુંક સમયમાં જ તેના ઉચ્ચ આશયો, તેનો સંપૂર્ણ આપભોગ અને તેની કાર્યરતતાથી તેની સાથે વ્યવહાર રાખનારા બધા શખ્સો પર ભારે અસર થવા પામી અને તેની વગ પુષ્કળ જામી. આમ રોમનો અને તેઓના મુખ્ય ટ્રાયમવિર વચ્ચે સંપૂર્ણ વિશ્વાસ અને મૈત્રિ બંધાયાં. તેઓ તેની બુદ્ધિ અને સાધુચરિતતાને પૂજવા લાગ્યા અને એવા અનેક પડયા હતા જેઓને મન તો " મહાન આદર્શ અને ઉચ્ચ સાશનતંત્રથી ઝળહળી રહેલું રોમ ઇશ્વરના નગર સમાન થઇ પડેલું. "

મેઝિની જે વખતે પોતાના આદર્શ પ્રજાસત્તાકની રચનામાં તલ્લીન હતો એ વખતે પોપના મિત્રો તેના નાશની તૈયારીમાં મશગૂલ હતાં. પાયસ નવમાએ સ્પેન, નેપલ્સ, ઓસ્ટ્રિયા અને ફ્રાંસ—બધાં કેથલિક રાજ્યોને તેની ગાદી પાછી અપાવવાની અરજ કરી. પહેલાં ત્રણ રાજ્યોએ તો એકદમ આ વાત વધાવી લીધી; ફ્રાંસ હજી ડગુમગુ જ હતું અને ફ્રાંસ પર જ રોમના ભાવિનો બધો આધાર હતો.

૧૮૪૮ ના વિપ્લવ પછી જ્યારે લુઇ ફિલિપને પેરિસમાંથી નાસી જવું પડ્યું ત્યારે ફ્રાંસ પ્રજાસત્તાક બન્યું અને તેનો પ્રમુખ–લોકપાળ–નેપોલિયન પહેલાનો ભત્રીજો રાજકુમાર લુઇ નેપોલિયન બોનાપાર્ટ બન્યો. તેણે થોડા જ મહિના આ સત્તા ભોગવી અને તે રાજવહીવટમાં કાચો હોવાથી તે પોતાના પ્રધાનોની સલાહ મુજબ જ ચાલતો. પ્રધાનો એમ જ માનતા—માનવાનો ડોળ કરતા હતા—કે પ્રજાસત્તાકવાદીઓ બળજબરીથી રોમમાં સત્તા જમાવી બેઠા હતા અને પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ પોપને હાંકી મૂકયો હતો. આ પરથી તેઓએ એવું ઠોકી બેસાડયું કે પાયસ નવમાને તેની વફાદાર રૈયત પર રાજ્ય ચલાવવા માટે પાછો ગાદીએ બેસાડવો એ ફ્રાંસની ફરજ હતી. પોતાની ગાદી પાછી મેળવવાનાં છૂપાં કાવત્રાં કરી રહેલા લુઇ નેપોલિયનને પ્રધાનોનો આ પ્રપંચ બહુ ગમ્યો. આથી જ પોતાના દેશના કેથલિક પક્ષનો ટેકો મેળવવાને યૂરોપની રાજનૈતિક બાજીમાં પોતાની વગ જમાવવાને તે આતુર હતો. પોપના હિમાયતી તરીકે બહાર પડવામાં તેના આ બન્ને હેતુઓ સધાય તેમ હતું. આ પ્રમાણે ૧૮૪૯ ના એપ્રિલમાં ૧૦૦૦૦ માણસોના ફ્રેંચ લશ્કરને જનરલ ઓડિનોટના સરદારી હેઠળ ઇટલી મોકલવામાં આવ્યું અને તેણે રોમથી ચાલીશ માઇલ દૂર આવેલા સિવિટા વેશિયા આગળ પડાવ નાખ્યો.

ફ્રેંચ લોકો રોમની ખરી વસ્તુસ્થિતિ સમજ્યા હોત તો તેઓએ પોતાના પ્રજાસત્તાકવાદી બંધુઓની સ્વતંત્રતામાં દખલ કરવાનું કદી કબૂલ કર્યું હોત નહિ. તેઓના બંધારણનો એક કાનૂન જ એવો હતો કે 'કોઇપણ પ્રજાની સ્વતંત્રતા સામે ફ્રાંસના બળનો ઉપયોગ કરવો નહિ.' દેશની અનુમતિ મેળવવાની ખાતર લુઇ નેપોલિયનને પોતાના ખરા ઇરાદા છૂપાવવાનું જૂઠાણું ચલાવવું પડ્યું. આથી તેને અનન્ત વિઘ્નો અને મુશીબતો ખમવાં પડયાં. આગળ જતાં તેને રોમન પ્રજાસત્તાક પર આક્રમણ લઇ જવા માટે પશ્ચાતાપ કરવાનું સબળ કારણ મળ્યું.

પ્રજાસત્તાક ભોગવતા પ્રદેશ પર પરદેશી સેનાને પડાવ નાખેલી જોઈ રોમન ત્રિપુટીમંડળને ભારે મુંઝવણ થઇ અને તેઓએ "આ અણધાર્યા આક્રમણ" સામે વિરોધ ઉઠાવ્યો. તેઓને ઉત્તર આપતાં ઓડિનેટે ખાતરી આપી કે શત્રુતાભરી દખલગીરીમાંથી રોમને બચાવી લેવા માટે તેને મોકલવામાં આવ્યો હતો અને પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ પાયસ નવમાને પાછો ગાદીએ બેસાડવાનો હૂકમ લઈને પોતે આવ્યો હતો એ વાતનો ઇનકાર જ કર્યો. ફ્રેંચ લશ્કરને રોમમાં મિત્રભાવે દાખલ થવા દેવાની મસલત ચલાવવા માટે તેણે કર્નલ લબ્લાંને ટ્રાયમવિરેટ સમક્ષ મોકલ્યો. લબ્લાં તો એક સૈનિક હતો; તે કાંઇ મુત્સદ્દી ન્હોતો. તેણે તો સાચી વાત કહી નાખી કે રોમનોની સંમતિથી કે તે વગર પણ પોપને ગાદીએ બેસાડવો એ જ ફ્રેંચ ચડાઇનો આશય હતો. આ નાખુશીભરી બાતમીથી અચંબો પામી મેઝિનીએ જવાબ આપ્યો કે બળની સામે બળનો જ ઉપયોગ થશે; પણ ઓડિનોટને જ્યારે આ જવાબ મળ્યો ત્યારે તે ધિક્કારપૂર્વક બોલી ઉઠયો કે "ઇટાલિયનો શું લડવાના ?" વધુ ચર્ચા વગર તેણે રોમ પર આક્રમણ લઇ જવાનો પોતાનો ઇરાદો જાહેર કરી દીધો.

હવે આટલું સ્પષ્ટ હતું કે જો રોમનો પોતાના પ્રજાસત્તાકનું સંરક્ષણ કરવા ઇચ્છતા હોય તો તેઓને ચાર બળવાન્ રાષ્ટ્રોનાં સંયુક્ત આક્રમણો સામે ટક્કર ઝીલવાની હતી. આવા સાહસમાં ફત્તેહનો સંભવ ઓછો હતો છતાં ઇટલીને લાંબા સમયથી અનેકવાર શૅાપરૂપ થઇ પડનાર આ વિદેશી દખલ સામે લડવાના પોતાના નિશ્ચયમાં મેઝિની દૃઢ જ રહ્યો. રોમને પોપની અંગત મિલકત ગણીને અને પોતાનું ભાવિ નક્કી કરવાના પ્રજાના પવિત્ર હક્કની અવગણના કરીને કેથલિક રાજ્યો પ્રજાએ ફેંકી દીધેલી સરકારને પાછી તેને માથે ઠોકી બેસાડવાની તૈયારીઓ કરી રહ્યાં હતાં. શરણે જવામાં રાષ્ટ્રસેવાના એકેએક સિદ્ધાંતની અવગણના સમાયેલી હતી. તદુપરાંત

પોતાની માતૃભૂમિના ભાવિ પુનરૂદ્ધારના કાર્યમાં રોમનો જો પોતાનો હીસ્સો આપવા જ માગતા હોય તો હમણા એવો અવસર આવી લાગ્યો હતો કે તેઓએ આ દેશસેવાના કાર્યમાં પોતાની ફરજ બજાવ્યે જ છૂટકો હતો અને ઇટાલિયનો તરીકે પોતાના જન્મસિદ્ધ હક્કનું રક્ષણ, દુશ્મનની તલવારથી કપાઇ જઇને પણ કર્યે છૂટકો હતો. આ ભયભર્યા સમયમાં રોમનો પૂરેપૂરી વીરતા દાખવે એમ ઇચ્છવામાં મેઝિનીને એક બીજું સબળ કારણ પણ હતું. પ્રજાની એકતા સધાઇ રોમ ઇટલીના રાજ્યનું પાટનગર બને એ જાતના શુભ મનોરથને મેઝિની પોષી રહ્યો હતો. તેણે કહ્યું: " રોમ, પ્રજાની એકતાનું કુદરતી કેંદ્ર છે અને આથી જ મારા દેશ બંધુઓની દ્રષ્ટિ અને માનની વૃત્તિ રોમ ભણી ખેંચવી એ મને અતિ મહત્ત્વનું જણાયું. " માટે " રોમે પોતાનો ધર્મ બજાવવો ઘટે અને ઇટલીના દરેક ભાગને એક અનુપમ દ્રષ્ટાંત પૂરો પાડવા ઘટે. "

મેઝિનીને ટેકો આપનારા ઘણા શખ્સોમાંના બહુ થોડા જ એવી બીક રાખતા હતા કે રોમનો આવા ભયંકર સંકટની સામે નહિ થાય. મેઝિની કહે છે: " પણ મને લાગ્યું કે હું લોકોના દિલને તેઓના કરતાં વધારે ઓળખું છું. મેં હુકમ કાઢયો કે સૈનિકોને કંઇક પૂછવાનું હોવાથી રાષ્ટ્રીય રક્ષકસેનાની બધી ટૂકડીઓએ રાજમહેલના ચોગાનમાં એકત્ર થવું. ટૂકડીઓએ જગાડેલો ' લડાઇ ' નો પ્રચંડ નાદ સાંભળીને નેતાઓની બાયલી શંકાઓ પળવારમાં ગળી ગઇ. "

પરિણામ શુભ આવે કે અશુભ પણ રોમનોએ એક વાર તો વીરતા ભર્યો નિશ્ચય કરી નાખ્યો. મેઝિની કહે છે: " ઇટલીની સ્વમાન પ્રત્યે પોતાનો પૂજ્યભાવ દાખવવા અને પોતાનું ઉચ્ચ બીરૂદ દેખાડી આપવા રોમની પ્રજાએ તથા લોક સભાએ શહેરનું રક્ષણ કરવાનો ઠરાવ કર્યો. "

## પ્રકરણ દશમું.

### રોમના રક્ષણાર્થે.

ઈટલીના શત્રુઓ દરેક તરફથી તેનાપર ચઢી આવવાને કૂચ કરી રહ્યા હતા. નેપલ્સની સેનાએ પોપના રાજ્યની સીમા ઓળંગી હતી, સ્પેનિશ લશ્કર જમીનપર ઉતરવાની તૈયારીમાં જ હતું અને ઓસ્ટ્રિયનો તો બોલોનાપર ઘેરો ઘાલવાને તત્પર જ હતા. મોટામાં મોટો ભય ઓડિનોટ તરફથી રોમપર થનારી ચડાઇનો હતો અને શહેરના સંરક્ષણ માટે મળી શકે તેટલું લશ્કર એકઠું કરવાની જરૂર હતી. સ્વદેશની સેવામાં પોતાની સમશેર ચમકાવવાની ધન્ય પળ આખરે ગેરિબાલ્ડીને મળી.

આ વખતે ગેરિબાલ્ડી પોતાની સેના સહિત રિયેટી મૂકામે હતો. તેની પાસે હજાર કરતાં વધારે મજબૂત સૈનિકો હતા. દરેક વર્ગના—કારીગરો, દુકાનદારો, શિક્ષકો, વિદ્યાર્થીઓ, ધનાઢ્ય જમીનદારો અને જુવાન ઉમરાવો—સ્વયંસેવકો એકબીજાની જોડે રહીને સમરાંગણમાં ઝૂઝયા. તેઓ માત્ર થોડાં જ અઠવાડિયાંથી ગેરિબાલ્ડીની જોડે હતા તો પણ તેણે તથા તેના મોન્ટેવિડિયન સાથીઓએ તેઓની અંદર પ્રથમ પહેલી ઇટાલિયન સેનાનો જુસ્સો પેદાકરી દીધો હતો. પોતાના સરદારની શક્તિ તથા તેની હિમ્મત અને સહનશીલતા માટે તેઓ તેના પ્રત્યે પ્રશંસા અને માનની લાગણી ધરાવતા એટલું જ નહિ પણ ગેરિબાલ્ડીની હાજરીથી જ તેઓના હૃદયમાં કોઇ અજબ ઉત્સાહ આવી જતો અને કર્તવ્યપાલનની ઉચ્ચ ભાવના તેઓને અંદર પેદા થતી. તે લશ્કરી તાલીમના સંબંધમાં એટલો બધો આકરો હતો કે હુકમની અવજ્ઞા માટે તે સૈનિકને ગોળીએ ઉડાવી દેતો પરંતુ પોતાના સૈનિકો પ્રત્યે તેનું માયાળું વર્તન, પુત્રો તરફ પિતાનું હોય તે જાતનું હતું. પોતાનાં કામો તે પોતે જ કરતો,

પોતાના ઘોડાને પોતે જ સાફસુફ રાખતો અને પોતાનો તંબૂ પણ પોતે જ ખોડતો. આમ તે એક સૈનિકના જેટલું જ સાદું જીવન ગુજારતો હતો. તેણે પોતાનું સમગ્ર જીવન યુદ્ધો કરવામાં જ વ્યતીત કરેલું છતાં કોઇ દુઃખદાયક દેખાવથી તેનું હૃદય તરત જ પીગળી જતું. સંકટો અને મુશીબતો વેઠતાં મનુષ્યો કે પશુઓ જોઇને તેનું હૃદય કંપી ઉઠતું. યુદ્ધમાં પણ તે હમેશાં કોઇના જાન બચાવવાનેજ તૈયાર રહેતો અને પોતાના કેદીઓ પ્રત્યે તે વિજય અને દયા બતાવતો. આવા સદ્‌ગુણોથી તેના અનુયાયીઓ તેના ભક્ત—અરે! પૂજારીઓ જ બન્યા. જય તેમ જ પરાજયમાં સરખા જ વફાદાર રહીને તેઓ તેની પછવાડે પછવાડે જ દોરાતા.

પ્રજાસત્તાકના યુદ્ધમંત્રી જનરલ આવેઝાનાએ ગેરિબાલ્ડીને રોમ બોલાવ્યો અને ૧૮૪૯ ના એપ્રિલની સત્તાવીસમીએ તે પોતાના સૈનિકો સાથે શહેરમાં દાખલ થયો. પાણીદાર ઘોડાઓ પર બેઠેલા સાહસિક સ્વારોની એ ટૂકડીના સરદારો લાલ પોશાકમાં શોભી રહ્યા હતા જયારે બાકીના સૈનિકોએ ઘેરો વાદળી પોશાક પહેર્યો હતો તથા ખભા પર ટૂંકી ટૂંકી લીલી પટ્ટીઓ હતી. તેઓની નરમ ટોપીઓ ઉંચી તથા અણીદાર ટોચવાળી હતી. તેના પર શાહામૃગનાં સુંદર પીછાં ફરફરી રહ્યાં હતાં. કેટલાક તો ઉઘાડે પગે જ ઘોડાપર બેઠેલા હતા અને ઘણાખરાઓએ લાંબી દાઢી તથા લાંબા વાળ રાખેલા, જે તેઓના ખભા સુધી પહોંચતા. પોતાની સેનાની મધ્યમાં જ તેઓનો સરદાર બરફસમા સફેદ અશ્વપર બેઠેલો હતો. તેનો દેખાવ ભવ્ય હોઇ. તેનો ચહેરો સિંહ જેવો જણાતો હતો. તેના વાળના ઝુલફા તેના ખભાપર ખેલી રહ્યા હતા. તેની પડખે જ તેનો વફાદાર સાથી, દરિયો ઓળંગીને આવેલો એન્ડ્રીઅગ્યાર હતો. આ હબસી ભારે કદાવર અને જબરદસ્ત તાકાતવાળો હતો અને તે તથા તેનો કાળો ઘોડો, સીસમનાં કોતરેલાં કોઇ જંગી પૂતળાંઓ જેવા લાગતાં હતા. શહેરના સાંકડા માર્ગોમાંથી પસાર

થતી આ વિચિત્ર દેખાવવાળી સેનાને નિહાળવાને આખું રોમ ઉલટયું અને લોકોના પ્રિય થઇ પડેલા વીર ગેરિબાલ્ડીને લોકોએ તાળીઓના પ્રચંડ અવાજથી અને જબરા જયનાદોથી " તે આવી લાગ્યો ! આવ્યો ! ! આવ્યો ! ! ! " એમ કહી વધાવી લીધો.

આ પ્રેક્ષણીય સેનામાં દક્ષિણ અમેરિકામાં વખણાઇ ગયેલા ગિયાકોમો મેડીસી, ડેવેરિયો, મેરોશેટી, સશી અને મોન્ટેવિડિયન સેનાના રણશીંગબાજ જુવાન સોસેલી જેવા કેટલાય વીર નરો હતા.બધા સૈનિકોનું ધ્યાન ખેચનારા નવા અમલદારોમાં નિનો બિક્ષિયો, ગોડફ્રેડો, મામેલી અને એન્જેલો માસિના હતા. બિક્ષિયો આગળ જતાં ગેરિબાલ્ડીના સુપ્રસિદ્ધ અનુયાયીઓમાંનો એક થઇ પડયો. મામેલી માત્ર બાવીસ વર્ષનો જુવાન હતો અને તેણે ઇટાલિયન સેનામાં પ્રિય થઇ પડેલું રાષ્ટ્રભાવનાથી ભરપૂર ગીત બનાવ્યું હતું. માસિના, બોલોનાનો એક ધનાઢય માણસ હતો અને તેણે પોતાને ખર્ચે ભાલેદારોની એક ટૂકડી ઉભી કરી તેની સરદારી લીધી હતી.

બોલોનાથી યુગો બાસી નામનો એક પાદરી પણ આવેલો. તેને મેઝિનીનો સારો પરિચય હતો, જેણે તેને ગેરિબાલ્ડી પાસે તેના ધાર્મિક પાદરી તરીકે રિયેટી મોકલ્યો, જયાં તેઓ બન્ને વચ્ચે ગાઢ મૈત્રિ બંધાઇ. બાસી લખે છે: " મારૂં દિલ લાંબા સમયથી ખોળી રહ્યું હતું એવા પ્રકારનો જ એ વીર હતો. અમે એકબીજાને મળ્યા કે તરત જ અમારી સમાન વૃત્તિયો—જો હું એ ઇટાલિયન વીરની સાથે મારી સરખામણી કરી શકું તો—એક બીજાને સમજી ગઇ અને અમે એકબીજાને ચાહતા થઇ ગયા. " એ વખતના પાદરીઓને ઇટાલિયન સૈનિકો ઓસ્ટ્રિયન જાસૂસો ગણી તેઓના પ્રત્યે અણગમો ધરાવતા. આથી ગેરિબાલ્ડીની સલાહથી યુગો બાસીએ પાદરીનો વેશ કાઢી લાલ ખમીસ ધારણ કર્યું અને પોતાના પવિત્ર અધિકારના ચિહ્નરૂપે પોતાની ગરદનમાં ચાંદીનો ' ક્રોસ ' લટકાવ્યો.

લોમ્બાર્ડીમાં એક વખત લડી ચૂકેલો રોમન ચિત્રકાર નિનો કોસ્ટા પણ રોમમાં ભણતા પોતાના મિત્રોને લઇને ગેરિબાલ્ડીના હાથ નીચે લડવાને આવી પહોંચ્યો હતો. આ જુવાનિયાઓએ કોઇ દિવસ બંદૂકમાંથી ગોળી પણ છૂટતી જોઇ ન્હોતી છતાં ભયથી ન ડગવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. તેઓ પોતાના મિત્રોને કહી રાખતા, "હું નાસી જવાની કોશિષ કરૂં તો મને ત્યાંને ત્યાં જ ઠાર કરજે;" અને શહેરના રક્ષણમાં ભાગ લેનારી ઘણી સ્વયંસેવક ટૂકડીઓમાંથી એકેકએ આ વિદ્યાર્થીઓની ટૂકડી કરતાં વધારે સારી સેવા બજાવી ન્હોતી.

લોકો ગેરિબાલ્ડીની સેનાને 'ગેરિબાલ્ડિની' કહેતા. તેઓના આગમન પછી બીજી સ્વયંસેવક સેના રોમમાં દાખલ થઇ. આનું નામ 'બરસાગ્લીરી' હતું અને તે મિલાનના પ્રખ્યાત પાંચ દિવસો દરમિયાન ખૂબ ખ્યાતિ મેળવનાર લુસિયાનો માનારા નામના એક ચોવીસ વર્ષના જુવાને ઉભી કરેલી હતી. ઓસ્ટ્રિયન અત્યાચારોના સાણસામાંથી પીડમોંટ નાસી ગયેલા લોમ્બાર્ડીના દેશપારીઓની આ ટુકડી બનેલી હતી. માનારાએ તેઓને સાર્ડિનિયાના રાજાના હાથ નીચે મૂક્યા હતા. તેઓ પોતાના કાળા પોશાકમાં ફાંકડા દેખાતા હતા. તેઓએ પોતાની ગોળ ટોપીઓ માથાની એક બાજૂ નમાવીને પહેરી હતી અને તે ટોપીઓ ઉપર કૂકડાનાં પીછાંઓની કલગીઓ હતી. માનારા પોતાની 'તાલીમવાલી, સગરૂર અને શિષ્ટ ટૂકડી' ને જોઇને બહુ રાજી રાજી થઇ જતો.

રોમમાં લશ્કરની મુખ્ય સરદારી રોસેલીને સોંપવામાં આવી. તે એક વીર યોદ્ધો હતો પણ કુશળ સેનાપતી ન્હોતો. પોપના રાજ્યમાંથી આવેલા સૈનિકો ઉપરાંત તેના લશ્કરમાં ઇટલીના બીજા ભાગોમાંથી આવેલા સ્વયંસેવકો પણ હતા, જેઓએ ચાર્લ્સ આલ્બર્ટના હાથ નીચે લડાઇનો થોડોક અનુભવ મેળવ્યો હતો. શહેરની રાષ્ટ્રીય રક્ષકસેના અને બીજા શહેરીઓની ટૂકડીઓ પણ આ લશ્કર-

રમાં જોડાઇ હતી. ટ્રાસટિવિયરથી આણેલા પોતાના તાલીમ વગરના મિત્રો સાથે બુનેટીએ પણ સંગ્રામ જામ્યો ત્યારે અનુપમ ઉત્સાહ અને ધૈર્ય દાખવ્યાં. આ બધાની ગણત્રી કરવા છતાં યે રોસેલી પાસે નવ હજાર કરતાં વધુ માણસો ન્હોતા.

રોમ જોકે સાત ટેકરીઓ પર બંધાયેલું છે છતાં તે લાંબા અને વિશાળ મેદાનોનું શહેર છે. શહેરની આસપાસ માઇલો સુધી ભીનાશવાળો અને લીલા ઘાસવાળો પ્રદેશ પથરાયેલો છે. આમાંનો કેટલોક ભાગ બગીચાઓ અને દ્રાક્ષની વાડીઓ બનાવવામાં વપરાયેલો છે પણ ઘણોખરો ભાગ અણખેડાયેલો છે અને માત્ર ભરવાડો અને પશુરક્ષકો જ તે ભાગમાં વસે છે. હજી પણ ટકી રહેલી પ્રાચીન સમયની મજબૂત દિવાલો ન હોય તો શહેર ચોતરફથી દુશ્મનના હલ્લા સામે ઉઘાડું પડી જાય. આથી રોમનો કબજો લેવા માટે તેની દિવાલો તોડવી પડે અથવા તેના દરવાજા ભાંગવા પડે.

સિવિટા વેશિયા મુકામે પડેલા ઓડિનોટના પડાવથી જતો રસ્તો જેનીકુલમ ટેકરીની તળેટી આગળ ખલાસ થતો હતો, આથી આ બાજૂની જ દિવાલો પર ઈટાલિયન લશ્કર ગોઠવાઇ ગયું અને તોપો પણ ચડાવી દેવામાં આવી. દિવાલો પરથી નીચેનાં ખેતરો તથા દ્રાક્ષની વાડીઓ જોઇ શકાતાં હતાં અને પોર્ટીસાં પન્ક્રાઝિયોની બહાર અડધો માઇલ દૂર આવેલી ઉંચી જમીન પર રોમન ઉમરાવોની માલેકીના વિલા ડોરિયા પામફિલી અને વિલા કોરસિની નામનાં બે સુંદર મકાનો પણ દેખાતાં હતાં. દરવાજાની નજીક એક મોટા બગીચામાં વિલા વાસેલો નામનું એક નાનું મકાન આવેલું હતું. ગેરિબાલ્ડીની કુશળ આંખે આ ત્રણ સ્થળોએ દુશ્મનના ફાવવાનો સંભવ જોયો કારણ કે તેના પરથી દિવાલ પરની તોપો બરાબર જોઇ શકાતી હતી. ગેરિબાલ્ડીને શહેરના આ બાજુના ભાગનું રક્ષણકાર્ય સોંપવામાં આવ્યું હતું. તેણે તા. ૨૯ મી એપ્રિલની સાંજે પામફિલી અને કોરેસિની વિલાઓના બગીચાઓનો કબજો લીધો.

એપ્રિલની ૩૦ મીને રોજ પરોઢિયે સેંટ પીટરની અગાશી પર ચોકી કરતા પહેરેગીરે ફ્રેંચ લશ્કરને આવતું દીઠું. તેણે ઇશારતથી આ સમાચાર જાહેર કર્યા કે તરત જ ભયંકર ઘંટાનાદ શરૂ થયો અને સૈનિકો પોતપોતાની જગ્યા સંભાળવા લાગી ગયા. ફ્રેંચો તો એમ જ માની બેઠેલા કે તેઓ દરવાજા આગળ પહોંચશે કે તરત જ રોમનો તેઓને શરણે આવી જશે. આથી જ્યારે તેઓ દિવાલની નજીક આવ્યા ત્યારે તેઓપર તોપનો જે જબ્બર મારો થયો, તેના માટે તેઓ બિલકુલ તૈયાર ન્હોતા. તેઓએ કેટલાંક સ્થળોએથી હલ્લો કરી જોયો પણ તેઓને બધે ઠેકાણેથી ભારે ખુવારી સાથે પાછા ફરવું પડયું. વળી તેઓની પાસે જંગી તોપો તથા દિવાલ પર ચડવાની સીડીઓ ન હોવાથી તેઓ કશું કરી શકયા નહિ.

દરમિયાન ગેરિબાલ્ડીની સેના વિલા પામફિલીમાં ઘુસવા પામેલી ફ્રેન્ચ ટૂકડી સાથે ટક્કર ઝીલી રહી હતી. વારાફરતી હારજીત મેળવતા બન્ને પક્ષોએ સુંદર બગીચાના લતામંડપો અને વાડીઓમાં કલાકો સુધી દ્વંદ્વ યુદ્ધ ચલાવ્યું. લડાઈમાં ગેરિબાલ્ડી હમેશાં શાંતિ જાળવી રાખતો. આવી જ શાંતિપૂર્વક તે પોતાના સફેદ ઘોડા પર બેસીને પોતાના સૈનિકોને સુચનાઓ આપતો આમતેમ ઘૂમી રહ્યો હતો. અન્તે ફ્રેન્ચોને બગીચાઓમાંથી હાંકી કાઢવામાં આવ્યા અને ગેરિબાલ્ડીના સૈનિકોએ તેઓનો બરાબર પીછો પકડ્યો. પોતાની કુમકે વધુ સેના આવતી જોઇને ઓડિનોટે પોતાના લશ્કરનો મુખ્ય વિભાગ પાછો ખેંચી લીધો. આખા દિવસની ઝપાઝપીમાં ઇટાલિયનોને સંપૂર્ણ વિજય મળ્યો. ફ્રેન્ચોના પાંચસો સિપાહીઓ માર્યા ગયા અને ત્રણસો કરતાં વધારે કેદ પકડાયા. જ્યારે તેઓએ એક મહત્ત્વનો કેદી પકડયો હતો. ફ્રાયુગો બાસી રણાંગણમાં મરતા એક સૈનિકને અંતિમ આશીર્વાદ આપી રહ્યો હતો એ વખતે ફ્રેન્ચોએ તેને પકડયો.

આ પહેલા યુદ્ધના પરિણામથી રોમનોનો ઉત્સાહ ખૂબ વધ્યો. પોતાના માલિક બનવાના નવા અનુભવના ખ્યાલોથી તેઓ બહુ

આનંદિત થયા. તેઓની રક્ષા કરી રહેલા સૈનિકો માટે પણ તેઓને ભારે ખુશાલી થઇ અને તે દિવસનો વિજય લાવનાર ગેરિબાલ્ડીની સેના જ હતી એવું બધાએ એકકે અવાજે કબૂલ કર્યું. ફરી એક વાર વિજયમાળ ગેરિબાલ્ડીના સૈનિકોના ગળામાં પડી. 30884

ગેરિબાલ્ડી તો શત્રુની પૂંઠે પડવાને જ આતુર હતો પણ ઓડિનોટે સંધિની વિનંતી કરી, જે મેઝિનિએ કબુલ રાખી. તે જાણતો હતો કે રોમનો એકલે હાથે બધાં કેથલિક રાજ્યોના એકત્ર બળ સામે લડે એ અશકય હતું પણ જો ફ્રાંસ તેઓનો મિત્ર બને તો તેઓ પોતાના આઝાદી સાચવી રાખવામાં ફત્તેહમંદ નિવડે તેમ હતું. ફ્રાસની મિત્રાચારી પ્રાપ્ત કરવાની આશાથી મેઝિનીએ ઓડિનોટની સાથે સંધિની મસલત શરૂ કરી. જખ્મી થયેલા ફ્રેંચ સિપાહીઓની રૂગણાલયોમાં ભારે કાળજીપૂર્વક સુશ્રૂષા કરવામાં આવતી અને ફ્રેંચ કેદીઓને ઇટાલિયન સૈનિકો શહેરના જૂદા જૂદા ભાગોમાં ફેરવી જોવા લાયક સ્થળો દેખાડતા. આ માયાળુ વર્તનના બદલામાં ફ્રેન્ચ સરદારે કેટલાક ઇટાલિયન કેદીઓને છોડી મૂકયા. તેઓની જોડે યુગો બાસી પણ છૂટયો.

ગેરિબાલ્ડીને મેઝિનીનું આ પગલું જરાય ના ગમ્યું. તેની સલાહ તો એવી હતીઃ “ પહેલાં દુશ્મનને હરાવો અને પછી જ તેની જોડે મસલત કરો. ” પોતાની વધારાની સેનાને આવી પહોંચવા જેટલો સમય મળે એજ હેતુથી ઓડિનોટે સંધિ કરી હતી એવો ગેરિબાલ્ડીને શક ગયો. અને વાત પણ સાચી હતી. ફ્રેન્ચ લોકપાળ અને તેના મંત્રીઓએ પાયસ નવમાને પાછો તેની ગાદીએ બેસાડવાનું માન ખાટી જવાનો નિશ્ચય કર્યો હતો પણ રોમનોએ મજબૂત ટક્કર ઝીલી એટલે વધુ મોટી સેના ઇટલી મોકલવાની જરૂર ઉભી થઇ. આ તૈયારીઓ કરતાં અને પોતાની યોજના ફ્રેન્ચ લોકસભામાં મંજૂર કરાવતા વખત લાગે તેમ હતું. આથી થોડા વખત માટે લુઇ નેપોલિયને પોતાના થોડાક અત્યંત વિશ્વાસુ સલાહકારો સિવાયના બધા આગળ પોતાનો ઇરાદો છૂપાવ્યો. તેણે

હજી વધારે કપટબાજી ચલાવી અને ફરડિનાન્ડ ડી લેસેપ્સને ( પાછળથી સુએઝની નહેર બાંધનાર ઇજનેર તરીકે પંકાયેલો તે ) મેઝિની જોડે સુલેહની શરતો નક્કી કરવાને પણ મોકલ્યો.

ઓડિનોટ સાથે સંધિ નક્કી થયેલી હોવાથી નેપલ્સના ફરડિનાન્ડ બીજા સામે લડવાને ઇટાલિયન સેના શહેર છોડીને બહાર જઇ શકી. આ વખતે ફરડિનાન્ડ પોતાના દસ હજાર માણસો સાથે રોમથી થોડાક કલાકને રસ્તે આવેલા આલ્બેનો મુકામે આવી પહોંચ્યો હતો. તા. ૭ મીના રોજ ગેરિબાલ્ડી અને તેની સેનાને, માનારા તથા તેની સેના સાથે નેપલ્સના ધસારાને અટકાવવા માટે મોકલવામાં આવ્યાં. પેલેસ્ટ્રિના નામના એક નાના ડુંગરાળ શહેર પરથી ગેરિબાલ્ડીએ નીચેના મેદાનમાં પડેલા દુશ્મનની હીલચાલ નિહાળી અને તેના પર હલ્લો લઇ જવાના ઇરાદાથી ઉંચી દિવાલો વચ્ચે આવેલા સાંકડા માર્ગે તેણે કૂચ શરૂ કરી. ગેરિબાલ્ડીની સેનાએ ટેકરીની એક બાજુ પરથી ગોળીઓની જડી વર્ષાવી કે તરત જ નેપલ્સના સૈનિકોએ ગભરાઈ જઈ નાસભાગ કરવા માંડી. ગેરિબાલ્ડીને તેઓ ‘ લાલ પિશાચ ’ કહેતા હતા અને તેના આ પરાક્રમથી નેપલ્સના સૈનિકોનાં હૃદયમાં ‘ લાલ પિશાચ ’ની ધાક બેસી ગઈ અને તેઓ રોમ તરફ કૂચ કરી શક્યા નહિ.

તા. ૧૬ મી મેના રોજ રાજા ફરડિનાન્ડ પર હલ્લો કરવા સારૂ વધુ મોટી ફોજ મોકલવામાં આવી. જનરલ રોસેલી મુખ્ય સેનાપતિ હતો અને ગેરિબાલ્ડી એક ટૂકડીનો સરદાર હતો. ગેરિબાલ્ડીના સૈનિકોની પાસે બહુ હલકો સરંજામ હતો. તેઓ ઉઘાડા મેદાનમાં સૂઈ રહેતા અને સામાનની તેઓને જરૂર પડતી નહિ. તેઓ પોતાનો ખોરાક સાથે જ રાખતા કારણ કે ‘ જેને દરરોજ ત્રણ ત્રણ વાર ખાવા જોઈએ ’ એવા સૈનિકો માટે ગેરિબાલ્ડીને જરાય માન ન્હોતું. આથી તેની સેનાએ સપાટાબંધ ઘોડાઓ કૂદાવી મૂક્યા. તેઓએ દૂરથી શત્રૂની સેનાને નાસતી જોઇ. મોટી ફોજના

આગમનથી ભડકી જઇને અને ' લાલ પિશાચ ' ની સાથે ફરી નહિ લડવાના હેતુથી તેઓ સલામતીની ખાતર પોતાના પ્રદેશ ભણી પલાયન કરી રહ્યા હતા. તેઓનું પલાયન ખાળવાને નેપલ્સના સૈનિકો જે રસ્તે નાસી રહ્યા હતા તે રસ્તે આવેલા વેલેટ્રી નામનો એક શહેર પર હલ્લો લઈ જવાનો ગેરિબાલ્ડીએ હુકમ કાઢયો. આ ઝપાઝપી દરમિયાન કેટલાક જુવાન ભાલેદારો અણધાર્યાં નેપલ્સના ઘોડેસ્વારો પર ચડી ગયા પણ તેઓને પાછા હટવાની ફરજ પડી. તેઓના જેવીતેવી તાલીમવાળા ઘોડાઓએ ફાવે તેમ કૂદંકુદા કરવા માંડી. શત્રુના દેખતાં આવો દેખાવ થાય એ ગેરિબાલ્ડીને જરાય ના ગમ્યું. તેઓને આવું નાટક કરતાં અટકાવવા ખાતર તેણે પોતાનો ઘોડો સાંકડે રસ્તે મારી મૂકયો અને તેની પાછળ જ ચાલતા અગ્યારે પણ તેમ જ કર્યું. પણ ભાલેદારોના ઘોડાઓના સબળ ધસારામાં તેઓ કયાંય ઘસડાઇ પડયા અને પળવારમાં તો તેઓ માણસો અને ઘોડાઓના ખળભળી રહેલા સમૂહની નીચે દટાઇ ગયા. શત્રુના અશ્વારોહકો તરતજ આવી લાગ્યા અને સર્વનાશ થઈ જવાની તૈયારી હતી એવામાં કોઇ ગોટાળાનો ઘોંઘાટ સાંભળીને ગેરિબાલ્ડીના સૈનિકો આવી લાગ્યા અને શત્રુને હાંકી કાઢયો. એજ વખતે ગેરિબાલ્ડીની ટૂકડીમાં દાખલ થયેલા નિશાળીઆઓની એક ટૂકડી પોતાના સરદારના રક્ષણાર્થે દોડી ગઇ. ગેરિબાલ્ડી કહે છેઃ " મને પડી ગયેલો જોઇને તેઓ દુશ્મનની સામે વીફરેલા વાઘની જેમ ધસી ગયા અને હું માનું છું કે મુખ્ય કરીને આ વીર બાળકોને લીધે જ હું બચી ગયો. "

દરમિયાન રોમન લશ્કરનો મુખ્ય ભાગ, પોતાના સરસામાન સાથે કમ્પાનાનું મેદાન ધીરે ધીરે ઓળંગી રહ્યો હતો અને છેક બપોરે તે રણાંગણ પર આવી લાગ્યો. હુકમ વગર લડાઇ શરૂ કરી દેવા માટે રોસેલી ગેરિબાલ્ડી પર ખૂબ છેડાઈ પડયો. ગેરિબાલ્ડીએ તેને ખાતરી આપી કે દુશ્મન પાછો હઠી રહ્યો હતો અને જો તેનાપર મજબૂત હલ્લો કરવામાં આવે તો તે હારીને પલાયન

જ કરી જાય. આમ છતાં તેણે તે સાંજે લડાઇ ચાલૂ રાખવાની ના પાડી. અંધકારના આશ્રયે નેપલ્સની ફોજ ઉઘાડે પગે ગૂપચૂપ નાસી છુટી; અને સવારે રોસેલી જાગ્યો ત્યારે તેની આંખ ઉઘડી કે પોતે સહેલી જીતને હાથમાંથી છટકવા દીધી હતી. તરત જ રોસેલીને પાછો બોલાવી લેવામાં આવ્યો અને ગેરિબાલ્ડીને શત્રુનો પીછો પકડવાનો હુકમ કરવામાં આવ્યો પણ તે શત્રુને પકડી પાડે એ પહેલાં તો તેને રોમ પાછો બોલાવી લેવામાં આવ્યો. (૩૧મી માર્ચ.)

તેજ દિવસે ફ્રેન્ચ એલચી અને મુખ્ય ટ્રાયમવિર વચ્ચે સુલેહના કરારો નક્કી થયા. ડીલેસેપ્સના મન પર મેઝિનીના મેળાપથી ભારે અસર થઈ અને તે તેની સાથે અનુકૂળ સરતો કરવાને તૈયાર થયો. તેણે વચન પાળ્યું કે ઓડિનોટ રોમમાં બળજબરીથી દાખલ થવાનો પ્રયત્ન કરશે નહિ એટલું જ નહિ પણ પ્રજાસત્તાકને બહારના હુમલાથી પણ બચાવશે. આ ગોઠવણ માટે ફ્રેન્ચ સરકારની મંજૂરી મેળવાની હતી. ડીલેસેપ્સ તો શુદ્ધ મનથી વર્તેલો અને રોમનોને છેતરવામાં તેનો એક હથિયાર રૂપે ઉપયોગ થતો હતો એવો તેને જરાય ખ્યાલ ન્હોતો. પણ જ્યારે તે સિવિટા વેશિયા પાછો ગયો ત્યારે આવી અનુકૂળ સરતો કરવા માટે ફ્રેન્ચ સરદારે તેને ખૂબ ધમકાવ્યો અને તેને બરતરફ કરનારૂં પેરિસથી આવેલું ફરમાન તેના હાથમાં પકડાવી દીધું. સંધિનો ઢોંગ માંડી વાળવાને હવે ઓડિનોટ સમર્થ થયો; વીસ હજાર માણસો ફ્રાંસથી આવી ચૂકેલા હતા અને બીજા દશ હજાર આવવાની તૈયારીમાં હતા. પ્રસિદ્ધ ઈજનેરી અમલદાર જનરલ ડીલ વેલાં ગંજાવર તોપો અને ઘેરો ઘાલવાની સામગ્રી સાથે આવી પહોંચ્યો હતો અને રોમપર ઘેરો ઘાલવાનું કામ જોશભેર શરૂ કરી દેવાનું હતું. બીજે દિવસે તા. ૧ લી જુનના રોજ ઓડિનોટે રોમન ટ્રાયમવિરેટને ખબર આપી દીધી કે ડીલેસેપ્સ સાથની ગોઠવણ રદ્દ કરવામાં આવી હતી. અને તેથી સંધિનો હવે અન્ત આવ્યો હતો. ફ્રેન્ચ શહેરીઓને રોમ છોડી જવાનો

સમય આપવા ખાતર તેણે તા. ૪ થી જુન સુધી ઘેરો નહિ ઘાલવાનું વચન આપ્યું. તા. ૪ થી જુને સોમવાર હતો અને હુમલાની સામે થવાને ઇટાલિયનો પાસે પૂરા બે દિવસ પડેલા હતા.

મેઝિનીની આંખ ઉઘડી ગઇ કે તેણે ફ્રેંન્ચો પર રાખેલો વિશ્વાસ આખરે ખોટો ઠર્યો હતો. પ્રજાસત્તાક સામે ધુરકી રહેલાં જબરદસ્ત ભયનું, તેને બરાબર ભાન થયું. અને આ કટોકટીના સમયમાં તેણે ગેરિબાલ્ડીની સલાહ લેવાનું નક્કી કર્યું. જવાબમાં તેને આ લાક્ષણિક ઉત્તર જ મળ્યો: " માત્ર બે જ રીતે હું પ્રજાસત્તાકની સેવા બજાવી શકું. અમર્યાદ સત્તાવાળા સરમુખ્ત્યાર તરીકે અથવા એક સાધારણ સૈનિક તરીકે મને કેવી સત્તા અપાવી તે તમારે પસંદ કરવાનું છે. "

ગેરિબાલ્ડીને સરમુખ્ત્યાર બનાવવાનું અશક્ય હતું. તેમ કરવાથી તો રોમની સરકાર ગુંચવાડામાંજ પડી જાય તેમ હતું જ્યારે એ વખતે વ્યવસ્થા અને સુલેહસંપની ભારે જરૂર હતી. આ ઉપરાંત તેના પોતાના સૈનિકોને ગેરિબાલ્ડી પર જેટલો વિશ્વાસ હતો તેટલો જ વિશ્વાસ બીજા બધા સૈનિકો તેના પ્રત્યે ધરાવતા ન્હોતા અને તેને કુલ મુખત્યારી સોંપવાથી ઇર્ષ્યા અને મુશીબતો ઉભી થાય તેમ હતું. આથી રોસેલી જ મુખ્ય સેનાપતિ રહ્યો અને ગેરિબાલ્ડીને શહેરની પશ્ચિમ બાજુ પર એક માનનીય પદવી આપવામાં આવી. દુશ્મન એ બાજુએ જબરદસ્ત હલ્લો કરે એવો ભારે સંભવ હતો. ગેરિબાલ્ડીએ આપેલી સૂચનામાં તેનો કોઇ અંગત હેતુ સમાયેલો ન્હોતો પણ ભયંકર મામલા દરમિયાન કોઇ એક બળવાન્ માણસના હાથમાં બધી સત્તા સોંપી દેવામાં તે ડહાપણ માનતો હતો. વળી તે બધી જવાબદારી ઉઠાવી લેવાને પણ તૈયાર હતો. જ્યારે તેની વિનંતીનો અસ્વીકાર કરવામાં આવ્યો ત્યારે તેણે જરાય દિલગીરી બતાવી નહિ પણ હુકમને શાંતિપૂર્વક માથે ચડાવીને પોતાને સોંપાયેલી હલકી પદવી પણ સ્વીકારી લીધી.

# પ્રકરણ અગિયારમું.



## રોમ પડયું.

એપ્રિલની ૩૦મીને રોજ થયેલી લડાઇ પછી ગેરિબાલ્ડીએ એવી ભલામણ કરી કે રોમના રક્ષણાર્થે ભારે મહત્ત્વનાં સ્થળો તરીકે પૂરવાર થયેલા પામફિલી અને કોરસિની વિલાઓમાં ખૂબ લશ્કર ભરિ રાખવું. રોસેલીએ આ ચેતવણીની દરકાર કરી નહિ અને માત્ર મુઠ્ઠીભર માણસોને જ ત્યાં ચોકી કરવા રાખીને જ સંતોષ માન્યો. શનિવારના ( તા. ૨૭ જુન ) રાતે પોતાની છેલ્લી વારની તપાસ વખતે તેણે તેઓને ઘસઘસાટ ઉંઘવાનું કહી દીધું કારણ કે શત્રુ તે બાજુ હલ્લો નહિ લાવે એમ જ તે માનતો હતો. પણ તેઓની ઉંઘમાં બરાબર ખલલ પહોંચી. પરોઢિએ જ ગુપ્ત રીતે નીકળી પડીને ઓડિનોટના સૈનિકો પામફિલી બગીચાની દિવાલપર ધસી ગયા અને નાની ઇટાલિયન ટૂકડીના ભય તથા તાજુબીનો પાર રહ્યો નહિ. તેઓ ગભરાટમાં એકબીજાથી વિખૂટા પડી ગયા. તેઓ નાસીને કોરસિની વિલામાં પહોંચી ગયા પણ થોડીક ઝપાઝપી પછી આ વિલાનો પણ ફ્રેન્ચોએ કબજો લીધો અને ઇટાલિયનોને પોર્ટા સાં પાન્ક્રાઝિયોની બહાર આવેલા વાસેલો પર્યંત હાંકી કાઢવામાં આવ્યા. આ ખૂલ્લા વિશ્વાસભંગ માટે ઓડિનોટે પાછળથી એવો બચાવ કરેલો કે તા. ૪થી જુન સુધી હલ્લો નહિ કરવાનું વચન માત્ર શહેરને લગતું જ હતું. કિલ્લાની બહારનાં મથકો માટે તે વચન અપાયેલું ન્હોતું. રવિવાર તા. ૩ જી જુનની સવારે ડેવેરિયો, દુશ્મનના હલ્લાના સમાચાર લઇ પોતાના સેનાપતિના શયનાગારમાં ધસી ગયો અને તોપોના ધડાકાઓથી નિદ્રાધીન શહેર ક્યારનું ઝબકી ઉઠયું હતું. ગેરિબાલ્ડી દિવાલ પર પહોંચી ગયો અને શહેરના રક્ષણનાં મુખ્ય મથકો જ

ફ્રેંચોના હાથમાં પડેલાં જોઇ તેને ભારે ખેદ થયો. તેની નજર આગળ થોડા હજાર વાર છેટે જ વિલા કોરસિની હતો. એ વિલા પરથી પોર્ટા સાં પાન્ક્રાઝિયો તરફ જતો રસ્તો બરાબર જોઇ શકાતો હતો અને દુશ્મનો હવે પોર્ટા પર હલ્લો લઇ જવા માગતા હતા. કોરસિનીના કબજા પર રોમની સલામતીનો આધાર હતો. ગેરિબાલ્ડીએ ગમે તે ભોગે તે ફરી કબજે કરવાનો નિશ્ચય કર્યો. એ મહા ભયંકર સાહસ હતું કારણ કે મોજસોખ માટે બંધાયેલું આ ગ્રામ્ય મકાન હલ્લાની નજરે ઘણી ખામીઓવાળું હતું. બગીચાની આસપાસ પત્થરની મજબૂત દિવાલ હતી, જેમાં દાખલ થવા માટે માત્ર એક જ સાંકડો દરવાજો હતો. મકાનને મોખરે જ આવેલી એક મોટી અગાશીની સીડી સુધી જવાનો, બન્ને બાજુએ વૃક્ષોથી ઘટાથી છવાયેલો એક લાંબો માર્ગ એ સાંકડા દરવાજાથી શરૂ થતો હતો. મકાન પર ચડાઇ લઇ જનાર પક્ષને તેના રક્ષકોની ગોળીઓની ભયંકર ઝડીનો માર વેઠતાં આ લાંબે માર્ગેથી જ આવવું પડે તેમ હતુ, જ્યારે રક્ષકોને માટે એ મકાનમાં પૂરતો આશ્રય મળી રહે તેમ હતું. પણ આવી સ્થિતિ સ્વીકારવા માટે ભારે શૌર્યવાળા માણસોની જરૂર હતી કારણ કે એમ કરવું તે મૃત્યુના ફાડેલા જડબામાં ધસી જવા જેવું જ હતું.

ગેરિબાલ્ડીએ પોતાના સૈનિકોને મોખરે ધસી જવાનો હુકમ આપ્યો. એ શૂરા સૈનિકો દરવાજો તોડીને આગળ વધ્યા અને તેઓ પેલા લાંબા માર્ગેથી પસાર થતી વખતે ગોળીઓના ભયંકર વરસાદમાં, દાતરડા વડે કપાતાં ઘાસની પેઠે ટપોટપ ધરણી પર ઢળવા લાગ્યા. તેઓ વારંવાર પેલી પત્થરની સીડી તરફ જોશભેર ધસી જતા અને દુશ્મનની બેગ્નેટોના ઘા ખમીને પણ તેઓ મકાનનો દરવાજો તોડવાને મથતા. વારંવાર તેઓને પાછા હાંકી કાઢવામાં આવતા. આમ કરવામાં ધસારો લઇ જતી વખતે તેઓના જેટલા સૈનિકો પડતા તેટલાજ સૈનિકો પાછા હઠતી વખતે માર્યા જતા.

એક બાજુ ડેવેરિયો સ્વર્ગે સીધાવ્યો અને બીજી બાજુ નિનો બિક્ષિયો ભયંકર રીતે જખ્મી થઇને પડયો. જ્યારે સૈનિકો પાછા ફર્યા ત્યારે ઘણાખરા અમલદારો અને અડધોઅડધ સૈનિકો માર્યા ગયા હતા.

હવે બરસાગ્લીરીનો વારો આવ્યો. ગેરિબાલ્ડીએ તેઓને બે કલાક થયાં બોલાવેલા હતા પણ તેઓને રોસેલીના હુકમને લીધે આળસુ થઇને પડયા રહેવું પડયું હતું. જો કે તેઓ ગેરિબાલ્ડીના સૈનિકોને મદદ કરવાને ઘણા મોડા આવી લાગ્યા તો યે તેઓ પણ મૃત્યુના મોંમાં ધસી જવાને જરાય અચકાયા નહિ. એક ઓગણીસ અને બીજો બાવીસ વર્ષના બે અમલદારો—એનરિકો અને એમિલિયો ડેન્ડોલો–હુકમ મળવાની રાહ જોઇને જ બેઠા હતા. એમિલિયો કહે છે: " હું અને મારો ભાઇ સાથે બેસીને રોટલાનો એક ટૂકડો વહેંચીને ખાઇ રહ્યા હતા એવામાં તેને ટૂકડીની સાથે ઉપડી જવાનો હુકમ મળ્યો. તે તરત જ એક કૂદકો મારી ઉઠયો, મારો હાથ હલાવવાને બદલે લગભગ નીચોવી નાખ્યો અને તલવાર કાઢીને પોતાના સૈનિકોને મોખરે જઇને ઉભો. "

લોમ્બાર્ડીના આ વીર સૈનિકો જેવા પેલા ઘટાવાળા માર્ગમાં દાખલ થયા કે તરત જ બગીચાના દરવાજા આગળ ઉભેલા ફ્રેન્ચ સિપાહીઓએ ખૂનખાર ગોળીબાર ચલાવ્યો. માનારા પોતે આ હલ્લાને મોખરે હતો અને તે પોતાના માણસોને ગોળીઓ છોડવાનો હુકમ શાંતિપૂર્વક આપ્યે જતો હતો. અન્તે જ્યારે તેણે પાછા હટવાનો હુકમ આપ્યો ત્યારે બગીચાના માર્ગો શબોથી ઢંકાઇ ગયા હતા અને તે શબોની અંદર તેનો દિલોજાન દોસ્ત એનરિકો ડેન્ડોલો પણ પડેલો હતો.

તો પણ ગેરિબાલ્ડીએ ફરીથી બીજા સૈનિકોની માગણી કરી અને બરસાગ્લીરીની કાંજલ ટૂકડીમાંથી એમિલિયો ડેન્ડોલો બહાર કૂદી આવ્યો અને તેની પછવાડે વીસ શૂરાઓ તૈયાર થયા. પોતાના

મોટા ભાઇની જોડે તેને જવા દેવામાં આવ્યો ન્હોતો તેથી તે બહુ બેચેન અને દુઃખી થયેલો અને તે કયારનો પોતાને માટે હુકમની રાહ જ જોઇ રહ્યો હતો.

"ગોળી બંધ કરો—એકદમ બેગ્નેટથી ધસારો કરો!" ગેરિબાલ્ડીએ હુકમ આપ્યો.

"સરદાર. ફિકર નહિ." એમિલિયોએ જવાબ આપ્યો. "તેઓએ કદાચ મારા ભાઇને મારી નાખ્યો હશે તો હું પણ મારૂં પાણી આજે બતાવી આપીશ."

આવું સાહસ ખેડવું એ ખરેખર વીરતાભરી ઘેલછા જ હતી. તેમ કરવાનો હુકમ આપવો એ ગેરિબાલ્ડીની વિરતાભરી મૂર્ખાઇ હતી.

"હું જાણતો ન્હોતો," એમિલીયો કહે છે, "કે માત્ર વીસ માણસોને લઇને હું શું કરી નાખવાનો હતો પણ કોઇપણ ભોગે હુકમને માથે ચડાવવાનો મેં નિશ્ચય કરી લીધો."

આ મુઠ્ઠીભર માણસો પેલા લાંબા માર્ગપરથી એટલી ત્વરાએ દોડયા કે તેઓ છેક કોરસિની વિલાના ઉંબરા આગળ જઇ પહોંચ્યા. બંધ કરેલા દરવાજા આગળ એમેલિયોએ પોતાના પાછળ કોણ કોણ આવેલું તે જોઇ લીધું. તેના વીસ માણસમાંથી માત્ર બાર જ રહેલા. તે કહે છેઃ "શત્રુના સેંકડો માણસોના કબજામાં પડેલા સ્થળને સર કરવાને માત્ર બાર માણસો શું કરી શકે?" તેને પાછા ફર્યા વિના છૂટકો ન્હોતો અને પાછા વળતી વખતે તે સખ્ત રીતે ઘવાયો. બરસાગ્લીરીના કબજામા પડેલા એક મકાનમાં તેણે આશ્રય લીધો. ત્યાં તેણે માનારાને એનરિકો ડેન્ડોલોના શબ પાસે ઉભેલો જોયો. કોઇએ એમિલિયોને તેના ભાઇના મૃત્યુની વાત કરવાની હિમ્મત કરી ન્હોતી. આથી આવો દેખાવ જોઇ તેના શોકનો પાર રહ્યો નહિ. તે બેભાન થઇ માનારાના હાથમાં પટકાઇ પડયો.

કોરસિનીનો કબજો લેવાને બીજા બે પ્રયાસો થયા. આમાંના એક નિરાશામય ધસારાનો સરદાર એન્જેલો માસીના હતો. પોતાના ભાલેદારોની

સરદારી લઇ તે પોતાના ઘોડાને પેલી સીડી તરફ કૂદાવી ગયો. તેના ઘોડેસ્વારોને પછવાડે પાયદળ સૈન્ય પણ એટલું ઝડપથી દોડયું કે તેઓ દુશ્મનની લગોલગ પહોંચી ગયા અને અધખંડિયેર થઇ ગયેલા મકાનનો તેઓએ કબ્જો લીધો. થોડાક કલાક સુધી તો તેઓએ બરાબર ટક્કર ઝીલી પણ ફ્રેન્ચો વારંવાર તેઓની સામે ધસી આવતા અને તેઓ પોતાના સંખ્યાબળને લીધે જ આખરે ઇટાલિયનોને મકાનમાંથી હાંકી કાઢવામાં ફાવ્યા. માસિનાના કેટલાક ભાલેદારો પાછા ફર્યા પણ તેઓનો બહાદૂર નાયક કદિ પાછો આવ્યો નહિ. જે રણાંગણ પર થોડા જ કલાક પૂર્વે તેણે પોતાની મરદાનગી દાખવી હતી તે જ રણાંગણમાં તેણે પોતાના પ્રાણની આહૂતિ આપી દીધી હતી.

છેવટના પણ અગાઉના જેટલા જ વ્યર્થ ગયેલા પ્રયાસમાં ગોડફ્રેડો મામેલીને પ્રાણઘાતક ઘા પડયો. ગેરિબાલ્ડી આ કવિ-સૈનિકને બહુ ચાહતો અને તે હંમેશાં પોતાની જોડે જ રહે એટલા ખાતર તેણે તેને પોતાના રક્ષક બનાવ્યો હતો. તેણે આખો દિવસ પોતાના સરદારની સેવા સંપૂર્ણ ભક્તિપૂર્વક કરેલી પણ "સાંજને સમયે," ગેરિબાલ્ડી કહે છેઃ "તેણે મારી પાસે, ધમધોકાર ચાલતા તુમૂલ યુદ્ધમાં ધસી જવાની ભારે ઉત્સાહપૂર્વક માગણી કરી. મારી પાસે તેને પોતાની સ્થિતિ અપમાનભરી લાગી. થોડી જ મિનીટ પછી તેને ઘાયલ સ્થિતિમાં મારી પાસે થઇને લઇ જવામાં આવ્યો. એ વખતે તેનો ચ્હેરો આનંદી અને તેજસ્વી હતો કારણ કે માતૃભૂમિની ખાતર તે પોતાનું લોહી આપી ચૂકયો હતો." ભયંકર જખ્મથી પટકાયેલો નિનો બિક્ષિયોને જે ઇસ્પિતાલમાં રાખવામાં આવ્યો હતો તે જ સ્થળે તેને લઇ જવામાં આવ્યો અને અઠવાડિયાઓ પર્યંત ભયંકર કષ્ટ સહન કર્યા પછી એ વીર શહીદ સ્વર્ગે આઝાદીને પન્થે સીધાવ્યો.

ઉનાળાની રાતના શાંત વાતાવરણમાં ગોળીઓનો સૂસવાટ શાંત થઇ ગયો. પોતાનાં મથકો પર પ્રાણઘાતક હલ્લાઓ થયા છતાં

ફ્રેન્ચો નજ ડગ્યા. ઇટાલિયનોને મરણ અને જખ્મને કારણે કુલ્લે ૧૦૦૦ માણસોની ખુવારી ખમવી પડી. એટલી નાની સેના માટે આ ખુવારી બહુ ભારે હતી. રણાંગણમાં મરી ફીટનારા શૂરા સૈનિકોને ગેરિબાલ્ડી પોતાના પુત્ર સમાન ચહાતો. તે નજરોનજર જોઇ શકયો કે તેઓ બહાદૂર માણસોની જેમ ઝૂઝેલા એટલું જ નહિ પણ તેઓનું શૌર્ય ખરેખરા વીર સૈનિકોને છાજે તેવું હતું.

રોમ નો ઘેરો આખા જુન માસ સુધી લંબાયો. કિલ્લાના રક્ષણનાં મુખ્ય થાણાંઓ જ્યારથી દુશ્મનના હાથમાં પડયાં ત્યારથી શહેરને ઘેરો ઘાલવાનું શકય બન્યું. માત્ર પ્રશ્ન સમયનો હતો. થોડું વહેલું મોડું થાય એટલું જ હતું. ઓડિનોટના ૩૦૦૦૦ માણસો આગળ રોમનોની સંખ્યા કોઇ બિસાતમાં ન્હોતી અને દિવસે દિવસે જનરલ વેઇલ્લાં પોતાની ખાઇઓની જાળ નજીક ને નજીક બિછાવતો જતો હતો. અને પોતાની તોપો કિલ્લાની સમીપ ગોઠવતો જતો હતો વળી ફ્રેન્ચોની તોપો તો ચાલૂ જ હતી. કેટલાય ગોળાઓ રસ્તા વચ્ચે પડતા, જેથી ઘણા શહેરીઓ માર્યા જતા અને મકાનોને ઇજા થતી. રૂગ્ણાલયો અને ખાનગી મકાનો જખ્મીઓથી ભરાઇ ગયેલાં હતાં, જેઓની દવા દેશાભિમાની તબીબ એગોસ્ટિનો બરટાની કરતો અને સારવાર રોમન બહેનો કરતી. રોમન લોકોને લલાટે ભૂખ, તરસ, સંકડામણ, કષ્ટસહન અને કલ્પાંત જ લખાયેલાં હતાં. છતાં એકે રોમને શરણે જવાનો શ્વાસ પણ કાઢયો નહિ. પણ તા. ૨૧ સી જુનની રાતે ફ્રેંચોએ કિલ્લાની દિવાલોમાં ગાબડું પાડયું અને અંધારાની ઓથે તેઓ અંદર ઘુસી આવ્યા. આથી ઇટાલિયન સેનાના ગભરાટ અને તાજુબીનો પાર રહ્યો નહિ. આખરે ફ્રેન્ચો શહેરમાં પોતાનો પગદંડો જમાવી શકયા.

ગેરિબાલ્ડીએ મોન્ટોરિયોમાં આવેલા સાંપીટ્રોના દેવળ આગળની ટેકરીઓ પર એક છેલ્લો દાવ અજમાવી જોવાનો નિશ્ચય કર્યો. આ

ઉંચી જગ્યા પરથી આખું શહેર જોઇ શકાતું હતું. આ સ્થળ જો શત્રુના હાથમાં જાય તો આખું રોમ તેઓની દયા પર છોડવું પડે તેમ હતું. ગેરિબાલ્ડી સારી પેઠે જાણતો હતો કે શત્રુને ખાળી રાખવા ઉપરાંત કશુ વધુ તેનાથી થઇ શકે તેમ ન્હોતું. છતાં તા. ૨૧ મી જુનથી તા. ૨૯ મી જુન સુધીના આઠ દિવસ તેણે તથા તેના નિડર સૈનિકોએ શત્રુ સામે ટક્કર ઝીલી. તેઓ પોતાના સરદારની રણહાકથી ઉત્તેજીત થઇ " પોતાના રક્ષણ કે વિજય માટે નહિ પણ પોતાના સ્વમાનની ખાતર " સમરાંગણમાં ખૂબ ઝૂઝયા. તેઓ અન્ન કે વિશ્રાંત વગર લાગલાગટ સીત્તેર કલાક સુધી ખાઇઓમાં પડયા રહ્યા; બિમાર અને ઘાયલ થવા છતાં તેઓએ ખાઇઓ ખોદવાનું ચાલૂ જ રાખ્યું. જ્યારે બધા જ ગોલંદાજો મરી ખૂટયા ત્યારે દરેક ટૂકડીના ચિત્રકારો, વિદ્યાર્થીઓ અને સ્વયંસેવકોએ તેઓનું કામ સંભાળી લીધું. એ તુમૂલ યુદ્ધના ભયંકર રણનાદમાં કલાકભર પણ શાંતિ સ્થપાઇ ન્હોતી. તોપના ગોળાઓનો ધડધડાટ રાત દિવસ તેઓના કાનના પડદા ચીરી રહ્યો હતો અને વાતાવરણ ધૂમાડા અને દારૂની વાસથી ગંધાઇ ઉઠયું હતું. ખરેખર, તેઓ નર્કવાસ જ ભોગવી રહ્યા હતા.

ફ્રેન્ચોએ તા. ૨૯ મી જુનની મધરાતે પોતાનો છેવટનો ફટકો ઉગામ્યો. તોપોનો પહેલો જ અવાજ સાંભળી ગેરિબાલ્ડી એકદમ કૂદી ઉઠી બરાડી ઉઠયો, " આગળ ધસો—હવે આ છેલ્લી જ કસોટી છે. " આમ બોલી તે અંધકારમાં ધસી ગયો. તેના સૈનિકોને અંકુશમાં રાખવાનું કે સૂચનાઓ આપવાનું સાવ અશકય હતું. દરેક સૈનિક પોતાની ઇચ્છા પ્રમાણે લડયે જતો હતો અને ગેરિબાલ્ડી પોતે પોતાની તલવાર ચમકાવતો અને રાષ્ટ્રગીત લલકારતો સમરાંગણમાં ઝુઝવા લાગ્યો. ફ્રેન્ચો અને ઇટાલિયનોએ લડવામાં એક સરખી હિમ્મત બતાવી પણ ફ્રેન્ચોનું સંખ્યાબળ ચઢિયાતું હોવાથી તેઓ ફાવ્યા. સળસ્કે તો રણમેદાનમાં શબોનો ઢગ

થઇ પડયો. ગેરિબાલ્ડીને આખરે પાછા ફરવું પડયું. તેણે હજી દુશ્મનના હાથમાં નહિ ગયેલા એક મકાનમાં આશ્રય લીધો.

એ યાદગાર રાત્રિના તુમૂલ યુદ્ધમાં ઘણાય અત્યંત દિલ ઉશ્કેરનારા બનાવો બનેલા. એ બધામાં માનારા અને એમિલિયો ડેન્ડોલોની સરદારી હેઠળ બરસાગ્લીરી સૈનિકોએ વિલા સ્પાડાના રક્ષણ માટે દાખવેલા વીરત્વનો બનાવ ચીરસ્મરણીય રહેશે. ફ્રેન્ચોની ચાલુ ગોલંદાજી વચ્ચે અને પોતાના થાણાને ઘેરી રહેલા સિપાહીઓના નિર્દય ગોળીબાર વચ્ચે લોમ્બાર્ડીના એ વીર સૈનિકો કલાકો સુધી મક્કમ રહ્યા. ધણધણાટ કરતા આવતા ગોળાઓનાં મારથી મકાનની દિવાલો તૂટી પડી અને પોતાના જ ભાઇઓના લોહીથી જમીન લપસણી થઇ ગઇ છતાં તેઓ હિમ્મત રાખી લડતા જ રહ્યા. પોતાના સરદારની પડખે જ લડી રહેલા ડેન્ડોલોનો હાથ દુશ્મનની ગોળીથી વીંધાયો

“ શું તું જ વારંવાર જખ્મ વેઠતો રહેવાનો ? ” માનારાએ કહ્યું. “ મારા નશીબમાં રોમથી કંઈજ લઇ જવાનું નથી લખ્યું શું ? ” થોડી જ મિનિટ પછી તે પ્રાણઘાતક જખ્મથી પટકાઈ પડયો. તેને પાસેના જ સુશ્રૂષાગૃહમાં લઇ જવામાં આવ્યો અને ત્યાં ડો. બરટાની અને ડેન્ડોલો હાજરીમાં જ તેણે દેહ છોડયો. પોતાના મિત્રને તે પોતાના પુત્રોની સંભાળ સોંપતો ગયો.

“ તેઓને ધર્માભિમાન અને દેશાભિમાનની તાલીમ બરાબર આપજો. ” આટલું બોલી તેણે એમિલિયોને કહ્યું: “ તારે બદલે, હું તારા ભાઇને સ્વર્ગમાં ભેટીશ હો. ”

પણ સવારે તો ડેન્ડોલોને માથે બીજું એક સંકટ આવી પડયું. બરસાગ્લીરીનો સહુથી નાનો અમલદાર એમિલિયો મોરોસિની ફ્રેંન્ચોના હાથમાં કેદ થયો એવા સમાચાર તેને મળ્યા. જે મિત્રને તે પોતાના નાના ભાઈ તરીકે ચાહતો હતો તેને શોધવાને ડેન્ડોલોએ

ફ્રેન્ચ છાવણીમાં દાખલ થઇ પોતાનો જાન જોખમમાં નાખ્યો, પણ તે મોડો પડયો. મોરોસિની તો આ નાશવંત જગત્ છોડી ગયો હતો અને તેને કેદ પકડનારાઓ જ તેની હિમ્મત, તેની નમ્રતા અને તેની ઉગતી જુવાની જોઇને તેની મૃત્યુશય્યા આગળ આંસુઓ સારી રહ્યા હતા.

ડેન્ડોલો કહે છેઃ " પુરા અઢાર વર્ષનો ન હોવા છતાં, પોતાની આકર્ષક, અને દિવ્ય ભલમાનસાઇને લીધે તે આખી ટૂકડીમાં નવાઇ પમાડે તેવો નમૂનેદાર સૈનિક થઇ પડેલો. અમે તેને અમારી રક્ષા કરનારો દેવ કહેતા હતા. "

તેને મોરોસિનીનું શબ લઇ જવા દેવામાં આવ્યું અને તે આ શોકદાયક કાર્ય પૂરૂં કરી પાછો આવતો હતો એ વખતે તેને માનારાની પાયદસ્તનો ભેટો થઈ ગયો. બે માસ પૂર્વે રોમમાં દાખલ થયેલી ફાંકડી ટૂકડીમાંથી અડધાથી યે ઓછા સૈનિકો પોતાના સરદારની પાયદસ્તમાં ભાગ લેવાને બાકી રહ્યા હતા.

તા. ૩૦ મી જુનના પ્રભાતના પહોરમાં ગેરિબાલ્ડીએ પોર્ટા સાં પાન્ક્રાઝિયો દુશ્મનના હાથમાં સપડાવાનો ભય જોયો. તેણે મેડિસીને અને વેસેલોની બહાદૂર ટૂકડીને બોલાવ્યાં. આ ટૂકડી શહેર સાથનો પોતાનો સંબંધ તોડવાનું જોખમ ખેડીને પણ દોડી આવી. માત્ર ૨૦૦ વાર છેટે આવેલા વિલા કોરસિનીમાંથી ફ્રેન્ચો દિવાલોને ગોળીઓ તેમજ ગોળાઓથી વીંધી રહ્યા હતા પણ જ્યારે ઉપરના માળને ઉડાડી દેવામાં આવ્યો ત્યારે મેડિસીએ નીચેના ઓરડાઓમાં પોતાનો બચાવ કરવા માંડયો. આવી અરક્ષિત જગ્યાને સાચવી રાખવામાં તે કેવી રીતે સફળ થયો એ બીના શત્રુ તેમજ મિત્ર, બન્નેને તાજુબ કરે તેવી હતી. ફ્રેન્ચો જે મકાન સર કરી શકયા ન્હોતા પણ માત્ર પાયમાલ કરી મૂકેલું, તેના ખંડિયેરનો ત્યાગ કરીને ઈટાલિયનો સુરક્ષિત રીતે શહેરમાં ચાલ્યા ગયા. દુશ્મને રાતે જે જે થાણા સર કરેલાં તેમાંના એક પરથી તેને મારી હટાવવા માટે

વધુ એક પ્રયાસ આદરવામાં આવ્યો. આ થાણા આગળ ફ્રેન્ચોએ ખાઇ પણ ખોદી રાખી હતી. ગેરિબાલ્ડી પોતે, સમશેર હલાવતો, પોતાની જીંદગીની પરવાહ કર્યા વગર પાછો મોખરે કૂદી પડયો. પણ દારૂ ગોળો ખલાસ થયો અને ઇટાલિયન ગોળીઓનો વેગ ધીમે ધીમે કમતી થતો ચાલ્યો. મધ્યાહને મુરદાંઓ અને જખ્મીઓને ભેગાં કરી લેવા માટે યુદ્ધવિરામ થયો. શત્રુનો વિજય થયો અને રોમ પડયું.

મહેલમાં લોકસભા ભેગી થઇ અને તેમાં હાજરી આપવાનો ગેરિબાલ્ડીને હુકમ મળ્યો. તે રણાંગણમાંથી સીધો જ, યુદ્ધમાં ઘૂમવાથી ધૂળવાળા અને અવ્યવસ્થિત થઇ ગયેલા પોશાક સાથે પોતાનો ઘોડો શહેરમાં થઇને દોડાવી ગયો. જેવો તે ઓરડામાં દાખલ થયો કે તરત જ આખી સભા ઉભી થઇ અને તેને ભારે હર્ષનાદથી વધાવી લીધો. પણ ગેરિબાલ્ડી અત્યારે આ હર્ષનાદ સાંભળવાને ન્હોતો આવ્યો. પોતાના મનના અભિલાષોના નાશથી, ઇટલીના જુવાન બિરદના ઉચ્છેદથી, પોતાના અત્યંત પ્રિય અને મોંઘા સાથીઓના વધથી તેનું હૈયું ચીરાઈ ગયું હતું. તેજ સવારે તેનો છેલ્લામાં છેલ્લો અને વફાદાર મિત્ર અગ્યાર પણ શહીદ થયો હતો. લોકસભા સાથનું તેનું કામ થોડી જ વારમાં ખલાસ થયું. તેઓએ તેની આગળ ત્રણ વાત રજુ કરી અને તેમાંથી એક પસંદ કરવાનું કહ્યું: (૧) યુદ્ધ ચાલૂ રાખવું (૨) એકદમ શરણે જવું અથવા (૩) પ્રજાસત્તાકની સરકારને તથા સેનાને રોમની બહાર કોઇ સુરક્ષિત સ્થળે ખસેડવી. તેણે પસંદગી કરવામાં જરાય ઢીલ કરી નહિ. મોન્ટોરિયોવાળો સાં પીત્રોનો ઉચ્ચ પ્રદેશ શત્રુના કબજામાં હોઇ, યુદ્ધ આગળ ચલાવવા જતાં આખા શહેરનો નાશ થઈ જાય તેમ હતું. શરણે જવાનો તો ખ્યાલ પણ કરી શકાય તેમ ન્હોતું. આથી તેણે કહ્યું: “ આપણે તાબડતોબ રોમ છોડી જઇએ અને શત્રુની સામે આસપાસના પ્રદેશમાં રહી લડયા કરીએ એ જ ઉત્તમ માર્ગ છે.” તેણે પોતાની પસંદગી કરી લીધી.

ફ્રેંન્ચ છાવણીમાં દાખલ થઇ પોતાનો જાન જોખમમાં નાખ્યો, પણ તે મોડો પડયો. મોરોસિની તો આ નાશવંત જગત્ છોડી ગયો હતો અને તેને કેદ પકડનારાઓ જ તેની હિમ્મત, તેની નમ્રતા અને તેની ઉગતી જુવાની જોઇને તેની મૃત્યુશય્યા આગળ આંસુઓ સારી રહ્યા હતા.

ડેન્ડોલો કહે છેઃ " પુરા અઢાર વર્ષનો ન હોવા છતાં, પોતાની આકર્ષક, અને દિવ્ય ભલમાનસાઇને લીધે તે આખી ટૂકડીમાં નવાઇ પમાડે તેવો નમૂનેદાર સૈનિક થઇ પડેલો. અમે તેને અમારી રક્ષા કરનારો દેવ કહેતા હતા. "

તેને મોરોસિનીનું શબ લઇ જવા દેવામાં આવ્યું અને તે આ શોકદાયક કાર્ય પૂરૂં કરી પાછો આવતો હતો એ વખતે તેને માનારાની પાયદસ્તનો ભેટો થઈ ગયો. બે માસ પૂર્વે રોમમાં દાખલ થયેલી ફાંકડી ટૂકડીમાંથી અડધાથી યે ઓછા સૈનિકો પોતાના સરદારની પાયદસ્તમાં ભાગ લેવાને બાકી રહ્યા હતા.

તા. ૩૦ મી જુનના પ્રભાતના પહોરમાં ગેરિબાલ્ડીએ પોર્ટા સાં પાન્ક્રાઝિયો દુશ્મનના હાથમાં સપડાવાનો ભય જોયો. તેણે મેડિસીને અને વેસેલોની બહાદૂર ટૂકડીને બોલાવ્યાં. આ ટૂકડી શહેર સાથનો પોતાનો સંબંધ તોડવાનું જોખમ ખેડીને પણ દોડી આવી. માત્ર ૨૦૦ વાર છેટે આવેલા વિલ્લા કોરસિનીમાંથી ફ્રેન્ચો દિવાલોને ગોળીઓ તેમજ ગોળાઓથી વીંધી રહ્યા હતા પણ જ્યારે ઉપરના માળને ઉડાડી દેવામાં આવ્યો ત્યારે મેડિસીએ નીચેના ઓરડાઓમાં પોતાનો બચાવ કરવા માંડયો. આવી અરક્ષિત જગ્યાને સાચવી રાખવામાં તે કેવી રીતે સફળ થયો એ બીના શત્રુ તેમજ મિત્ર, બન્નેને તાજુબ કરે તેવી હતી. ફ્રેન્ચો જે મકાન સર કરી શકયા ન્હોતા પણ માત્ર પાયમાલ કરી મૂકેલું, તેના ખંડિયેરનો ત્યાગ કરીને ઇટાલિયનો સુરક્ષિત રીતે શહેરમાં ચાલ્યા ગયા. દુશ્મને રાતે જે જે થાણા સર કરેલાં તેમાંના એક પરથી તેને મારી હટાવવા માટે

વધુ એક પ્રયાસ આદરવામાં આવ્યો. આ થાણા આગળ ફ્રેન્ચોએ ખાઇ પણ ખોદી રાખી હતી. ગેરિબાલ્ડી પોતે, સમશેર હલાવતો, પોતાની જીંદગીની પરવાહ કર્યા વગર પાછો મોખરે કૂદી પડયો. પણ દારૂ ગોળો ખલાસ થયો અને ઇટાલિયન ગોળીઓનો વેગ ધીમે ધીમે કમતી થતો ચાલ્યો. મધ્યાહ્ને મુરદાંઓ અને જખ્મીઓને ભેગાં કરી લેવા માટે યુદ્ધવિરામ થયો. શત્રુનો વિજય થયો અને રોમ પડયું.

મહેલમાં લોકસભા ભેગી થઇ અને તેમાં હાજરી આપવાનો ગેરિબાલ્ડીને હુકમ મળ્યો. તે રણાંગણમાંથી સીધો જ, યુદ્ધમાં ઘૂમવાથી ધૂળવાળા અને અવ્યવસ્થિત થઇ ગયેલા પોશાક સાથે પોતાનો ઘોડો શહેરમાં થઇને દોડાવી ગયો. જેવો તે ઓરડામાં દાખલ થયો કે તરત જ આખી સભા ઉભી થઇ અને તેને ભારે હર્ષનાદથી વધાવી લીધો. પણ ગેરિબાલ્ડી અત્યારે આ હર્ષનાદ સાંભળવાને ન્હોતો આવ્યો. પોતાના મનના અભિલાષોના નાશથી, ઇટલીના જુવાન બિરદના ઉચ્છેદથી, પોતાના અત્યંત પ્રિય અને મોંઘા સાથીઓના વધથી તેનું હૈયું ચીરાઈ ગયું હતું. તેજ સવારે તેનો છેલ્લામાં છેલ્લો અને વફાદાર મિત્ર અગ્યાર પણ શહીદ થયો હતો. લોકસભા સાથનું તેનું કામ થોડી જ વારમાં ખલાસ થયું. તેઓએ તેની આગળ ત્રણ વાત રજુ કરી અને તેમાંથી એક પસંદ કરવાનું કહ્યું: (૧) યુદ્ધ ચાલૂ રાખવું (૨) એકદમ શરણે જવું અથવા (૩) પ્રજાસત્તાકની સરકારને તથા સેનાને રોમની બહાર કોઇ સુરક્ષિત સ્થળે ખસેડવી. તેણે પસંદગી કરવામાં જરાય ઢીલ કરી નહિ. મોન્ટોરિયોવાળો સાં પીત્રોનો ઉચ્ચ પ્રદેશ શત્રુના કબજામાં હોઇ, યુદ્ધ આગળ ચલાવવા જતાં આખા શહેરનો નાશ થઈ જાય તેમ હતું. શરણે જવાનો તો ખ્યાલ પણ કરી શકાય તેમ ન્હોતું. આથી તેણે કહ્યું: " આપણે તાબડતોબ રોમ છોડી જઇએ અને શત્રુની સામે આસપાસના પ્રદેશમાં રહી લડયા કરીએ એ જ ઉત્તમ માર્ગ છે." તેણે પોતાની પસંદગી કરી લીધી.

એ પસંદગીમાં ભય અને મુશીબત હતાં અને જબરદસ્ત વિઘ્નો સામે ઝૂઝવાનું હતું છતાં તેણે તો રોમન સેનેટરોને કોઇ પણ ભોગે પ્રજાસત્તાકને જાળવી રાખવાનો અને ઇટાલિયન આઝાદીનો વાવટો ફરકતો રાખવાનો જ બોધ આપ્યો, તેણે એક સૈનિકને છાજે તેવા અને દેશપ્રેમથી ઉછળતા ઉદ્ગારો કાઢ્યા અને પોતાને કહેવાનું કહી લીધા પછી ગેરિબાલ્ડી અશ્વારૂઢ થઇ યુદ્ધભૂમિ પર પાછો ચાલ્યો ગયો.

તેની પછવાડે પ્રતિનિધિયોમાં મતભેદ પડયા. બહુમતિએ એવું ઠરાવ્યું કે વિગ્રહ ચાલૂ રાખવો અથવા સરકારને ખસેડીને રોમની બહાર લઇ જવી એ અશક્ય હતું. તેઓએ આવો ઠરાવ કર્યો:—
" પ્રભુ અને પ્રજાને નામે; રોમની લોકસભા અશક્ય થઇ પડેલું શહેરનું રક્ષણકાર્ય હવે સંકેલી લે છે. અને પોતાનો અધિકાર ચાલૂ રાખે છે. "

આ ફરમાનનો અમલ કરવાનું કામ ટ્રાયમવિરેટને સોંપવામાં આવ્યું પણ મેઝિનીએ તેનો સક્રોધ ઇનકાર કર્યો. તેણે કહ્યું: " તમે અમને પ્રજાસત્તાકનો નાશ કરવાને નહિ પણ તેનો બચાવ કરવાને ચૂંટયા છે. " સફી અને આર્મેલિનીને સાથે રાખી તેણે પોતાની પદવીનું રાજીનામું આપ્યું અને નવી ટ્રાયમવિરેટ નિમાઇ.

ફ્રેન્ચ લશ્કર ૧૮૪૯ ના તા. ૩ જી જુલાઇના રોજ બપોરે રોમમાં દાખલ થયું. ડેન્ડોલો કહે છે: " એ વખતે મહોલ્લાઓ ઉજ્જડ બની ગયેલા, એકેએક ઘરનાં બારણાં બંધ હતાં: મૃત્યુશમી શાંતિ સર્વત્ર પ્રસરી રહી હતી. ' આઝાદી મેળવી ' આનંદિત થયેલા લોકો પોતાને હર્ષનાદો અને આનંદભર્યા સત્કારોથી વધાવી લેશે એવું માની બેઠેલા ફ્રેન્ચ સૈનિકો, શહેરને આવો ભડકાવનારો દેખાવ જોઇ એકાએક થંભી ગયા, સ્તબ્ધ થઇ ગયા. " ભરી બંદૂકો અને બેનવેલી બેયોનેટો સાથે એ ' મુક્તિદાયકો ' રોમમાં દાખલ [illegible]

જો કે વિપ્લવના બીજા આગેવાનોની પૂંઠે [illegible] પણ [illegible]

પકડવામાં આવ્યા હતા છતાં મેઝિનીને પકડવાનો જરાય પ્રયાસ કરવામાં આવ્યો નહિ. આનું કારણ એ હતું કે રોમનોએ બતાવેલી શાંત અને બિહામણી વલણથી ફ્રેન્ચ સેનાપતિ ડરી ગયો હતો. મેઝિની તો રોમમાં જ રહ્યો. તે એટલો બિમાર હતો કે પોતાના માથાપરના જોખમની પરવાહ કરવા જેટલી તેનામાં શક્તિ યે ન્હોતી. તે કહે છેઃ "રોમ છોડવાનું મને જરાય મન થતું ન્હોતું. પોતાના વહાલામાં વહાલા માણસનું મૃત્યું નજરેનજર જોનાર શખ્સના હૃદયમાં જેવી લાગણીઓ પેદા થાય તેવી લાગણી સાથે હું લોકસભાને, પ્રધાનોને અને સરકારને ઓસરતા જોઇ રહ્યો." આખરે તેના મિત્રોએ તેને જવાનો આગ્રહ કર્યો. સિવિટા વિશયાથી તે માર્સેલ્સ જતા વહાણમાં ચડી બેઠો. તેણે નાખુદાને કહ્યું, "હું મેઝિની છું અને મારી પાસે પાસપોર્ટ નથી. મને લઈ જવાની તારામાં હિમ્મત છે ?"

કેપ્ટને તેને લઈ જવાની હા પાડી પણ જ્યારે લેગહોર્ન મુકામે ઓસ્ટ્રિયન અમલદારો વહાણ તપાસવાને આવ્યા ત્યારે તે ગભરાઇ ઉઠ્યો. મેઝિનીએ તેને કહ્યુંઃ "શા માટે ગભરાય છે ? તેઓ મને શોધી શકશે નહિ." તેણે અગાઉથી લઇ રાખેલી એક ખારવાની ટોપી તરત જ પહેરી લીધી અને છેક ભમ્મર સુધીનો ભાગ ટોપી વડે ઢાંકી દઇને તે વહાણનું કામ કરવામાં ગૂંથાઈ ગયો. આસ્ટ્રિયનોએ તેના સામું યે જોયું નહિ અને પોતાના ભયંકરમાં ભયંકર દુશ્મનને તેઓએ છટકવા દીધો હતો એવા શકને જરાય સ્થાન આપ્યા વગર તેઓ કિનારે પાછા આવ્યા. જીનોવા મુકામે વહાણ છેક કિનારાની પાસે લાંગર્યું પણ મેઝિની પોતાની માતાને મળવાની કે તેને કંઈ સંદેશો મોકલવાની હિમ્મત કરી શકયો નહિ. આ દુનિયામાં એકબીજાને મળવા માટે એ તેઓની છેલ્લી તક હતી કારણ કે પાછળથી તે કદાપિ તેને મળી શકયો નહિ. તે લંડન ઉતર્યો, જ્યાં તેના મિત્રોએ તેને બેવડાસ્નેહથી વધાવી લીધો.

તેણે રોમમાં ગાળેલા બે માસમાં જ તેના વાળ સફેદ થઈ ગયા હતા અને તેને કેટલું કષ્ટ સહન કરવું પડેલું તે તેના લેવાઈ ગયેલા ચ્હેરા પરથી ખૂલ્લું જણાતું હતું. પણ જે ભયંકર અનુભવોમાંથી તે પસાર થયો હતો તેના વડે તેણે નવું ધૈર્ય અને નવીન આશા મેળવ્યાં હતાં. કારણ કે મેઝિની એ ભારે કસોટીનાં અઠવાડિયાંની કિમ્મત બરાબર સમજતો હતો અને તે આટલુંયે જાણતો હતો કે પરાજય થવા છતાંયે એક ઉચ્ચ આશય સિદ્ધ થવા પામ્યો હતો. આઝાદીની લડતમાં શહેરની ધરતી ખરેખર બહાદૂરોના લોહીથી રંગાઈ ચૂકી હતી અને કબ્રસ્તાનોમાં સાચા શહીદોનાં શબો દટાઇ ચૂકયાં હતાં. પણ તેઓની આ કુરબાનીથી એ પવિત્ર શહેર સમસ્ત ઇટાલિયન પ્રજાની સેવામાં પાછું સમર્પિત થયું હતું અને જે આઝાદીની ખાતર તેઓ આટલી બધી ભક્તિપૂર્વક ઝુઝયા, તે આઝાદીને લોકો હવે એવડી પવિત્ર માનવા લાગ્યા હતાં. આ કંઈ જેવી તેવી જીત ન કહેવાય !



# પ્રકરણ બારમું.

## ગેરિબાલ્ડીની વિટંબનાઓ.

ગેરિબાલ્ડી દુશ્મનને રોમમાં દાખલ થતો જોવા ઉભો રહ્યો નહિ અને રહ્યો હોત તો તેઓના હાથમાં તેની જીંદગી સલામત પણ ન્હોતી. જુલાઈની ૩ જી તારીખની સવારે તેણે સેંટ પિટરના ચોગાનમાં ઉભા રહીને રોમનોની રજા લીધી. પોતાની નિડર બહાદૂરી, પોતાનું દેશાભિમાન અને પોતાના આનંદી તથા દિલસોઝ સ્વભાવના આકર્ષણથી તેણે લોકોનો પ્રેમ જીતી લીધો હતો અને તેને વિદાય આપવાને આખું શહેર ભેગું થઇ ગયું. સેંટ પિટરની તથા વેટિકન મહેલની વિશાળ જગ્યા ઉત્કંઠીત અને ઉશ્કેરાયલા લોકોના ટોળાથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી એટલું જ નહિ પણ આસપાસના મકાનોની બારીઓમાં, કઠેરામાં તેમજ છાપરાંઓ પર પણ લોકો ચડી બેઠા હતા ચોગાનની વચ્ચોવચ્ચ એક મોટા સ્તંભની આગળ ગેરિબાલ્ડી પોતાના સફેદ ઘોડા પર બેઠો હતો તેની આજુબાજુ તેના માણસો હતા. હજારો ચહેરાઓ તેના તરફ પ્રેમ અને માનની નજરે જોઈ રહ્યા હતા અને વાતાવરણ એ મહાન્ લોકસમૂહના હૃદયની ઉંડી લાગણીના કોઈ વિચિક્ષણ સ્વરથી ઝણઝણી રહ્યું હતું. ગેરિબાલ્ડીએ હાથ ઉંચો કરીને શાંતિ જાળવવાનું કહ્યું અને એકાએક પ્રસરેલી શાંતિમાં તે નીચેના ઉદ્‌ગારો કાઢતો સંભળાયો, જે બહુ પ્રખ્યાત થઇ ગયા છે:

"આજે અમને છેતરી રહેલું કીસ્મત, આવતી કાલે પાછું અમને પોતાની ગોદમાં લેશે. હું રોમ છોડી જઉં છું. જેઓ પરદેશીઓની સામે ઝૂઝવા માગતા હોય તે મારી સાથે આવવા તૈયાર થઈ જાય. હું તેઓને નથી આપતો પગાર, રહેવાને નથી આપતો

મકાન કે ખાવાને નથી આપતો ખોરાક. હું તો તેઓની આગળ ક્ષુધા, તૃષા, સંકટભરી કૂચો, યુદ્ધો અને છેવટે મૃત્યુ ધરી રહ્યો છું. જે પોતાની માતૃભૂમિને માત્ર શબ્દોથી નહિ પણ ખરા દિલથી ચહાતો હોય તે મારી પાછળ આવવા નીકળી પડે.”

તે જ સાંજે ગેરિબાલ્ડીની પાછળ નીકળી પડવાનો નિશ્ચય કરનારા આશરે ૪૦૦૦ શૂરાઓ સેંટ જોન લેટરનના દેવળ આગળ તેને મળવાને ભેગા થયા. ગેરિબાલ્ડીની આગલી સેનાના ઘણાખરા બચવા પામેલા સૈનિકો અને રોમના રક્ષણાર્થે લડનારી એકેએક ટુકડીમાંના થોડા થોડા સૈનિકો, માતૃભૂમિની ખાતર બહારવટું ખેડવાને તૈયાર થયા હતા. તેમાં યુગો બાસી હતો અને પોતાના બે નાના પુત્રો, (જેમાંનો એક પંદર વર્ષનો છોકરો જ હતો) સાથે બ્રુનેટી પણ હાજર થઇ ગયો હતો. ગેરિબાલ્ડી તેઓને મળવા આવ્યો ત્યારે એનિટા પણ તેની જોડે જ હતી. જે વખતે તેનો પતિ, એનિટાને નાઇસમાં પોતાનાં બાળકો જોડે આનંદમાં સમય વ્યતીત કરતી કલ્પી રહ્યો હતો તે જ વખતે તે એકાએક વિલા સ્પાડામાં આવી પહોંચી. એ સમયે વિલા સ્પાડા ફ્રેન્ચોની ગોલંદાજીથી પાયમાલ થઇ રહ્યો હતો. પોતાના પતિના અત્યંત સંકટભર્યા સમયમાં તેની સાથે જ રહેવા ખાતર તે લાંબો અને ભયભર્યો પ્રવાસ કરીને બહાદૂરીપૂર્વક સમરાંગણમાં આવી પહોંચી હતી. ગેરિબાલ્ડીએ તેને રોમમાં કોઇ સુરક્ષિત સ્થળે રહેવાને ઘણી સમજાવી પણ તે શાની માને? તેણે દુઃખના સમયમાં પતિથી વિખૂટા પડવાનો ચોકખો ઇન્કાર કર્યો. હમણાં તે તેની પડખે જ ઘોડા પર બેઠી હતી. તેણે પોતાના સુંદર વાળ ટૂંકા કરાવી નાખ્યા હતા અને સ્ત્રીનો વેશ બદલી એક સૈનિકનો વેશ સજ્યો હતો.

રાતને સમયે આ નાની સેના ભારે ઝડપથી સંપૂર્ણ શાંતિપૂર્વક રોમ છોડી ગઈ. તેઓને શત્રુની છાવણીમાં થઇને પસાર થવાનું હતું અને તેઓના પલાયનની ખબર શત્રુને મળે તે પહેલાં

દિવસ તા. ૩૧ મી જુલાઈનો હતો. અને રોમ છોડયા પછી પહેલી જ વાર ગેરિબાલ્ડીના સૈનિકો આમ સુરક્ષિત રીતે આરામ લઇ શકયા. શહેરના માયાળુ લોકોએ તેઓને જોઇતી બધી વસ્તુઓ પૂરી પાડી. તે બપોરે ગેરિબાલ્ડીએ પોતાના સૈનિકોને વિખેરી નાખ્યા. પણ ઇટલીને આઝાદ બનાવવાનો હતો એ વાત કદી વિસરી નહિ જવાની તેણે તેઓને સલાહ આપી. તેણે કહ્યું: “ પરદેશીઓના ગૂલામ બનીને જીવવા કરતાં ફના થઈ જવું તે બહેતર છે. ”

એલઝોપીએ ઓસ્ટ્રિયન સરદાર આર્ચડયુક અરનેસ્ટની જોડે સરતો નકકી કરવાનું માથે લીધું પણ પોતાના માણસોને રક્ષણ મળી ગયા પછી, પોતાના દુશ્મનને જીતવાની અથવા મરી ફીટવાની પ્રતિજ્ઞા લેનાર ગેરિબાલ્ડી શત્રુને શરણે જાય એ બને ખરૂં? શત્રુની છાવણીમાં થઇને છટકી જઇને દરિયે પહોંચવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાનો આ નિશ્ચય પોતાના થોડાક અત્યંત વિશ્વાસુ મિત્રોને જણાવ્યો અને તેઓને પણ એવા જ વિચારના જાણી તે ખૂશ થઇ ગયો. મધરાતની સંપૂર્ણ શાંતિમાં ગેરિબાલ્ડી અને તેના બસો અનુયાયીઓ ગૂપચૂપ આ પ્રાણહારક સાહસ ખેડવા નીકળી પડયા. પોતાના નિરાંતે ઉંઘતા યજમાનો માટે તે આભારનો સંદેશો લખીને પોતાની પાછળ મૂકતો ગયો અને જ્યારે તેઓને તેના ચાલ્યા જવાની ખબર પડી ત્યારે ગેરિબાલ્ડી પોતાના મિત્રો તેમજ શત્રુઓના હાથમાંથી કયાંય છટકી નીકળ્યો હતો.

“ સાં મેરિનો છોડયા પૂર્વે ” ગેરિબાલ્ડી કહે છે, “ મેં એનિટાને એ શહેરમાં જ રહેવાની વિનવણી કરી, જેથી ત્યાં તે સુરક્ષિત રીતે રહી શકે. પણ બધું વ્યર્થ ગયું. તેનું ઉદાર અને દૃઢ નિશ્ચયી હૃદય, આ વિષેની મારી બધી વિનવણીઓથી ઉલટું ઉકળી ઉઠયું અને તે બોલી ઉઠી, તમે મને ત્યાગી દેવા માગો છો, એમ ? ” આ શબ્દો સાંભળી હું ચૂપ જ થઇ ગયો. ” આથી બાવીસ કલાકની

હતો. બાસી કદાપિ હથિયાર રાખતો નહિ અને કાઉંટને તે સાં મેરિનોમાં જ છોડવાં પડેલાં. પોતાનો બચાવ કરવાનું કહેવામાં આવતાં, બાસીએ કહ્યું; " હું એક ઇટાલિયન છું અને ઇટલીની ખાતર મેં મારા પ્રાણની પણ પરવાહ કરી નથી; આ સિવાય મારો બીજો કોઈ અપરાધ નથી. " તેને ગોળીથી ઠાર કરવાની સજા થઇ.

તા. ૬ ઠી ઓગસ્ટના રોજ, બે સજા પામેલા શહીદોને દરવાજા બહારના વધ સ્થળ આગળ લઇ જવામાં આવ્યા. પોતાનું કેદખાનું છોડવા પહેલાં યુગો બાસીને અનેક ઘાતકી વીતકો ભારે ધૈર્યપૂર્વક ખમવાં પડેલાં. તેનું અપમાન જાણે હજી ઓછું થયું હોય તેમ તેને શહેરમાં થઇને જાહેર સરઘસ કાઢીને લઈ જવામાં આવ્યો. થોડા જ માસ પહેલાં આ જ શહેરને તેણે પોતાની વક્તૃત્વ શક્તિથી ખળભળાવી મૂક્યું હતું. તે સરઘસમાં પસાર થઈ રહ્યો હતો એ વખતે ટોળામાંના પાદરીઓ તેની ઠેકડી કરવા લાગ્યા, " ઓસ્ટ્રિયા સામે ધર્મયુદ્ધ પોકારવાનો તારો ઉપદેશ હવે કેમ કરતો નથી ? " પણ તેઓના ઠેકડીભર્યા અવાજોની યુગો બાસીના કાનોએ કશી પરવા કરી નહિ. એ સાધુપુરૂષનો આત્મા એટલો ગંભીર બન્યો હતો કે શારીરિક પીડાથી, જીભોના લવારાથી અને આગામી મૃત્યુના પડછાયાથી તેની શાંતિમાં જરાય ભંગ થયો નહિ. લિવરાધી પોતાના પર ગુજરતા સીતમ સામે ફરિયાદ કરવાનું બહુ મન કરતો પણ બાસી તેને આવી ખાતરી આપી શાંત કરતો કે " ઇશ્વર જરૂર ઇટલીનો ઉદ્ધાર કરશે. "

એક બહાદૂર નરની જેમ લિવરાધી મૃત્યુને ભેટયો. બાસી આકાશ ભણી જોતો, ઇટલી માટે છેવટની પ્રાર્થના કરતો ઉભો રહ્યો. " હું તૈયાર છું. " એ શબ્દો તેના મોંમાંથી નીકળ્યા કે બીજી જ પળે યુગો બાસીનો પવિત્ર આત્મા સ્વર્ગે સીધાવ્યો. એક રાષ્ટ્રવીર તરીકે પ્રાણની આહુતિ આપવાથી તેનું સાધુજીવન વધુ દીપી ઉઠયું. જ્યાં તેનું શબ પડયું ત્યાં જ તેને દફનાવવામાં

આવ્યું અને દરરોજ રાતે કોઈ અપરિચીત હસ્ત તેની કબર પર પુષ્પો ધરી જતો. આ સમાચાર સાંભળી ગવર્નરે તેના શબને ત્યાંથી ખોદી કાઢી કબ્રસ્તાનમાં દફનાવવાનો હુકમ કર્યો, જ્યાં તેની કબર પર સખ્ત પહેરો રાખવામાં આવ્યો.

બુનેટીએ પોતાના પુત્રો અને ૭ સાથીઓ સાથે વેનિસ પહોંચવાની કોશિષ કરી પણ જેવા તેઓ ઓસ્ટ્રિયન પ્રદેશમાં દાખલ થયા કે તરત જ ઇનામની લાલચે કોઈ માણસે તેઓને પકડાવી દીધા. તેઓ પર લશ્કરી અદાલતમાં મુકદમો ચલાવવામાં આવ્યો અને સજા કરી તેઓને તરત જ ફાંસીએ ચડાવી દેવામાં આવ્યા. જ્યાં તેઓનો વધ કરવામાં આવ્યો ત્યાં જ તેઓના શબને દફનાવવામાં આવ્યાં અને એ શબો ૧૮૭૯ સુધી ત્યાંજ રહ્યાં. પછી જે માટે તેઓ કુરબાન થયા હતા તે આઝાદી ઈટાલિયનોને મળી ત્યારે તેઓનાં અસ્થિ ભેગાં કરવામાં આવ્યાં અને વિધિપૂર્વક સરઘસ કાઢીને રોમ લઈ જવામાં આવ્યાં અને મોન્ટોરિયોમાં સાં પીટ્રોના દેવળમાં દાટવામાં આવ્યાં.

પોતાના મિત્રોની ઉતાવળી વિદાયગીરી પછી ગેરિબાલ્ડીની સાથે લેગીરો નામનો એક જ સાથી રહ્યો, જે લંગડો હોવાથી જલદી ચાલી શકતો ન્હોતો. પોતાની મરણોન્મુખ પત્નીને હાથમાં ઉંચકીને એ વીર સરદાર કોઇ વિશ્રાંતિસ્થાનની શોધમાં પોતાની આશ્ચર્યાન્વિત આંખોને એ ઉઘાડા રેતાળ કિનારા પર આમતેમ ફેરવવા લાગ્યો. તેણે દૂરથી કોઇ માણસને પોતાની તરફ દોડતો આવતો જોયો. તેણે તેને ઓળખી કાઢ્યો ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તે કોમાશિયોનો વતની નિનો બોનેટ હતો. તેની મદદથી એનિટાને મેન્ડ્રિયોલાના એક ખેતરમાં લઇ જવામાં આવી જ્યાં તેને એક ઝુંપડીમાં સૂવાડીને ડોકટરને બોલાવવામાં આવ્યો. જે વખતે સુરક્ષિત સ્થળ અને તબીબી મદદ હાથ લાગ્યાં તે જ વખતે એનિટાનો વીર આત્મા આ ક્ષણભંગુર જગત્

છોડી ગયો. પોતાના જીવનમ કદી નહિ અનુભવેલી એવી આ દુઃખદમાં દુઃખદ વેદના ન ખમી શકાવાથી ગેરિબાલ્ડીનું ધૈર્ય ખૂટી પડ્યું અને તેની આંખોમાંથી ચોધાર આંસુ પડવાં લાગ્યાં. પણ રડવાનો એ સમય ન્હોતો. લોકોએ તેને એકદમ નાસી છૂટવાની વિનંતી કરી અને પોતાના યજમાનો પર ઓસ્ટ્રિયનોનો વૈરાગ્નિ નહિ સળગાવવાના હેતુથી ગેરિબાલ્ડીએ પરાણે ત્યાંથી નીકળવાની હિમ્મત કરી અને પોતાની પ્રાણપ્રિયા એનિટાની દફનક્રિયા કરવાનું તે પેલા ખેડૂતોને જ સોંપતો ગયો.

સાતમી ઓગસ્ટે તથા લેગીરો ભૂમધ્ય સમુદ્રના કિનારા પર રેવેનાથી માંડીને, ફોર્લી અને પ્રેટો થઇને છેક મારેમા સુધી ઇટલીની આખી પહોળાઇ ફરી વળ્યા. દરરોજ તેઓ થોડા માટે પકડાઇ જતાં બચી જતા અને જીવ મુઠ્ઠીમાં રાખીને જ તેઓ દરેક પગલું આગળ ધરતા હતા. એક વખત તો તેઓ રેવેનાની નજીક આવેલા એક અરણ્યમાં છૂપાઇ રહ્યા હતા એ વખતે તેઓની પૂંઠે પડેલા સિપાહીઓ તેઓની પાસેથી જ પસાર થઇ ગયા. બીજે પ્રસંગે, તેઓ મોટે રસ્તે ચાલ્યા જતા હતા એવામાં તેઓને એક આસ્ટ્રિયન ટૂકડીનો ભેટો થઇ ગયો પણ સુભાગ્યે ઓસ્ટ્રિયનો તેઓને ઓળખી શક્યા નહિ. સાન્ટા લુસિયાંની ધર્મશાળામાં બીજી એક આફત તેઓના પર આવી પડી. ગેરિબાલ્ડી કહે છે. "હું એક ટેબલની પાસેના બાંક પર બેઠો હતો એવામાં બેચેનીને લીધે મને ઝોકાં આવવાં લાગ્યાં. આથી હું મારા હાથ પર માથું રાખીને ઉંઘ લેવા લાગ્યો. થોડી વારમાં જ લેગીરોએ મારો ખભો પકડીને મને જગાડ્યો. મેં ઉંચું જોયું તો ધર્મશાળા પર ચડી આવેલા કેટલાક ઓસ્ટ્રિયનોના, અણગમો ઉપજાવનારા ચહેરા મારી નજરે પડ્યા. એ લોકોએ ધર્મશાળાને ઘેરો ઘાલ્યો હતો, જાણે કોઇને જ ન જોયા હોય તેમ મેં મારૂં માથું પાછું મારા હાથ પર મૂકી દીધું." ધર્મશાળાના રખેવાળની છોકરી ટેરેસા બાલ્ડિની ગેરિબાલ્ડીને

ઓળખી ગઇ હતી. આથી તેણે ઓસ્ટ્રિયન ટૂકડીના નાયકને ભારે સમયસૂચકતા વાપરી એટલો બધો ખૂશ રાખ્યો કે તે, પોતાના હાથમાં પોતાનું માથું છૂપાવીને ઝોકાં ખાતા એ પથિક સામું ગેરિબાલ્ડીને જોયા વગર ત્યાંથી ચાલ્યો ગયો. ગેરિબાલ્ડીને પકડી પાડવાને ત્રણ હજાર સિપાહીઓ આખો દેશ ફેંદી રહ્યા હતા. આ સિપાહીઓ એમાંના જ હતા.

બીજી સપ્ટેમ્બરની સાંજે સતત્ ભયનો ત્રાસ વેઠી રહેલા બે સાથીઓ મારેમાના પ્રદેશમાં પહોંચ્યા, જ્યાંથી તેઓ દરિયે જઇ શકે તેમ હતું. આખરે મુક્તિ સમીપ આવેલી જણાઇ અને કાસા ગેલ્ફી નામના એક મકાનમાં તેઓ આરામ લઈ રહ્યા હતા, એ દરમિયાન તેનો યજમાન તેઓને રવાના કરવાને એક વહાણ અને વિશ્વાસુ ખારવાઓ મેળવવાની કોશિષમાં જ હતો. રસ્તાઓ પર ઓસ્ટ્રિયન પહેરેગીરોની કડક ચોકી હતી અને તેઓની નજર ચૂકાવવા ખાતર પિના નામનો એક જુવાન ગેરિબાલ્ડી તથા લેગીરોને જંગલમાં થઇને દરિયાપર લઇ ગયો. તેઓને લઈ જનારૂં વહાણ અખાતમાં પડેલું હતું અને કિનારે તેઓ માટે એક હોડી તૈયાર જ હતી.

તેઓની જીંદગીના જોખમે પોતાનો જાન બચાવનાર શખ્સોને, બદલા તરીકે આપવા માટે પોતાની પાસે કશું ન હોવાથી ગેરિબાલ્ડીનું મન બહુ દુઃખાયું. આ વખતે પિના બોલી ઉઠયો, “અમારી મહેનતના બદલામાં તમારા રૂમાલનો એકેક કકડો અમારા માટે બસ છે. તે અમે અમારા બાળકોને માટે વારસામાં મૂકી જઇશું. અમારો હેતુ ઇટલીને ઉગારવા માટે તમને બચાવવાનો જ હતો.” લાગણીભરી વિદાયગીરી લેતો અને ફરી કોઇ દિવસ પોતે પાછો આવશે એવું વચન દેતો ગેરિબાલ્ડી પોતાના મિત્ર સાથે રવાના થયો. ફરી એકવાર તે પોતાની માતૃભૂમિમાંથી પલાયન કરી રહ્યો હતો, અને તેના મસ્તક પર શત્રુનું વેર ભમી જ રહ્યું હતું. તે વિચાર કરી રહ્યો હતો કે એવો દિવસ કયારે આવે કે તે પોતાનું કાર્ય માનપૂર્વક અને સફલતાપૂર્વક સિદ્ધ કરવાને જન્મભૂમિમાં પાછો આવે?

# પ્રકરણ તેરમું.

## ભીષણ હત્યાકાંડ.

રોમમાં દાખલ થયા પછી દસમે દિવસે ઇ. સ. ૧૮૪૯ ના જુલાઇની ૧૪ મી તારીખે જનરલ ઓડિનોટે પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ અને લોકોના વિરોધની ઉપરવટ થઇને પોપને રાજ્યગાદી પાછી સોંપ્યાનું જાહેર કર્યું. ૧૮૫૦ ના એપ્રિલની બારમી તારીખે, સત્તર માસની ગેરહાજરી પછી પાયસ નવમો પોતાના પાટનગરમાં પાછો આવ્યો. તે હવે સાવ પોતાના પાદરીઓના હાથનું રમકડું જ બની ગયો હતો અને તેઓની સલાહથી તેણે રોમમાં પ્રજાસત્તાક સ્થાપવાની તરફેણ કરનારા બધા લોકોને સખ્ત સજાઓ કરી. લોકોને બક્ષવામાં આવેલું રાજ્યબંધારણ પાછું ખેંચી લેવામાં આવ્યું, ધર્મને નામે સીતમ ગુજારનારી ઇન્કિવેઝિશન નામની સંસ્થાને ફરી સ્થાપવામાં આવી, દરેક પદવી પર ફરી પાદરીઓને નિમવામાં આવ્યા અને લોકો પર ત્રાસ વર્તાવવાની પોલિસખાતાના જાસૂસોને છૂટ આપવામાં આવી. આવાં મૂર્ખતાભર્યાં પગલાંથી પોપ અને તેની પ્રજા વચ્ચેનું અંતર વધવા પામ્યું. પાયસને આટલું સ્પષ્ટ જણાતું હતું કે બધાં ઇટાલિયન રાજ્યો જો સાર્ડિનિયાના રાજાના હાથ નીચે એકત્ર થાય તો પોતાની રાજકીય સત્તાનો અંત જ આવે અને એ સત્તાનું રક્ષણ કરવું એને તે પોતાનું કર્તવ્ય સમજતો હતો. તેને દેવળ અને રાષ્ટ્ર એ બેમાંથી એકનું હિત પસંદ કરવાનું હતું અને તેણે દેવળના હિતોને વધુ પસંદગી આપી. આથી તે ઇટલીની એકતાનો કટ્ટો વિરોધી બન્યો.

ટસ્કન પ્રજાસત્તાક તો રોમન પ્રજાસત્તાક કરતાંયે જલદી સરી ફ્લોરેન્સમાં પ્રખ્યાત માણસોની ટ્રાયમવિરેટ નિમવામાં

આવેલી. તેઓ ગેરાઝી, માન્ઝોની અને મોન્ટાનેલી હતા, જેઓ અગાઉ ગ્રાન્ડ ડ્યુકના પ્રધાનો તરીકે કામ કરી ચૂકેલા હતા. થોડીજ વારમાં માન્ઝોની અને મોન્ટાનેલીએ રાજીનામાં આપ્યાં અને ગેરાઝી સરસુખત્યાર બન્યો. તે નિપુણ અને સંભાવિત માણસ હતો પણ મેઝિની અને ગેરિબાલ્ડીના જેવી બુદ્ધિ તેનામાં ન્હોતી. આઝાદીના રક્ષણ માટે વીરતાભરી લડત ઉઠાવવા જેટલી લોકોમાં જાગૃતિ આણવાની અને સામાન્ય હીતની ખાતર રાજ્યના બધા પ્રતિસ્પર્ધી પક્ષોને એકત્ર કરવાની શક્તિ તેનામાં ન્હોતી. ટસ્કનો આઝાદી અને સ્વતંત્રતા મેળવવા તલસી જ રહ્યા હતા પણ તેઓનાં દિલમાં રાષ્ટ્રબંધુભાવના ઉચ્ચ આદર્શોની ધગશ ન્હોતી. એક પક્ષે પ્રજાસત્તાક અને ગેરાઝીને ટેકો આપ્યો જ્યારે બીજો પક્ષ ગ્રાન્ડ ડ્યુકને પાછો બોલાવવાનાં કારસ્થાનો રચી રહ્યો હતો. ગ્રાન્ડ ડ્યુકવાળા પક્ષે ફ્લોરેન્સમાં ગેરાઝીની સામે બખેડો જગાવ્યો. ગેરાઝી પોતાના પ્રાણ ખોવાના ભયમાં આવી પડયો. આથી તે નાસી ગયો. (એપ્રિલ, ૧૮૪૮.)

આ બખેડાનો તાબડતોબ લાભ લઇને ૧૮૪૮ ના મે માસમાં ઓસ્ટ્રિયન ફોજે ગ્રાન્ડ ડ્યુકને નામે ટસ્કેનીનો કબજો લીધો. સિપાહીઓ શાંતિના ચિહ્ન તરીકે જેતુનની ડાખળીઓ પોતાની ટોપીમાં ભરાવીને શહેરમાં દાખલ થયા પણ લોકોએ નીરવ શાંતિ જાળવી રાખી તેઓને સાવ ઠંડો આવકાર આપ્યો કારણ કે લોકો અગાઉના કડવા અનુભવ પરથી ક્યારના સમજી ગયા હતા કે ઓસ્ટ્રિયનોનું આગમન શાંતિ નહિ પણ તલવારનો ખણખણાટ જ સૂચવી રહ્યું હતું. આખરે ગ્રાન્ડ ડ્યુકને પાછો બોલાવવામાં આવ્યો અને ૧૮૪૮ના જુલાઇમાં તે ઓસ્ટ્રિયન સિપાહીઓના રક્ષણ હેઠળ પોતાના મુખ્ય શહેરમાં પાછો દાખલ થયો. નેપલ્સના ફરડિનાન્ડના પાંચ માસના સહવાસથી એક રાજા તરીકે તેના સિદ્ધાંતોમાં કશો સુધારો થયો ન્હોતો અને ગાયેટાથી પાછા ફર્યા પછી થોડા જ સમયમાં તેણે રાજ્યબંધારણ પાછું ખેંચી લીધું.• ઉદારમતવાદીઓ

રાજ્યમાં બધી સત્તા ખોઇ બેઠા; પોતાના રાષ્ટ્રની અંતઃકરણપૂર્વક સેવા કરનાર ગેરાઝીને દેશવટો દેવામાં આવ્યો અને પોપના રાજ્યની જેમ ટસ્કેનીમાં પણ બધી પ્રગતિને ખાળવામાં આવી, બધાય દેશાભિમાનને કચડી નાખવામાં આવ્યું.

માત્ર બહાદૂરોના નિવાસ વેનિસમાં જ સ્વતંત્રતાનો સંગ્રામ હજી ચાલૂ હતો; વેનિસના પ્રજાસત્તાકના રક્ષણની કથા રોમના રક્ષણની કથા જેટલી જ વીરરસ જગાડનારી છે.

લોમ્બાર્ડી અને વેનેશિયાને ઓસ્ટ્રિયાની ધુંસરીમાંથી છૂટા કરવાના ચાર્લ્સ આલ્બર્ટના વચન પર વેનેશિયનો આધાર રાખીને બેઠા હતા. પણ તેઓને ભયંકર નિરાશા ખમવી પડી. આથી કસ્ટોઝાના પરાજય પછી તેઓને પોતા અતિ બળવાન્ શત્રુ સામે એકલે હાથે લડવાની જરૂર પડી પણ નોવારાની આફતકારક હારથી તેઓના કિસ્મતનો દરવાજો વસાઇ જ ગયો. ટાપુના રક્ષણ માટે રાખેલો દરિયાઈ કાફલો પાછો બોલાવી લેવાનું રેડેઝકીઓ વિક્ટર ઇમેન્યુઅલને કહી દીધું અને તેણે આખું ઓસ્ટ્રિયન લશ્કર વેનિસને ઘેરો ઘાલવામાં રોક્યું.

બહારની મદદની આશા નકામી હતી અને વેનેશિયનો જાણતા કે તેઓને સ્વાવલંબન વિના અન્ય કંઇ છૂટકો ન્હોતો. તેઓને ચઢાય લાવનારાઓના પંજામાંથી બચાવનાર એક જ વ્યક્તિ-મેનીનપર તેઓની નજર ઠરી. દિવાલોપર આ ઢંઢેરો ચોડેલો હતોઃ "વેનિસે ગમે તે ભોગે લડવાનો નિશ્ચય કર્યો છે. લોકપાળ મેનિનને કુલ અખ્ત્યાર સોંપવામા આવ્યો છે." મેનિન જાણતો હતો કે પોતે સફળ ન થનારી આશાપર લડી રહ્યો હતો પરંતુ તેની કુશાગ્ર બુદ્ધિમાં લગભગ અંધશ્રદ્ધા રાખનારા લોકોને તે નિરાશ કરે તેવો ન્હોતો અને તેણે લોકોની મદદ તથા આશ્રય મેળવવામાં તેઓની ઉચ્ચમાં ઉચ્ચ વૃત્તિને ઉત્તેજી તેણે કહ્યું, "હું તમારી પાસે ધીરજ, ડહાપણ અને ખંત માગી લઉં છું. આ વસ્તુઓ

તથા સંપ, વિશ્વાસ અને પ્રેમ હશે તો બધાં વિઘ્નો એની મેળે ગળી જશે. ”

વેનેશિયનોએ ઓસ્ટ્રિયા સામેની લડાઇમાં એટલી ગંજાવર રકમો ખર્ચેલી કે હવે તેઓના ભંડાર ખાલી થઇ ગયા હતા. મેનિને લોકોની ઉદારવૃત્તિને ઉશ્કેરનારી અપીલ કરી. તેણે કહ્યું, “ વેનિસ દેવળો પાસેથી ચાંદી માગે છે, બ્હેનો પાસેથી સોનું માગે છે, ઘંટાઓનું કાંસું માગે છે અને રસોડાઓમાંથી તાંબુ માગે છે, દુશ્મનોના ગોળાઓનું લોઢું માગે છે. તેને બધું જોઇએ છે પણ તેને ન જોઇએ ઓસ્ટ્રિયનો ” અને તેની ભિક્ષા અફળ ગઇ નહિ. ઝવેરાત, સોનું અને ચાંદી, કોતરકામવાળાં ધાતુનાં વાસણો, અને જાતજાતના કિંમતી પદાર્થો ધનાઢયોએ માતૃભૂમિને ચરણે ધર્યાં. ગરીબોએ પોતાના ઝબ્બાનાં ધરી દીધાં અને બાળકોએ વહાલપૂર્વક પોતાનાં રમકડાં અર્પણ કર્યાં. જુવાન ઉમરાવજાદી બેવિલાકાએ પોતાનો મહેલ સમર્પણ કર્યો; સેનાપતિ પેપે પોતાનો પગાર આપી દીધો: વિદ્યાર્થીઓએ પોતાના ભોજનનો ભોગ આપ્યો; આમ એકે એક સ્ત્રી, પુરૂષ, તેમજ બાળકે શહેરના રક્ષણ માટે પોતાથી બનતું કર્યું.

૧૮૪૯ ના મેથી ઓગસ્ટ પર્યંત, રેડેઝકીએ વેનિસને જમીન માર્ગે તેમજ દરિયામાર્ગે ખૂબ રંઝાડયું. મેની ૨૬ મીએ માલઘેરાના બહારના કિલ્લાને તોપના ગોળાઓથી ઉડાડી દેવામાં આવ્યો એટલે તોપના ભયંકર મારા દરમિયાન પોતાની જગ્યાએ જ ટકી રહેનારા તોપચીઓ તથા ગોલંદાજોને પાછા ખેંચી લેવામાં આવ્યા. પાછાં ફરતાં પહેલાં તેઓએ, પોતાને પશાણે છોડી જવી પડતી તોપોને ચુંબન કરી લીધાં.

ઘેરો ઘાલનારાઓ સમીપ આવતા હતા અને તોપના ગોળાઓ હવે છેક શહેરની અંદર પડવા લાગ્યા. ખોરાક ખૂટી પડવા આવ્યો હતો અને ક્ષુધાર્ત્ત લોકોની અંદર તાવ તથા કોગળિયાનો ઉપદ્રવ

જાગ્યો. શૂરામાં શૂરા વેનેશિયનો તેમજ ખુદ મેનિન પણ જાણતો હતો કે હવે વધુ સમય ટકી શકાય તેમ ન્હોતું. છતાં યે શરણે જવાની પહેલી અફવા સાંભળતાં વેંત લોકો એકદમ ઉકળી ઉઠ્યા. પણ મેનિન ક્રોધાન્વિત લોકસમૂહથી ડરી જાય તેવો ન્હોતો. તે બોલી ઉઠ્યો " ભાઇઓ ! ઉશ્કેરાયલી જનતાને પ્રસન્ન રાખવા ખાતર હું મારા નિશ્ચયમાં કદી ફેરફાર કરનાર નથી. તમે મારા હૃદયમાં ખંજરો હુલાવી દો તો યે હું તો સાચું જ બોલવાનો. જાઓ, તમે બધા હવે ઘેર ચાલ્યા જાઓ." લોકો પરના તેનાં અસરકારક પ્રભાવે બરાબર કામ કર્યું અને 'મેનિનીની જય' પુકારતો લોકસમૂહ વિખેરાઇ ગયો. સંધિની માગણી કરતાં તેના દિલને ભારે આઘાત થયો પણ તેણે ઓસ્ટ્રિયનો સાથે એવી સરતો કરી કે દુશ્મન શહેરને લુંટી શકે નહિ કે તેનો નાશ પણ કરી શકે નહિ. સેનાપતિ પેપે કહ્યું, " એક જ દિવસને બદલે એક વર્ષ ચાલે તેટલો દારૂગોળો અને ખોરાક વેનિસ પાસે હોત તો યે આના કરતાં વધુ માનભરી સંધિ મેળવી શકાત નહિ." ૧૮૪૯ ના ઓગસ્ટની બાવીસમી તારીખે જ્યારે રેડેઝકી દાખલ થયો ત્યારે શહેરમાં બિલકુલ ખોરાક રહ્યો ન્હોતો.

તે જ રાતે મેનિને પોતાનું વહાલું વતન છોડ્યું અને પોતાની પત્ની તથા પુત્રીને લઇ તે હીજરત કરી ગયો. તે ઓસ્ટ્રયન રાજ્ય હેઠળ રહેવા ઇચ્છતો ન્હોતો. ભયંકર આપત્તિ અને ભયના અનેક મહિનાઓ દરમિયાન પ્રજાને આશ્વાસન અને આશ્રયરૂપ થઇ પડેલા એ મહાન્ નરને વિદાય આપવાનો સંખ્યાબંધ વેનેશિયનો તેના ઘર આગળ એકત્ર થયા. તે શાંતિભર્યા ઘરમાં તેના ઉપડવાની ઉતાવળી તૈયારીઓ થઇ રહી હતી અને લોકો પણ દિલસોજી અને સ્નેહના ધીમા ઉદ્ગારો સિવાય વધુ ન બોલતાં શાંતિ ધારીને બહાર ઉભા રહ્યા હતા. અંધકારમાં નજર નાખતાં તેઓ અંદરોઅંદર નિસાસા નાખીને કહેતા: " કેવો દુઃખી નર ! ધન્ય છે એની સહનશીલતાને ! ઇશ્વર એનું કલ્યાણ કરો ! " મેનિને ખેદ સહિત પોતાની

જન્મભૂમિનો ત્યાગ કર્યો અને દેશવટામાં પણ ખેદ તેની સાથે જ રહ્યો. માર્સેલ્સના પ્રવાસ દરમિયાન તેની પત્ની કોગળિયાથી મરણ પામી વેનિસમાં જ તે કોગળિયાથી પટકાઇ પડી હતી. તેની પુત્રી સ્વદેશ વિયોગથી ઝૂરી ઝૂરીને દુબળી થઇ ગઇ અને આખરે મરી ગઇ. મેનિન ભયંકર ગરીબાઇ વેઠતો પેરિસમાં રહેવા લાગ્યો. તે ભણાવીને પોતાનું ગુજરાન ચલાવતો. તે ઇટાલીયન એકતાના પોતાના આદર્શને કદી ભૂલ્યો નહિ અને એની પુષ્ટિ અર્થે થોડાં વર્ષ પછી તે જે કાર્ય કરી શક્યો તે તેના દેશવટામાં તેને ભારે આશ્વાસનરૂપ થઇ પડયું. કારણ કે તે કદાપિ પોતાના પૂજ્ય વેનિસને ફરી જોઇ શક્યો નહિ, જેની સેવામાં તેણે પોતાના સર્વસ્વનું બલિદાન આપી દીધું હતું.

જેવો ઓસ્ટ્રિયનોએ લોમ્બાર્ડી અને વેનેશિયાનો પાછો કબજો મેળવ્યો કે તરત જ તેઓએ બળવો જગાડનારા કમનશીબ લોકો પર વેર વાળવા માંડયુ. રેડેઝકી બન્ને પ્રાંતોનો લશ્કરી સૂબો બન્યો. તેનુ શાસન ઘાતકી તેમ જ જંગલી હતું. એક જ વર્ષમાં ચાર હજાર કરતાં વધારે શખ્સોને સરકાર સામે ગુન્હો કરવાના બ્હાનાથી સજાઓ કરવામાં આવી; કેટલાકોને ગોળીથી ઠાર કરવામાં આવ્યા; બીજાઓને ફટકાનો માર મારી યમદરબારમાં પહોંચાડી દેવામાં આવ્યા અને ઘણાઓને મિલકત જપ્ત કરી પાયમાલ કરી નાખવામાં આવ્યા. ઓસ્ટ્રિયન હલ્લાની સામે બહાદૂરીભરી ટક્કર ઝીલનાર બ્રેસિયા નામના શહેરનો કબજો જનરલ હાયનોએ લીધો, જેના હુકમથી શહેરમાં આગ લગાડવામાં આવી અને લુટફાટો ચલાવવામાં આવી તથા પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોને નિર્દયપણે કત્લે આમ ચલાલવામાં આવી. આવા હત્યાકાંડથી ઓસ્ટ્રિયનોએ પોતાનું રાજ્ય વધારે તિરસ્કારને પાત્ર બનાવ્યું અને પરદેશીઓના ધુરાને ફેંકી દેવાને આખી પ્રજા એકત્ર થઇ બહાર • પડે એવો દિવસ ઓસ્ટ્રિયનોએ પોતાનાં જ કુકૃત્યોથી નજીક આણ્યો.

પણ એકલા ઓસ્ટ્રિયનો જ આવી બેશરમ અને ગજબનાક વેરની વસુલાતો કરી રહ્યા હતા એવું કંઇ ન્હોતું. નેપલ્સનો ફરડિનાન્ડ પોતાની રૈયત પર એવો જ કહેર વર્તાવી રહ્યો હતો. પ્રજામંડળ અને રાજ્યબંધારણને નિભાવવાના તેણે શપથ લીધા હતા છતાં તેણે તે સૂવાડી દીધા એટલું જ નહિ પણ તેણે પ્રજા પર નિરંકુશ ત્રાસ અને અન્યાય વર્તાવવા માંડયા. તે એમ માનતો કે પોતાની રૈયતનાં જાન અને આઝાદી પર તેનો સંપૂર્ણ હક્ક હતો. એક દિવસ તે અને તેનો જુવાન રાજકુમાર ફ્રાંસિસ, રાજમહેલની બારીમાંથી ઉત્સવ ઉજવી રહેલા લોકોનો મોટો સમારંભ જોઇ રહ્યા હતા. ફ્રાંસિસે કહ્યું, "આટલા બધા માણસ શા ? એ બધાનું શું કામ ?" તેના બાપે આનંદપૂર્વક જવાબ આપ્યો. "તારી મરજી હોય તો તું એ બધાને ઠાર કરી શકે છે." ફર્ડિનાન્ડ બીજાનાં જાહેર કૃત્યોએ તેની પ્રતિષ્ઠા પર સચોટ કલંક લગાડયું હતું ખરૂં પણ ખાનગી જીવનમાં તેનામાં કેટલાક સારા ગુણો હતા. તે દયાળુ પિતા અને ભલો પતિ હતો; જો કે તેની મિત્રાચારી પર વિશ્વાસ રાખી શકતો નહિ છતાં જો તે દોસ્તી રાખતો તો તે ઘણો સારો દોસ્ત થઇ પડતો. તે રાજકીય કામકાજ કરવામાં ખૂબ મહેનત લેતો, બુદ્ધિમાન્ અને નિપુણ હતો અને સરકારી કામોની એકેએક વિગતથી તે પરિચીત હતો. તે દેવળો તરફ પૂરૂં માન ધરાવતો અને પાદરીઓને પૂજ્ય ગણતો. આથી તે પ્રામાણિકપણે પોતાને ધાર્મિક માણસ માનતો. અહીં આ પ્રશ્ન જરૂર પૂછી શકાય કે આવો કુટિલ અને ઘાતકી સીતમગર ધાર્મિક માણસ હોવાનો ઢોંગ કેમ કરી શકે ? પણ તેમાં તેના બાળવયના શિક્ષણનો જ વાંક હતો. તેના શિક્ષકો પાદરીઓ હતા, જેઓએ તેને એવું શીખવ્યું હતું કે રાજાને પોતાની પ્રજા પર, પોતાની ઇચ્છા બળજબરીથી પણ ઠોકી બેસાડવાનો હક્ક હતો કારણ કે રાજવૈભવ એ એક દૈવી હકક હતો. પણ પાદરીઓ આ વાત ભૂલી ગયા કે અસત્ય કાર્ય કરવું એ દૈવી હક્ક

ન કહેવાય. તેઓએ તેને કહ્યું કે જો પોતે લીધેલી પ્રતિજ્ઞા પોતાની સત્તાને હાનિકારક નિવડે તેવી જણાય તો રાજા તેનો ખૂશીથી ભંગ કરી શકે કારણ કે પોતાના રાજ્યનું કલ્યાણ શામાં સમાયેલું હતું તે નકકી કરવાનો એકલો અધિકારી તે જ હતો. તેઓએ તેના મગજ પર એવું ઠસાવી દીધું કે રાષ્ટ્રસેવકોની પ્રવૃત્તિને ઉત્તેજન આપવાથી ભયંકર પાતક થાય અને રૌરવ નર્કમાં જવું પડે. આવા આવા અવળા સિદ્ધાંતોથી દોરવાઇને ફરડિનાન્ડ, ઉદાર-મતવાદીઓને કચડી નાખવાના કાર્યને કોઇ મહા પુણ્યનું કાર્ય માનતો અને દિલમાં ખટકો રાખ્યા વગર તે સરિયામ ધરપકડો અને સજાઓ કરવાનાં ફરમાનો કાઢતો.

૧૮૪૯માં નેપલ્સના બ્યાસી કુલીન, સુશિક્ષિત અને ચારિત્ર્ય-શીલ સજ્જનોને રાજ્યની સામે કારસ્થાન રચવાના જૂઠા આરોપસર કેદ કરવામાં આવ્યા. તેઓના મુકદ્દમામાં થયેલા નિંદાપાત્ર અન્યાયને લીધે અને આવા ઉચ્ચ ચારિત્ર્યવાળા આરોપીઓની પ્રતિષ્ઠા ઠેરઠેર પ્રસિદ્ધ હોવાને લીધે માત્ર ઇટલીમાં જ નહિ પણ અન્ય દેશોમાંયે ભારે ખળભળાટ જાગ્યો. ખુદ નેપલ્સમાં, ગરીબમાં ગરીબથી માંડીને આખી પ્રજાએ તેઓને માટે ઇશ્વર પ્રાર્થના કરી અને એ ઉચ્ચ આત્માઓ, જેઓનું ભાગ્ય એ વખતે ત્રાજવામાં તોળાઇ રહ્યું હતું, તેઓની ખાતર લોકોએ એકેએક દરગાહ પર દીવાઓ કર્યા.

આ બધા બહાદૂર પુરૂષોની કરૂણાજનક કથાનું વર્ણન કરવાની કશી જરૂર નથી. તેઓનાં નામો આજે નેપલ્સમાં આઝાદીના શહીદો તરીકે ખૂબ મશહૂર થઇ ગયાં છે તોયે તેઓમાંની બે અત્યંત પ્રસિદ્ધ વ્યક્તિયોને—બેરન કાર્લો પોયેરિયો અને પ્રોફેસર લુઇગી સેટમ્બ્રિનીને કેવાં કેવાં સંકટો સહન કરવાં પડયાં તેના વર્ણન પરથી વાંચકોને બીજાઓનાં કષ્ટોનો સારો ખ્યાલ આવી જશે.

પોયેરિયો કુટુંબ વગવશીલાવાળું હતું. તે કુટુંબના એકેએક વ્યક્તિ—પુરૂષ તથા સ્ત્રી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતાં.

રાષ્ટ્રસેવા કરવા માટે જ બેરન કાર્લોનાં માબાપને દેશવટો દેવામાં આવ્યો હતો અને તેનો ભાઇ એલેસાન્ડ્રો, વેનિસનું રક્ષણ કરતો શત્રુનાં હાથે જ ઘાયલ થઇને સ્વર્ગે સંચર્યો હતો. જ્યારે બળવાની બીકે ફરડિનાન્ડ બીજાએ પોતાના શાસનતંત્રમાં કેટલાક સુધારા કર્યા ત્યારે તેણે જે બાહોશ પ્રધાનો નિમેલા તેમાંનો એક કાર્લો પોયેરિયો હતો. 'બોંબા 'નું ઉપનામ ધરાવનારા માણસના હાથ નીચે કોઇ પદવી સ્વીકારવી એમાં પુષ્કળ હિમ્મતની આવશ્યકતા હતી. કારણ કે પૂરી વફાદારીથી તેની નોકરી કરનારા શખ્સો જ તેની ઇર્ષ્યા અને અદેખાઇના ભોગ થઇ પડે એવો વધારે સંભવ હતો. બેરન પોતાના માથે ભમી રહેલો ભય બરાબર જાણતો હતો પણ તેણે કહ્યું: " રાષ્ટ્રના હક્કોનો ભોગ આપવા કરતાં અમારી પદવીએ જ રહીને ફના થવાનો નિશ્ચય કર્યો છે. " થોડા જ મહિના પછી રાજાએ તેના અતિ પ્રામાણિક અને નિપુણ પ્રધાનને બરતરફ કરવાનો ઠરાવ કર્યો અને મુકદ્દમામાં આવેલા ચુકાદા અનુસાર કાર્લો પોયેરિયોને ઓગણીસ વર્ષની બેડીની કેદ મળી. જે કેદીઓને આવી ભયંકર સજા કરવામાં આવતી તેઓના પગમાં લોખંડની કલ્લીઓ પહેરાવવામાં આવતી, જે ચામડી કાપીને માંસમાં ઉંડા જખ્મ કરતી અને આ કલ્લીઓ સાથે લોખંડની ભારે સાંકળો બાંધવામાં આવતી. આ ઉપરાંત રાજદ્વારી કેદીઓના સંકટમાં વધારો કરવાને, શિક્ષિત સમાજ અને વિનયશીલ લોકોની અંદર રહેલા, કુલીન કુટુંબના અને ઉમદા ચારિત્ર્યવાળા ગૃહસ્થોને, લુંટફાટ, ખૂન અને બીજાં નિંદ્ય કૃત્યો માટે કેદમાં પૂરાયેલા ગુન્હેગારોની જોડે સાંકળ વડે એકબીજા સાથે બાંધી રાખવામાં આવતા. આ અનિષ્ટ સાથીઓથી તેઓ છૂટા થઇ શકતા નહિ કારણ કે તેઓને બાંધી રાખનારી સાંકળ રાતે કે દિવસે કદી છોડવામાં આવતી નહિ. આવાં ગજબનાક સંકટો આઠ વર્ષ સુધી વેઠયાં પછી જ્યારે બેરન પોયેરિયોને છોડી મૂકવામાં આવ્યો ત્યારે તેની તબિયત સાવ લથડી ગઇ હતી કારણ કે લોખંડની કલ્લીથી થતા જખ્મો કદી રૂઝાતા નહિ.

પ્રોફેસર લુઇગી સેટમબ્રિની સ્વભાવે ઉમદા અને નમ્ર હતો. તેને પોતાના રાજકીય વિચારો માટે જીવનભરની કેદ મળી બાવીસ વર્ષની વયે ગુપ્તમંડળના સભ્ય થવા માટે તેને કેદ કરવામાં આવ્યો હતો. તેનો આ ભેદ, તેને પકડવા માટે ખાસ એ જ ગુપ્ત મંડળના સભાસદ બનેલા પાદરીએ ઉઘાડો પાડ્યો હતો. સેટમબ્રિનીની ચોકી કરવા માટે રખાયેલા સિપાહીએ તેને કહ્યું: " તમે એક પ્રોફેસર છો અને હું એક અજ્ઞાન સિપાહી છું પણ હું તમને કંઇક શીખવી શકું છું. માણસના ભયંકરમાં ભયંકર શત્રુ, કાગળ અને કલમ જ છે. " અને ખરૂં જોતાં સેટમબ્રિની પાંડિત્યને લીધે જ નેપલ્સના સત્તાવાળાઓ તેને ભયંકર વ્યક્તિ ગણતા હતા. થોડાંક વર્ષ પછી તેને કાર્લો પોયેરિયોના પ્રધાનપણા હેઠળ શિક્ષણમંત્રી નિમવામાં આવ્યો પણ ૧૮૪૯ માં તેને પાછો પકડવામાં આવ્યો અને રાજદ્રોહના આરોપસર તેના પર કામ ચાલ્યું. પોતે જે સિદ્ધાંતોની ખાતર કષ્ટ વેઠી રહ્યો હતો એનો બચાવ કરનારૂં એક બચાવનામું તેણે ઘડી કાઢ્યું.

તેમાં તેણે લખેલું: " આઝાદી મારી પ્રિયમાં પ્રિય વસ્તુ છે. બધા પ્રામાણિક મનુષ્યોનો તે હક્ક છે. અને તેને ચહાવામાં જો અપરાધ થતો હોય તો હું મારો અપરાધ સ્વીકારી લઉં છું. "

પોતાની સ્ત્રી પર લખેલા પોતાના પત્રમાં ( જેને તે છેલ્લો જ પત્ર માની રહ્યો હતો ) તેણે નીચે મુજબ લખ્યું:

" હું જાણું છું કે સરકાર દાખલો બેસાડવા માગે છે. ગમે તે પરિણામ ખમવાને હું તૈયાર જ છું. મને શું જીવતો જ દફનાવી દેવામાં આવશે ? મારી વહાલી ગિગિયા ! તેમ થાય તોયે હું તો એનો એ જ રહીશ. ઇશ્વર જ મારા હૃદયની સ્થિતિ જાણે છે. અને તેને એકલાને જ ખબર છે કે મારા પોતાના બળથી નહિ પણ તેની તરફથી આવતા બળને લીધે જ હું આટલી શાન્તિ

જાળવી રહ્યો છું. સેટમબ્રિનીની બીક ખરી પડી કારણ કે તેને કાળાપાણીની સજા આપી એરગાસટોલો નામના, ઇટલીના પશ્ચિમ કિનારાથી ત્રીસ માઇલ એક એકાંત દ્વિપમાં આવેલા કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. એ કિલ્લાની દિવાલોની પછવાડે એક વખત જનાર માણસ બહારની દુનિયા માટે મરણ જ પામતો; અને તેના વારસો ખૂશીથી તેની મિલક્ત પચાવી શકતા કારણકે તે કદાપિ પાછો આવી શકતો નહિ. કેદીઓથી ખીચો ખીચ ભરેલી એ કોટડીઓમાં દુર્ગંધ મારતી હવા હોવાને લીધે અનેક રોગોનો ઉપદ્રવ થતો. આવી રોગવાળી અંધારી કોટડીઓમાં દુ:ખી કેદીઓને એક સામટા ધકેલી દેવામાં આવતા. કબરમાં મળતી શાંતિ અને વિસ્મરણ આ કોટડીમાં જનારને બરાબર અનુભવવા મળતાં. ત્યાં તેઓને બહારનો નાનોશો સંદેશો પણ મળતો નહિ અને તેઓના પર અવર્ણ્ય દુ:ખો અને ક્રૂરતાઓ ગુજારવામાં આવતાં.

દરમિયાન રાજદ્વારી કેદીઓના મિત્રોએ તેઓને છોડવવાના પ્રયાસો કદી થંભાવ્યા નહિ. આમ કરવામાં સબળમાં સબળ કોશિષ મિ. ગ્લેડસ્ટનની હતી. જે મિ. (પાછળથી સર જેમ્સ) લેસેટાની મદદથી ગુપ્તવેશે નેપલ્સના કેદખાનાંઓ જોઇ આવ્યા હતા. પોતે જોયેલા દેખાવોથી તેના દિલમાં ભય અને ક્રોધની જ્વાળા ભભુકી ઉઠી. તેણે તરત જ પોતાના અનુભવોની કથા પ્રકટ કરી જેમાં તેણે નેપલ્સના બીજા ફરડિનાન્ડની સરકારને ‘ ઇશ્વરનો ઇનકાર ’ કરનારી સરકાર જાહેર કરી આખરે ચાલુ ફરિયાદોથી કંટાળીને અને કદાચ પોતાની ક્રુરતાથી થોડોઘણો શરમાઇને ફરડિનાન્ડે લોકોમાં અતિ વિખ્યાત થઇ ગયેલા પાંસઠ કેદીઓને છોડી મૂકયા. (૧૮૫૯). તેમાં બેરન પોયેરિયો અને સેટમ્બ્રિની પણ હતા. તેઓને ‘ સ્ટ્રોમબોલી ’ નામની નેપલ્સની એક આગબોટમાં બેસાડીને કાડિઝ લઇ જવામાં આવ્યા, જ્યાંથી તેઓને ન્યુયૉર્ક જતા એક અમેરિકન વહાણમાં બેસવાનું હતું.

સેટમબ્રિનીને રાફેલો નામનો એક પુત્ર હતો, જે બ્રિટિશ નૌકાસૈન્યમાં નોકરી હતો. જ્યારે ' સ્ટ્રોમબોલી ' આગબોટ કાડિઝ બંદરમાં દાખલ થઇ ત્યારે રાફેલો કોઇ અદ્ભૂત સુભાગ્યે એ જ બારામાં પડેલા એક વહાણુ ;પર જ હતો. તેનો પિતા નેપલ્સના છુટી ગયેલા દેશપારીઓમાં હોવાના આશ્ચર્યકારક સમાચાર તેણે બ્રિટિશ એલચી મારફત સાંભળ્યા. તેણે તરત જ સેટમબ્રિનીને મળવાની રજા મેળવી. કષ્ટસહનથી નિર્બળ બની ગયેલો સેટમબ્રિની પુત્રને જોઇ એટલા બધા આનંદમાં આવ્યો કે તે બેભાન થઇ ગયો. બીજી જ સવારે અમેરિકન આગબોટ દેશપારીઓને લઇને ઉપડી અને તે બારૂં છોડી ગઇ એ પહેલાં થોડી જ વારે મેલા પોશાકવાળો જુઆન રોડરીગૂઝ નામનો એક યુવક એજ આગબોટના રસોડામાં નોકરી રહી ગયો. તે ઇટાલિયન ભાષા જાણતો હતો તેથી અને દેશપારીઓને તે ઉપયોગી થઇ પડે તેમ હોવાથી કેપ્ટને તેને ખાસ કરીને નોકરીએ રાખી લીધો હતો. હજી વહાણુ બહુ આગળ ગયું ન હતું એટલામાં તો એ યુવક એકાએક એક બ્રિટિશ અધિકારીના પોશાકમાં દેખાયો અને સેટમબ્રિનીએ ભારે વિસ્મય વચ્ચે પોતાના પુત્રને ઓળખ્યો. રાફેલોએ કેપ્ટનને વહાણુનો કબજો છોડી દેવાનું કહ્યું અને નાવિકો પણુ તેની કથા સાંભળ્યા પછી તેના પક્ષમાં ભળી હોવાથી કેપ્ટન બળવાના ભયથી માની ગયો. રાફેલોએ વહાણુને ઇંગ્લાંડ ભણી હંકાર્યું અને પ્લીમથમાં આણીને લાંગર્યું. અહીં એ ઇટાલિયન વીરોનું અત્યંત મિત્રાચારીભર્યું સ્વાગત થયું કારણુ કે પોતાના રાષ્ટ્રાભિમાનના ઉચ્ચ આદર્શને બેવફા નિવડવા કરતાં જીવનપર્યંત કષ્ટો અને અત્યાચારો સહી લેનાર શૂરાઓ પ્રત્યે પોતાની સહાનુભૂતિ બતાવવામાં અંગ્રેજોએ કશી કચાશ રાખી નહિ.

—※—

## પ્રકરણ ચૌદમું.

### વીર વિક્ટર ઇમેન્યુઅલ.

વેનિસ ઓસ્ટ્રિયનોને શરણે ગયું એટલે ઇટાલિયન સ્વતંત્રતાના વિગ્રહનો ત્યાંથી જ અન્ત આવ્યો. ઉત્સાહભર્યા પ્રયાસો, આપભોગ અને વીરત્વથી ઉછળી રહેલાએ અઢાર માસ ઓસ્ટ્રિયાની સત્તા તોડવાને પૂરતા નિવડયા નહિ. તેની સામે તલવાર ઉઠાવનાર પ્રત્યેક રાજ્યને દાબી દેવામાં આવ્યું. માત્ર એક જ રાજ્ય અડગ રહ્યું. સાર્ડિનિયાના રાજ્યમાં હજી યે ત્રિરંગી ધ્વજ ફરકી રહ્યા હતા અને અગળ મનવાળો અને દૃઢ ધૈર્યવાળો દેશાભિમાની રાજા ભવિષ્ય ભણી એવી આશા રાખી જોઇ રહ્યો હતો કે ભૂતકાળનાં બધાં દુર્ભાગ્યો ભૂલાઇ જાય એવું ઉજવળ ભાવિ જરૂર પાસે આવી રહ્યું.

વિક્ટર ઇમેન્યુઅલ બીજો રાજ્યગાદીએ આવ્યો તે વખતે તે અનેક વિપત્તિયોથી ઘેરાયેલો હતો. તેની ફોજ હાર ખાઇને પાછી પડી હતી, તેનો ખજાનો ખાલી પડયો હતો અને તેનો વિજેતા શત્રુ તેના રાજ્યનો મજબૂતમાં મજબૂત કિલ્લો પચાવીને બેઠો હતો. જ્યારે તેની પ્રજાને બાતમી મળી કે સુલેહના બદલામાં ઓસ્ટ્રિયનો એલેસાંડ્રિયામાં અડ્ડો જમાવીને બેસવાના હતા, વેનિસના કેટલાક ભાગનો તેઓને હાથે નાશ થવાનો હતો અને આખા મુલક પર કચડી નાખનારો વિગ્રહવેરો લાદવાનો હતો ત્યારે તેઓની નિરાશાનું બધું વિષ અને તેઓના ક્રોધનો બધો અગ્નિ રાજા પર ઉતર્યાં. આવા અનિષ્ઠ આવકારમાંથી છટકી જવાને તે રાતને સમયે ટયુરિનમાં દાખલ થયો; જ્યારે તે લોકસભામાં પ્રજાને બક્ષેલા રાજ્યબંધારણ પ્રત્યે વફાદાર રહેવાના શપથ લેવાને હાજર થયો ત્યારે લોકો સક્રોધ શાંતિ જાળવીને જ બેસી રહ્યા અને

જાહેરમાં તેને ધન્યવાદ પણ આપવામાં આવ્યો નહિ. સુલેહની શરતોથી ક્રોધાવેશમાં આવી ગયેલા પ્રજાસત્તાક દળે જીનોવામાં ભયંકર વિપ્લવ જગાવ્યો; અને એ બખેડાને દાબી દેવાને જનરલ લા મારમોરાને લશ્કર સહિત મોકલવામાં આવ્યો. અન્તે, લોકસભાએ ઓસ્ટ્રિયા સાથેના કોલકરારોને પોતાની સંમતિ આપવાનો ચોકખો ઇનકાર કર્યો. પણ વિકટર ઇમેન્યુઅલ બીજો 'અસ્થિર મનનો રાજા' ન્હોતો. જરાય દઢતા ન બતાવવાની તેના બાપની પ્રાણઘાતક આદત તેનામાં ન્હોતી. ઉલટું, સબળ વિરોધની સામે પણ તે પોતાનું ધાર્યું કરી શકે તેવો હતો અને રેડેઝકી સાથે પોતાની ઇચ્છા વિરૂદ્ધ કરેલા કોલકરારો તે તોડવા માગતો ન્હોતો. તણે લોકસભાનું બે વાર વિસર્જન કર્યું અને બીજી વારના વિસર્જન વખતે—૧૮૪૯ ના નવેમ્બરમાં—તેણે મોનકેલીરીમાં આવેલા પોતાના દુર્ગમાંથી બાદશાહી ઢંઢેરો બહાર પાડયો. તેમાં તેણે પોતે આપેલા વચનને વળગી રહેવાનો પોતાનો દઢ નિશ્ચય સાફ જણાવી દીધો. નવી લોકસભાના નેતાઓને લાગ્યું કે તેઓને મક્કમ હૃદયના રાજા સાથે કામ પડયુ હતું અને આથી તેઓએ એ કોલકરારોને ૧૮૫૩ ના જાન્યુઆરીમાં મંજૂર રાખ્યા.

વિકટર ઇમેન્યુઅલને તેના બાપ તરફથી વારસામાં દેખાવડાપણું કે સભ્ય રીતભાતો બિલકુલ મળ્યાં ન્હોતાં. તેની બોલવાની ઢબ સાવ કર્કશ હતી. તેનું કદ ટૂંકું અને ખૂબ જાડું હતું. તેનાં બધાં અવયવો મજબૂત હતાં અને તેની લાંબી કાળી મૂછોને ચડાવવાની તેની પદ્ધતી એવી હતી કે તેથી તે જુસ્સાદાર અને લશ્કરી દેખાવવાળો જણાતો. તે હમેશાં પોતાની વિરૂધ્ધ એક વાત કહેતો, જેથી શ્રોતાઓને ઘણી રમૂજ પડતી. એક વખત તે શિકાર કરવા નીકળેલો. ફરતો ફરતો તે એવા પ્રદેશમાં જઇ ચડયો કે જ્યાં તે બહુ જાણીતો ન્હોતો. એવામાં એક સ્ત્રી ઇંડાંથી ભરેલી ટોપલી લઇને શિકારીઓ પાસે આવી ચડી. પાસે જ ઉભેલા એક સાધારણ

પોશાકવાળા માણસે તેના હાથમાંથી ટોપલી લઇ લીધી અને તેની સાથે માયાળુપણે વાત કરવા લાગ્યો. પેલી સ્ત્રીએ એ માણસને રાજાનાં દર્શન કરવાની પોતાના ઇચ્છા દર્શાવી.

" હું જ રાજા છું, " વિક્ટર ઇમેન્યુઅલે કહ્યું.

" ના ના ! " સ્ત્રી બોલી ઉઠી. " હું એ માનું જ નહિને ! રાણી જેવી પરમ સુંદર સ્ત્રી તમારા જેવા કદરૂપા માણસને પરણવાનો સ્વપ્ને મે ખ્યાલ કરે નહિ ! "

રાજાના બધા શોખો એક લડવૈયા અને ખરા રમતબાજને છાજે તેવા હતા. દરબારી જીવનની મર્યાદાઓ અને વિધયો તેને બિલકુલ પસંદ ન્હોતી અને સાધારણ કપડાં પહેરીને જ્યારે તે પોતાની બંદૂક સાથે જંગલમાં કે પહાડો પર રખડતો ત્યારે તે ખૂબ આનંદ પામતો. તે પોતાના વિચિત્ર શિકારી પોશાકમાં એક વખત ભટકતો હતો એવામાં એક બુઢ્ઢી સ્ત્રી તેને મળી, જે તેને જોઇને બોલી ઉઠી: " અમ જેવા રંક ઉપર આટઆટલો કર લાદવામાં આવે છે છતાં વિક્ટરને નવા કપડાં યે પહેરવાને આપવામાં આવતાં નથી એ કેવી શરમની વાત ? "

વિક્ટર ઇમેન્યુઅલે ઓસ્ટ્રિયા સામેના વિગ્રહમાં પોતાની બહાદૂરી અને નિપુણતા બતાવી આપી હતી. ગોઇટો મુકામે તેની સરદારી હેઠળ જ જીત મેળવી શકાઇ હતી એક નજરે જોનાર, ડ્યુક ડીડિનો જણાવે છે, " એક પળ એક એવી હતી કે વિજયમાળ ઓસ્ટ્રિયનોના ગળામાં જ પડવાની તૈયારી હતી. એ જ વખતે એક જુવાન સરદારને મારી પાંસેથી વંટોળિયાની જેમ પસાર થતો મેં જોયો. તેના આરબી ઘોડાના મોંમાંથી ફીણ નીકળી રહ્યાં હતાં અને તેની એડીઓ લોહીલોહાણ થઇ ગઇ હતી. અગ્નિ ઝરતી આંખોવાળો અને ઉંચી ચડાવેલી ભરાવદાર મૂછોવાળો એ વીર પુરૂષ તલવાર હલાવતો પોતાના બહાદૂર સૈનિકો ભણી દોડી ગયો અને પોકારી ઉઠ્યો: ' સેવોયની માનરક્ષા ખાતર મારે પગલે



 વિક્ટર ઇમેન્યુઅલ.

K. A. W. Vardhman & Sons Bombay

પોશાકવાળા માણસે તેના હાથમાંથી ટોપલી લઇ લીધી અને તેની સાથે માયાળુપણે વાત કરવા લાગ્યો. પેલી સ્ત્રીએ એ માણસને રાજાનાં દર્શન કરવાની પોતાના ઇચ્છા દર્શાવી.

"હું જ રાજા છું," વિકટર ઇમેન્યુઅલે કહ્યું.

"ના ના!" સ્ત્રી બોલી ઉઠી. "હું એ માનું જ નહિને! રાણી જેવી પરમ સુંદર સ્ત્રી તમારા જેવા કદ્રૂપા માણસને પરણવાનો સ્વપ્ને મે ખ્યાલ કરે નહિ!"

રાજાના બધા શોખો એક લડવૈયા અને ખરા રમતબાજને છાજે તેવા હતા. દરબારી જીવનની મર્યાદાઓ અને વિધિયો તેને બિલકુલ પસંદ ન્હોતી અને સાધારણ કપડાં પહેરીને જ્યારે તે પોતાની બંદૂક સાથે જંગલમાં કે પહાડો પર રખડતો ત્યારે તે ખૂબ આનંદ પામતો. તે પોતાના વિચિત્ર શિકારી પોશાકમાં એક વખત ભટકતો હતો એવામાં એક બુઢ્ઢી સ્ત્રી તેને મળી, જે તેને જોઇને બોલી ઉઠી: "અમ જેવા રંક ઉપર આટઆટલો કર લાદવામાં આવે છે છતાં વિકટરને નવા કપડાં યે પહેરવાને આપવામાં આવતાં નથી એ કેવી શરમની વાત?"

વિકટર ઇમેન્યુઅલે ઓસ્ટ્રિયા સામેના વિગ્રહમાં પોતાની બહાદુરી અને નિપુણતા બતાવી આપી હતી. ગોઇટો મુકામે તેની સરદારી હેઠળ જ જીત મેળવી શકાઇ હતી એક નજરે જોનાર, ડયુક ડીડિનો જણાવે છે, "એક પળ એક એવી હતી કે વિજયમાળ ઓસ્ટ્રિયનોના ગળામાં જ પડવાની તૈયારી હતી. એ જ વખતે એક જુવાન સરદારને મારી પાંસેથી વંટોળિયાની જેમ પસાર થતો મેં જોયો. તેના આરબી ઘોડાના મોંમાંથી ફીણ નીકળી રહ્યાં હતાં અને તેની એડીઓ લોહીલોહાણ થઇ ગઇ હતી. અગ્ની ઝરતી આંખોવાળો અને ઉંચી ચડાવેલી ભરાવદાર મૂછોવાળો એ વીર પુરૂષ તલવાર હલાવતો પોતાના બહાદુર સૈનિકો ભણી દોડી ગયો અને પોકારી ઉઠયો: 'સેવોયની માનરક્ષા ખાતર મારે પગલે

પોશાકવાળા માણસે તેના હાથમાંથી ટોપલી લઇ લીધી અને તેની સાથે આયાળુપણે વાત કરવા લાગ્યો. પેલી સ્ત્રીએ એ માણસને રાજાનાં દર્શન કરવાની પોતાના ઇચ્છા દર્શાવી.

"હું જ રાજા છું," વિક્ટર ઇમેન્યુઅલે કહ્યું.

"ના ના !" સ્ત્રી બોલી ઉઠી. "હું એ માનું જ નહિને ! રાણી જેવી પરમ સુંદર સ્ત્રી તમારા જેવા કદ્રૂપા માણસને પરણવાનો સ્વપ્ને મે ખ્યાલ કરે નહિ !"

રાજાના બધા શોખો એક લડવૈયા અને ખરા રમતબાજને છાજે તેવા હતા. દરબારી જીવનની મર્યાદાઓ અને વિધિયો તેને બિલકુલ પસંદ ન્હોતી અને સાધારણ કપડાં પહેરીને જ્યારે તે પોતાની બંદૂક સાથે જંગલમાં કે પહાડો પર રખડતો ત્યારે તે ખૂબ આનંદ પામતો. તે પોતાના વિચિત્ર શિકારી પોશાકમાં એક વખત ભટકતો હતો. એવામાં એક બુઢ્ઢી સ્ત્રી તેને મળી, જે તેને જોઇને બોલી ઉઠી: "અમ જેવા રંક ઉપર આટઆટલો કર લાદવામાં આવે છે છતાં વિક્ટરને નવા કપડાં યે પહેરવાને આપવામાં આવતાં નથી એ કેવી શરમની વાત ?"

વિક્ટર ઇમેન્યુઅલે ઓસ્ટ્રિયા સામેના વિગ્રહમાં પોતાની બહાદૂરી અને નિપુણતા બતાવી આપી હતી. ગોઇટો મુકામે તેની સરદારી હેઠળ જ જીત મેળવી શકાઇ હતી એક નજરે જોનાર, ડ્યુક ડીડિનો જણાવે છે, "એક પળ એક એવી હતી કે વિજયમાળ ઓસ્ટ્રિયનોના ગળામાં જ પડવાની તૈયારી હતી. એ જ વખતે એક જુવાન સરદારને મારી પાંસેથી વંટોળિયાની જેમ પસાર થતો મેં જોયો. તેના આરબી ઘોડાના મોંમાંથી ફીણ નીકળી રહ્યાં હતાં અને તેની એડીઓ લોહીલોહાણ થઇ ગઇ હતી. અગ્ની ઝરતી આંખોવાળો અને ઉંચી ચડાવેલી ભરાવદાર મૂછોવાળો એ વીર પુરુષ તલવાર હલાવતો પોતાના બહાદૂર સૈનિકો ભણી દોડી ગયો અને પોકારી ઉઠયો: 'સેવોયની માનરક્ષા ખાતર મારે પગલે

પગલે ચાલ્યા આવો !' પોતાના જીવનની આમ આટલી હિમ્મતથી યાહુતિ આપવા તૈયાર થયેલો સરદાર કોણ હતો એ મેં એક સૈનિકને પૂછ્યું. મને જવાબ મળ્યો: "એ તો સેવોયનો ઉમરાવ."

ઇટલીના ભાવિનો ઘણોખરો આધાર જુવાન રાજા ઉપર જ હતો અને સારે નશીબે તેનામાં ચારિત્ર્યબળ અને પ્રામાણિકતા હોવાથી તે પ્રજાનો વિશ્વાસ જીતી શક્યો. વધારે નશીબની વાત તો એ હતી કે તેનો મુખ્ય સલાહકાર, ઉચ્ચ આદર્શવાળો અને અમીરી સ્વભાવવાળો કાઉન્ટ માસિમો ડીએઝેગ્લિઓ જેવો માણસ હતો. આ ઉમરાવ એક વિખ્યાત ચિત્રકાર અને ગ્રંથકર્તા હતો અને સ્વાતંત્ર્ય વિગ્રહના પહેલા જ યુદ્ધમાં તેણે સૈનિક તરીકે પણ કીર્તિ મેળવી હતી, જે વખતે તે વિસેન્ઝાના ઘેરામાં જખમી થઇને પડ્યો હતો. ઇટાલિયન નાગરિકો તરીકે પોતાના ધર્મનો ઉચ્ચ આદર્શ પોતાના દેશબંધુઓને સમજાવવા માટે તેણે પુષ્કળ પ્રયાસો કર્યા હતા. તે કહેતો, "આપણે ઇટલીનું ભાવિ ઘડીએ એ પૂર્વે તો આપણે ઇટાલિયનોનું ભાવિ ઘડી રાખવું જોઇએ." જુવાન રાજા ઉપર તેનો પ્રભાવ બહુ સારો પડતો અને વિરોધ કે લોકોની અપ્રિયતા છતાં તે તેને સત્યના પન્થે જ ચાલવાનું ઉત્તેજન આપતો.

"પોતાના રાજા પાસેથી," એઝેગ્લિયોએ કહ્યું, "સારો ઉદાહરણ મેળવવાનો પ્રજાને તો હક્ક છે; ઇતિહાસમાં ઘણા થોડા જ પ્રામાણિક રાજાઓ થઇ ગયા છે; એવા રાજાઓની પરંપરાનો આરંભ કરવો એ એક સુંદર પહેલ કરી કહેવાશે. રસ્તે ચાલતા એક માણસને પોતાનો મત પ્રદર્શિત કરવાનો અને તેને વળગી રહેવાનો જેટલો હક્ક છે તેટલો જ રાજાને છે એ સિદ્ધાંત આપણે હરગીજ ન વિસરીએ."

"એ તો મારે મન સહેલું છે. વિકટર ઇમેન્યુઅલે કહ્યું.

"ત્યારે તો" એઝેગ્લિયોએ ઉત્તર આપ્યો, "અમને ખરેખરો માની રાજા મળ્યો કહેવાય."

ઉપલા વાક્યથી રાજા ખૂશ થઇ ગયો અને વસ્તીપત્રકમાં તેનો ધંધો લખવાનું જ્યારે તેને કહેવામાં આવ્યું ત્યારે તેણે તેમાં લખ્યું: "માની રાજા." આ ઉપનામ તેની પ્રજામાં મશહુર થઈ પડયું અને તેની વર્તણુક એ ઉપનામને શોભાવે તેવી જ હતી.

પોતાની સામે ઘુરકી રહેલી વિટંબનાઓનું વિકટર ઇમેન્યુઅલને પુરેપૂરૂં ભાન હતું. "સાર્ડિનિયાનો રાજમુગટ," તેણે કહ્યું, "હમણાં તો નમી ગયો છે. તેને પાછો ઉચ્ચો કરવાને આપણે મારે ગૌરવ બતાવવું પડશે." તેને "શાંતિનું આળસુ જીવન" જરાય પસંદ ન્હોતું અને ઓસ્ટ્રિયા સામે ફરી લડાઇ જગાવવાની તે આતુરતાપુર્વક રાહ જોઇ રહ્યો હતો. આમ છતાં તે જાણતો હતો કે પ્રથમ પહેલાં તેણે પોતાના રાજ્યનો બંદોબસ્ત બરાબર કરવો જોઇએ અને સારા શાસનતંત્ર વડે પોતાની શક્તિને સબળ બનાવવી જોઇએ. પણ ઇટલીની ભાવિ પ્રભુતા માટે મરી ફીટવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી એ વાત તે કદી ભૂલી શક્યો નહિ. એઝેગ્લિયોના બધાય ઉચ્ચ આદર્શો અને ભક્તિપૂર્ણ દેશાભિમાન; જુવાન રાજાની બધીય નૈતિક હિમ્મત, એ મહાન્ કાર્યની સાધના અર્થે ખર્ચી નાખવાં પડે તેમ હતાં. પણ આ ભવ્ય સાધનાનું મુખ્ય માન વિકટર ઇમેન્યુઅલ કે કાઉંટ ડીએઝેગ્લિયોના કરતાં કોઈ વધુ મોટા પુરૂષને લલાટે લખાયેલું હતું. એ પુરૂષ તે કાઉંટ કામિલ કાવુર.

કામિલ કાવુર ૧૮૧૦ માં જન્મ્યો હતો અને તે ગેરિબાલ્ડી કરતાં ત્રણ વર્ષે અને મેઝિની કરતાં પાંચ વર્ષે નાનો હતો. તે ધનાઢ્ય મારક્વિસ-માઇકલ કાવૂરનો બીજો પુત્ર હતો અને તે ટયુરિનમાં 'પેલેઝો કાવૂરમાં રહેતો હતો. જ્યારે તે દસ વર્ષનો હતો ત્યારે તેને ચાર્લ્સ આલ્બર્ટના એક અનુચર તરીકે પસંદ કરવામાં આવ્યો. એ વખતે ચાર્લ્સ આલ્બર્ટ વિકટર ઇમેન્યુઅલ પહેલાના દરબારમાં રહેતો હતો. રાજાની આ પસંદગીથી કાવૂર કુટુંબને ભારે

આનંદ થયો પણ કામિલને તેથી કશો હર્ષ થયો નહિ. દરબારની સખ્ત વિધિયો અને નીરસ જીવનથી એ ચાલાક છોકરાને ભારે મુંઝવણ થતી. પાછળથી આ અનુચરનો પદવીને તે ' ઘોડાવાળાની જગ્યા' કહેતો. તેને આ કામ પ્રત્યે તિરસ્કાર જ હતો, અને મોટે ભાગે તે પોતાની ફરજ ઉપર ઉપરથી સારી લાગે તેવી રીતે બજાવી લેતો હતો. તેની સ્વતંત્ર રીતભાતથી ચાર્લ્સ આલ્બર્ટનું મગજ ફર્યું અને થોડી જ વાર પછી તેને લશ્કરી શાળામાં પાછો મોકલવામાં આવ્યો. તે સૈનિક થવા ઈચ્છતો ન્હોતો પણ એ વખતના કુલીન કુટુંબવાળા છોકરાઓ માટે સૈનિક સિવાયની બીજી કોઇ કારકીર્દી કામની ગણાતી નહિ. આમ છતાં કાવૂરે પરીક્ષામાં પોતાનું પાણી એટલી સરસ રીતે બતાવી આપ્યું કે તેને એકદમ ઇજનેરોની હરોળમાં એક અધિકારી બનાવવામાં આવ્યો.

જીનોવા મુકામે પોતાના પિતામહને મળવા જતી વખતે કામિલના ઘણા દિવસો અત્યંત સુખપૂર્વક વ્યતીત થતા. તેનો પિતામહ કાઉંટ ડી સેલન નામચીન માણસ હતો. ફ્રેન્ચ વિપ્લવ જગાડનારા આઝાદીના મહાન્ આદર્શો પ્રત્યે તેની ભારે સહાનુભૂતિ હતી અને પ્રતિસ્પર્ધી રાષ્ટ્રોને લડતાં અટકાવવાને લવાદપંચ નિમવાની સૂચના કરનાર એ પહેલો જ હતો. પોતાના પિતામહના મકાનમાં કાવૂરે પ્રજાની સ્વતંત્રતા, રાજકીય સુધારા અને શાસનતંત્રની નવી પદ્ધતિઓ વિષે પુષ્કળ વાતો સાંભળેલી. તેના આ વિપ્લવવાદી વિચારોથી તેનાં સગાસંબંધી ખૂબ ભડકી ઉઠયા; કામિલને બીજા યુવકોથી જૂદા જ પ્રકારનો જોઇ તથા નાટકો તેમજ બીજી મોજમજાઓને મૂકી તેને માત્ર રાજકીય વિષયોમાં જ તલ્લીન થયેલો જોઇ તેઓને તેના પર ભારે દયા આવી.

૧૮૩૦ માં જ્યારે તે વીસ વર્ષનો થયો ત્યારે કામિલ કાવૂરને તેની ઇજનેરોની ટુકડીની જોડે જીનોવા મોકલવામાં આવ્યો. તે પોતાના ઉદારમતવાદી વિચારોનો પ્રચાર કરી રહ્યો હતો એ દર-

સિયાન પોલિસ જાસુસોએ આ બાતમી તેના ઉપરિઓને પહોંચાડી. “ આખું શહેર જાસૂસોથી ઉભરાઇ રહ્યું છે, ” તેણે કાઉંટ ડી સેલનને લખ્યું; “ અમારા બધા શબ્દો અને હું તો ધારૂં છું કે અમારા બધા વિચારો સુદ્ધાં એ લોકોની ફરિયાદનો વિષય થઇ પડે છે. ” ફાવે તેમ વાતો કરતો અટકાવવા સારૂ કામિલને ઓસ્ટાની ખીણમાં બાર્ડ મુકામે આવેલા એક એકાંત પહાડી કિલ્લામાં એક વર્ષની સૈનિકની નોકરી કરવાને મોકલી આપવામાં આવ્યો. આ જ અરસામાં ગ્વીસેપ મેઝિની સેવોનાની જેલમાં બહુ વિચારો કરવાના અપરાધની સજા ભોગવી રહ્યો હતો. બન્ને બાબતમાં થયેલી સજાઓની ધાર્યા કરતાં ઉલટી જ અસર થઇ. જુવાન મેઝિનીએ ઇટાલિયન આઝાદી માટે લડત ચલાવવામાં વધુ મક્કમ બનીને કેદખાનું છોડયું. બાર્ડમાં આખું વર્ષ એકાંતમાં ગાળ્યા પછી જુવાન કાવુરે નિશ્ચય કરી લીધો કે પોતાના અંતરના નાદ મુજબ રહેવા માગતો કોઇપણ પ્રામાણિક માણસ સાર્ડિનિયન સેનામાં ઉંચો હોદ્દો મેળવવાની આશા રાખી શકે નહિ. આથી તેણે પોતાની પદવીનું રાજીનામું આપ્યું અને ૧૮૩૨માં ટયુરિન પાછો આવ્યો. તેને ઘેર પાછો આવેલો જોઇને તેનાં સગાંવહાલાંઓ તેના પર ચીડાઇ ગયાં. જે ધંધામાં તેની બુદ્ધિસત્તા અને તેના કુટુંબના વગવશીલાને લીધે તે જરૂર ફાવત તે ધંધો પોતાના કહેવાતા રાજકીય અભિપ્રાયોની ખાતર તેણે છોડી દીધો, એ જાણીને કાવુરની બાલિશ મૂર્ખતા માટે તેના સંબંધીઓને ગુસ્સો જ ચડયો.

કામિલ જે વખતે બાર્ડમાં એકાંત કેદ ભોગવી રહ્યો હતો તે વખતે ચાર્લ્સ આલ્બર્ટ તેના કાકા ચાર્લ્સ ફેલિકસની જગ્યાએ સાર્ડિનિયાની ગાદીએ આવ્યો. તેના રાજ્યના શરૂઆતનાં વર્ષો દરમિયાન તે બધા ઉદારમતવાદી વિચારોની સામો જ થયો અને એ પક્ષવાળો કોઇપણ શખ્સ રાજાનો કૃપાપાત્ર બની શકતો નહિ. આથી ઘેર આવેલા કાવૂરની મુશીબતોમાં વધારોજ થયો કારણ કે

કાવૂર કુટુંબ તો રાજાનું પકકું અનુયાયી હતું. મારકિવસ કાવૂર રાજદરબારમા ટ્યુરિનના સૂબા તરીકે મહત્ત્વની પદવી ભોગવતો હતો. તેની વગથી કમિલ સહેલાઇથી કોઇ સારી જગ્યા મેળવી શકત પણ તે બ્યાજબી વર્તન ચલાવે અને પોતાના વાંધાભર્યા અભિપ્રાયો પોતાની પાસે જ રહેવા દે ત્યારે જ તેમ બને તેમ હતું. પણ કાવૂર તો લોકહિતનું કાર્ય કરવા તલસી રહ્યો હતો. તેને લાગતું કે તેની બુદ્ધિ એજ કાર્ય માટે વધારે લાયક હતી. તે કહે છે, " હું કોઇ એક સવારે જાગી જઉં અને જોઉં કે હું તો ઇટલીનો મહાન સચિવ થઇ પડયો છુઃ મને એ દિવસોમાં આવી સ્થિતિ વધારે સ્વાભાવિક લાગતી હતી. " પોતાના ભવિષ્યની ખાતર પોતાનાં સિદ્ધાંતોનો ભોગ આપવામાં તેનો ઉત્સાહ અજબ હતો અને પોતાના ઉદારમતવાદી અભિપ્રાયોથી તે જરાય શરમાતો નહિ. તે કહેતો. " આ વિચારો મારા અસ્તિત્વનો એક અગત્યનો ભાગ છે. આ દેહ છે ત્યાં લગી હું તેનો પ્રચાર કરીશ, તે શીખવીશ અને તેનો અમલ કરીશ. "

પણ કામિલ નાનો પુત્ર હોઇ તેણે સ્વાવલંબન આચરી કંઇ ધંધો કરવો જ જોઇએ અને તેને એક સુંદર વિચાર આવ્યો લેરી આગળ તેના બાપની મોટી મિલકત હતી અને કુટુંબ ટ્યુરિનમાં રહેતું હોવાથી આ જમીનની સંભાળ લેવાતી ન્હોતી. તેણે પ્રથમ તો કબૂલ કર્યું કે કોબી અને બેટરૂટ વચ્ચેનો ભેદ તે જાણતો ન્હોતો છતાં એ કારણસર તે ખેતરનું કામ ન કરી શકે એવું કંઇ ન્હોતું એટલે તેણે એ જમીન સંભાળી લેવાની રજા માગી. બાવીસ વર્ષના જુવાન માટે એ કાર્ય ભારે જવાબદારીનું હતું છતાં તેના બાપે તેને તેની યોજના અજમાવી જોવાની તક આપી. લેરીમાં જ ગોંધાઇ રહેવા માટે જયારે કામિલ ઉપડયો ત્યારે તેને લાગ્યું કે પોતાની માતૃભૂમિની સેવા કરી પ્રખ્યાત થવાની દરેક તકને તે દફનાવી જ રહ્યો હતો. તેને એ વખતે થોડુંજ

ભાન હતું કે ખેડૂતનું જીવન જ તેને ભવિષ્યના કાર્ય માટે તૈયાર થવાની તાલીમ આપશે અને ઇટલીના મહાસચિવ બનવાના તેના મનોરથ માટે તેને તૈયાર કરશે.

પોતે જે કામ હાથમાં લેતો તે પોતાના બધાય બળથી પૂરૂં કરવાની તેની આદત હતી. અને તે ખેડૂતના ધંધાની બારીકમાં બારીક વિગત સમજવાની મહેનત કરવા લાગ્યો. તે એક નાના ઘરમાં રહેતો અને તેની સાથે એક નોકર જ હતો. ચોખાનાં ખેતરોમાં પોતાના મજૂરોની જોડે કામ કરવાને તે પરોઢિયે ઉઠતો અને ગામડાંઓની બજારોમાં ખરીદી તથા વેચાણ કરવાને તે પોતે જ જતો. તેણે ખાળકૂંડીઓ, નહેરકામ અને બીજા કેટલાક સુધારા કરવામાં દ્રવ્ય ખર્ચ્યું અને જોતજોતામાં લેરીનાં ખેતરો એકદમ આબાદ થઇ ગયાં. પછી તેણે વધુ જમીન ખરીદી અને નવાં સાહસો આદરવા માંડયાં અને ઉદ્યમ તથા સાહસવૃત્તિ વડે તે તવંગર થઇ પડયો અને અનુભવી માણસ ગણાવા લાગ્યો. તે પ્રસંગોપાત મજૂરોને રજા આપતો, જે વખતે તે હમેશાં બહાર જઇ આવતો. પેરિસમાં તે લોકોની સાથે ખૂબ ભેળાતો આમ એ વખતના મહાન્ વિચારકોના સંસર્ગમાં આવવાથી તેના વિચારો વધારે ઉદાર બન્યા. ઇંગ્લાંડમાં તેનો પુષ્કળ સમય કાનૂનો અને કાનૂનમંડળોનો અભ્યાસ કરવામાં વ્યતીત થતો અને આઝાદી તથા બંદોબસ્તના ભેગાં અસ્તિત્વવાળા ઇંગ્લાંડના તે ભારે વખાણ કરતો.

ઇંગ્લાંડમાં જ કાવૂરને નિરંકુશ વર્તમાનપત્રોના અતુલ બળની પ્રતીતિ થઇ કારણ કે એવા વર્તમાનપત્રોમાં કોઇપણ વિષય ચર્ચી શકાય અને ગમે તેવા અભિપ્રાયો છચોક દર્શાવી શકાય. ઇટલીમાં તો પોલિસની રજા વગર કશું પ્રકટ કરી શકાતું નહિ અને રાજકીય વિષયમાં કશી ટીકા પણ કરી શકાતી નહિ. ૧૮૪૭ માં ચાર્લ્સ આલ્બર્ટે જ્યારે છાપાંને વધુ છુટાપણું આપ્યું ત્યારે ઉદાર-મતવાદી પક્ષને મદદ કરવાની ઉચિત તકની રાહ જોઇ રહેલા કાવૂરે

આ અવસર બરાબર સાધ્યો. લેરીનાં ખેતરો એટલાં બધાં વ્યવસ્થિત હતાં કે ત્યાં લાગલાગટ પંદર વર્ષ ગાળ્યાં પછી હવે તે ટયુરિનમાં પોતાના મકાનમાં જ પોતાનું કેન્દ્ર રાખવા સમર્થ થયો. માસિમો ડીએઝેગ્લિયો, ગિયોબરટી અને બીજા અગ્રેસર માણસોની સહાયથી ' ઇલરીસોર્ગિમેન્ટો ' નામનું એક છાપું શરૂ કર્યું. છાપાના મુખપત્ર પર તંત્રીના વિચારો દર્શાવાતા કારણ કે " ઇલ રીસોર્ગિમેન્ટો ' (પુનરૂદ્ધાર)—આ જ નામ ઉદારમતવાદીઓએ ઇટલીની આઝાદી અને સ્વતંત્રતા માટેની પ્રવૃત્તિને આપ્યું હતું. કાવૂરે રાજ્યબંધારણ અને પ્રજામંડળની માગણી ચાલૂ જ રાખી અને જ્યારે અન્તે ચાર્લ્સ આલ્બર્ટે આ હક્કો બક્ષ્યા ત્યારે તે લોકસભામાં ટયુરિનના પ્રતીનિધી તરીકે ચુંટાયો હતો.

૧૮૪૮ ના માર્ચમાં મિલાનના પાંચ દિવસની બાતમી ટયુરિનમાં ફેલાઈ અને પીડમોંટવાસીઓએ ભારે આવેશમાં આવી જઇને પોતાના લોમ્બાર્ડવાસી બંધુઓની કુમકે જવાનો પોતાનો ઇરાદો ખૂલ્લેખૂલ્લી રીતે જણાવી દીધો. પરંતુ ચાર્લ્સ આલ્બર્ટ અને તેના સચિવો કંઇ પણ પગલું લેતાં અચકાયા. તા. ૨૩ મી માર્ચના રોજ કાવૂરે પોતાના અખબારમાં એક ભારે ઉત્તેજક લેખ લખ્યો. તેમાં તેણે જણાવ્યું કે " સેવાય કુટુંબના રાજા માટે અનુપમ અવસર આવી લાગ્યો છે; સક્રમ નિશ્ચય કરી લેવાનો વખત આવી લાગ્યો છે. કોઈક સામ્રાજ્યો અને રાષ્ટ્રોનાં ભાવિ નકકી કરનારો અવસર આવી ચૂકયો છે. " આમ લખી તેણે " તાબડતોબ લડાઇ જગાડવાનો પોકાર કર્યો. પ્રજાની લાગણી રજુ કરનારી માગણીની અવગણના કરવાનું રાજા અને તેના સચિવ મંડળથી બની શકયું નહિ અને ચોવીસ કલાકની અંદર તો આઝાદીની લડાઇનું રણશીંગુ ફુંકાયું.

સાર્ડિનિયન સેનાને ખમવી પડેલી ખુવારી અને હારોથી કાવૂરને ખૂબ લાગી આવ્યું રાજા અને તેના સલાહકારોએ જે ભૂલો કરી પ્રજા પર ભારે વિપત્તિઓ આણી મૂકેલી, તે ભૂલોથી કાવૂરનું

વ્યવહાર કૂશળ મગજ પણ મુંઝાઈ ગયું. તેને એમ લાગ્યું કે એ બધી વ્યવસ્થા તે પોતે વધારે સારી કરી શકત ! પણ ઇટલીના ઉદ્ધારની આશા કે શ્રદ્ધા તેણે કદી છોડી નહિ. "ચાલો, આપણે ફરી આરંભ કરીએ," તેણે કહ્યું, "અને બીજી વાર વધુ સારૂં કામ કરી બતાવીશું."

કાઉંટ ડીએઝેગ્લિયો કાવૂરનો જબરો પ્રસંસક હતો અને તેને એમજ લાગતું કે સચિવ મંડળમાં જે કોઇ જગ્યા પહેલી ખાલી પડે તેના પર તેનો જ અધિકાર હતો. પણ ટયુરિનના રાજદ્વારી પુરૂષોમાં કાવૂર અપ્રિય થઇ પડેલો. એ વખતના જૂના પુરાણા સંકુચિત વિચારવાળા માણસોના વિચારો તરફ તેને જેટલો અણગમો હતો તેટલો જ વિરોધ તે વિપ્લવવાદીઓ અને પ્રજાસત્તાક વાદીઓના વિચારો સામે દર્શાવતો. તે પોતાની સરખામણી લોલકની સાથે કરતો, જે એક વખત એક બાજુ જઇને બીજી બાજુ જાય છે અને પછી બન્નેની વચ્ચે આવીને સ્થિર રહી જાય છે. કાવૂર પોતાની બુદ્ધિમત્તાને લીધે જ પોતાના મગજનું સમતોલપણું જાળવી રાખતો અને પક્ષાપક્ષી અને પક્ષપાતથી તે અળગો રહેતો. આથી દરેક પ્રશ્નની બન્ને બાજુઓ તે સ્પષ્ટ રીતે નિરખી શકતો. આમ છતાં જેઓ કાવૂરના ખૂબ સંબંધમાં આવ્યા હતા તેઓ તેને કોઇ કુશળ મુત્સદ્દી કે નિપુણ વ્યાપારી ધારતા નહિ. તેઓ તો તેને હમેશાં આનંદી રહેનાર સાથી તરીકે, હમેશાં મધુર સ્વાભાવવાળા, મજાક અને મશ્કરી કરનારા, હાજરજવાબી અને રમૂજી, હેતાળ અને વફાદાર મિત્ર તરીકે જ ઓળખતા.

આ વખતના કાવૂરના ચિત્રોમાં તેને મધ્યમ ઉંચાઇવાળો મજબૂત શખ્સ ચિતર્યો છે. તેને ડગલો અને પહોળી બાંયવાળું પાટલુન પહેરાવવામાં આવ્યું છે અને જાણે દુનિયાને પોતાના ચશ્માસાંથી માયાળુ દ્રષ્ટિએ નિહાળી રહ્યો હોય એવો આલેખવામાં આવ્યો છે. તે સ્વિસ વંશમાંથી ઉતરી આવેલો હોવાથી તેનો બાંધો બેઠા ઘાટનો,

ચહેરો ભરાવદાર અને રંગ જરા આછો ગોરો હતો. તેનામાં જણાતી માનસિક સ્વતંત્રતા અને આઝાદી માટેનો સ્વાભાવિક પ્રેમ પણ સ્વિસ લોકોના લાક્ષણિક ગુણો છે. હમણાં તે ચાલીસ વર્ષનો હોઇ પોતાની મરદાનગીના બહારમાં હતો. જે થોડાં વર્ષ તે જીવવાનો હતો તેમાં તેની કારકીર્દીના અત્યંત યશસ્વી બનાવો બનવાના સરજાયેલા હતા. જો કે તેના વિરોધીઓ આ બાબતથી અજાણ હતા અને તેના મિત્રોએ ભાગ્યે જ એવો ખ્યાલ સુદ્ધાં કરેલો છતાં કાવૂર ક્યારનો મહાન્ નર થઇ ચૂક્યો હતો. તેણે અત્યાર સુધીમાં કોઈ અસાધારણ પ્રાપ્તિ મેળવી હતી એવું કંઇ ન્હોતું પણ તેનામાં મહાન્ થવાના બધા ગુણો હયાત હતા તેના જબરદસ્ત મગજ અને સર્વોપરિ ઇચ્છાશક્તિ ઉપરાંત તેનામાં માણસો તથા વસ્તુઓનો ખરો તોલ કરવાની શક્તિ હતી, યોગ્ય અવસરે યોગ્ય કાર્ય કરવાની અચૂક નિર્ણયશક્તિ હતી અને લક્ષ્યબિંદુ તથા તેની પ્રાપ્તિ માટેનાં સાધનો સંબંધી અજબ દીર્ઘદ્રષ્ટિ હતી. આવા દુર્લભ ગુણોને તેનું ઉત્સાહયુક્ત દેશાભિમાન અને માતૃભૂમિની સેવાની તેની ધગશ, વધારે દીપાવી રહ્યાં હતાં. માતૃભૂમિની સેવા તો તેને માટે આ પક્કામાં પક્કી ફરજ અને તેના જીવનનું એક સાચામાં સાચું અંગ થઇ પડ્યું હતું. આ જ તેનાં કાર્યોનું ઉત્પાદક તત્વ હતું, તેના સાફલ્યનો ભેદ હતો અને તેની કીર્તિનું પ્રેરક બળ હતું.



આ વિષય પર પોપ અને તેના પાદરીઓની જોડે ચર્ચા ચલાવવા માટે રોમ મોકલવામાં આવ્યો પરંતુ આ કટંકશીલ પ્રશ્ન સંબંધી કશીપણ તડજોડ કરવાને પોપની સરકાર તૈયાર ન હોવાથી, પીડમોંટની લોકસભાએ ૧૮૫૦ ના માર્ચમાં એ નવો કાયદો પસાર કરી નાખ્યો.

આ બાબતમાં થયેલી ચર્ચા દરમિયાન કાઉંટ કાવૂરે અસરકારક ભાષણ કર્યું. તેણે કહ્યું, "ખરો ધર્મ હમેશાં ન્યાય અને આઝાદીના પક્ષમાં જ હોઇ શકે અને સામાન્ય બુદ્ધિ પણ સ્વીકારે તેવા સુધારાથી દેવળના મોભાને હાનિ નહિ પહોંચતાં, ઉલટુ બળ મળશે." વળી તેણે એવો અભિપ્રાય દર્શાવ્યો કે: "નવા રાજ્ય બંધારણને આપણે જાળવી રાખવું જોઇએ જેથી એક પ્રજાપ્રિય રાજાના હાથ નીચેની આઝાદ સરકાર, ઇટલીની બાજુ સાચી શકિત પોતાની આસપાસ એકત્ર કરી શકે અને પ્રજાને ઉદ્ધારને પન્થે દોરી શકે." આ વીરતાભર્યા વચનોને લોકોએ ઉત્સાહપૂર્વક વધાવી લીધા અને બધાને એમ જ લાગ્યું કે પ્રજામંડળમાં કોઇ નવી સત્તા જાગૃત થઇ રહી હતી.

જો કે ઘણા પીડમોન્ટીસ પાદરીઓએ પોતે સિકાર્ડીના કાનૂનનું વ્યાજબીપણું સ્વીકાર્યું હતું છતાં ઘણા પાદરીઓ તેમ જ લોકો એમ પણ બબડવા લાગ્યા કે સરકાર વિશ્વાસભંગ કરી રહી હતી. અને દેવળના હક્કો પર કાપ મૂકી રહી હતી. ટયુરિનનો મુખ્ય પાદરી ફ્રાન્ઝોની તો એટલી હદે ગયો કે તેણે નવા કાનુનને ટેકો આપનારા કોઇ પણ શખ્સની ધર્મક્રિયાઓ નહિ કરવાની પોતાના પાદરીઓને સૂચના આપી દીધી. ધર્મક્રિયાથી વંચિત રહેનારાઓમાં કાઉંટ પીત્રો ડી સાન્ટા રોસા હતો. જે સચિવમંડળમાં કૃષિ સચિવની પદવી ભોગવતો હતો. તે ભારે ચારિત્ર્યશીલ અને લોકપ્રિય માણસ હતો. થોડા મહિના પછી જ્યારે તે મરવાની અણી પર હતો ત્યારે તેને, સિકાર્ડી કાનુન માટે મત આપવામાં તેણે પાપ કરેલું એવો

એકરાર તે ન કરે તો મુક્તિની ધર્મક્રિયા કરવાની ના પાડવામાં આવી. સાન્ટારોસા પોતાના સિદ્ધાંતોને જતા કરે એવો ન્હોતો. તે તો પ્રામાણિક જ રહ્યો અન્તિમ ધર્મક્રિયાઓ વગર પણ તે એક સાચા અને વફાદાર કેથોલિક તરીકે જ મરણ પામ્યો.

જ્યારે આ વાત બહાર આવી ત્યારે કોઇના અતરના નાદ પર આવો સીતમ ગુજારવાના પાદરીઓના કૃત્ય સામે લોકોએ ભારે પોકાર ઉઠાવ્યો. પરંતુ ફ્રાન્ઝોનીએ પોતાના બહિષ્કારવિધિયો ચાલૂ રાખ્યા અને આખરે જ્યારે તેને ટ્યુરિનમાંથી હાંકી કાઢવામાં આવ્યો તથા તેના કેટલાક પાદરીઓને કેદ કરવામાં આવ્યા ત્યારે જ સરકાર વ્યવસ્થા સ્થાપી શકી. પોતે ધારતો હતો તેમ જો રાજ્ય પ્રત્યેનું પોતાનું કર્તવ્ય બજાવતાં તેને પાદરીઓની સાથે અથડામણ થઇ પડે તો શું પરિણામ આવે તે કાવૂર આ બનાવ પરથી સમજી ગયો. તેણે પોતાના એક પાદરી પાસેથી વચન મેળવી લીધું કે ગમે તે ભોગે તે તેના મરણ વખતે તેની અન્તિમ ધર્મક્રિયાઓ જરૂર કરશે. ૧૮૫૦ના ઓકટોબરમાં સાન્ટારોસાના મરણ પછી ડીએઝેગ્લિયોએ કૃષિ સચિવની પદવી કાવૂરને આપવાની ઇચ્છા દર્શાવી. આ નિમણૂક બાકીના સચિવોને ગમી નહિ અને રાજા પણ પોતાની સંમતિ આપવાને રાજી ન્હોતો. રાજા કાવૂરની ભારે બુદ્ધિમત્તાને માન આપતો છતાં તેને તે ગમતો નહિ. " મારા શબ્દો યાદ રાખજો, ગૃહસ્થો, " તેણે કહેલું, " કે તે જોતજોતાંમાં જ તમને બધાને લાત મારીને હાંકી મૂકશે. "

આ નવા ખાતામાં કાવૂર એટલો બધો ફત્તેહમંદ નિવડયો કે થોડા સમય પછી તેને દ્રવ્યસચિવ પણ બનાવવામાં આવ્યો. લેરી મુકામે પોતે મેળવેલી પંદર વર્ષની તાલીમનો આ વખતે તેને સારો ખપ લાગ્યો. દેશના ઉદ્યોગની ખિલવણી અર્થે કેવાં પગલાં જરૂરી હતાં, કેવો પાક અત્યંત નફાકારક ગણાય અને કામદાર વર્ગો કેટલા કરવેરા ભરી શકે એ બધું નક્કી કરવામાં તેનો સ્વાનુભવ તેને બહુ

ઉપયોગી થઇ પડયો. ખંત અને નિપુણતાયુક્ત દેખરેખથી જ કાવૂર પોતાના બાપની પડતર જમીનને, આબાદ અને નફાકારક મિલકત બનાવી શકયો હતો. એવી જ નિપુણતા દાખવી, તે હવે પોતાની શક્તિ પોતાના દેશનાં સાધનોના વિકાસ માટે ખર્ચવા લાગ્યો. તેનાં ડહાપણભર્યાં પગલાંની સારી અસર થઇ, વેપાર ખિલવા લાગ્યો અને રાજ્યની તીજોરી નાણાંથી છલાછલ થઈ ગઇ.

કાવૂર આવી રીતે સચિવ તરીકે પંકાઇ રહ્યો હતો એ સાથે સાથે પ્રજાસંડળમાં પણ તે નામના મેળવી રહ્યો હતો. ઇટલીના દરેક રાજ્યના દરબારમાં અને સુશિક્ષિત પ્રજાજનોમાં ઇટાલિયન નહિ પણ ફ્રેન્ચ ભાષા વપરાતી હતી. આ તેઓની રાષ્ટ્રીય અસ્મિતાની ખાત્રીનું ચિહ્ન જ હતું. ટયુરિનમાં પણ એમ જ હતું અને જુવાનીમાં કાવુર હમેશાં ફ્રેન્ચ ભાષામાં જ લખતો વાંચતો. પણ લોકસભામાં તે હેતુપૂર્વક ઇટાલિયન ભાષામાં જ બોલતો. તે કોઇ મોટો વકતા ન્હોતો અને તેનામાં વકતૃત્વકળા યે ન્હોતી પણ તેનું બુદ્ધિબળ સંગીન હતું, તેની ન્યાયવૃત્તિ ન્યાયશીલ હતી અને તેના વિચારો એટલા તો સ્પષ્ટ રીતે રજુ થતા કે તેની સાથે સહમત નહિ થનારા લોકો પણ તેના બુદ્ધિબળથી અને જુસ્સાદાર વ્યક્તિત્વથી અંજાઇ જતા. જે કોઇ વિષય પર ચર્ચા થતી તે વિષેનું તેનું જ્ઞાન બીજા બધા કરતાં ચડી જતું એવી તેની પાસે કળા હતી અને તેની બધી વાત હમેશાં સાચી જ ઠરતી હોવાથી લોકસભા પોતાને જોઇતી બાતમી કાવૂર પાસેથી મેળવવા માટે હમેશાં તૈયાર રહેતી. ધીમે ધીમે તે બીજા કોઇ પણ રાજ્યસચિવ કરતાં વધારે સત્તા અને વગ મેળવી શકયો.

પીડમોંટની લોકસભામાં કેટલાક રાજદ્વારી પક્ષો હતા. તેમાંના બે મહત્ત્વના હતા. એક સરકારી પક્ષ, જે મવાલોનો બનેલો હોઇ તેનો નાયક ડીએઝેગ્લિયો હતો. બીજો પક્ષ ઉદારમતવાદીઓનો હોઈ, તેઓનો નેતા ઉરબાનો રાટાઝી હતો. કાવૂર સચિવમંડળમાં હતો.

એટલે તેને સરકારી પક્ષનો માણસ માનવામાં આવતો હતો. પરંતુ તે બીજા સચિવો કરતાં ઘણો ઉદારમતવાદી હતો. તે કોઇ પક્ષમાં ખેંચાઇ જાય તેવો ન્હોતો. તે તો અતિ વિશાળ મનનો અને એક સાચો મુત્સદ્દી હતો. સત્યનું પાલન થતું હોય તો પોતે કયા પક્ષમાં હતો તેની તે બહુ પરવાહ રાખતો નહિ. રાજકીય જીવનના થોડાજ માસના અનુભવથી કાવૂરની ખાતરી થઇ ગઇ કે જ્યાં લગી દેશના કેટલાક રાજદ્વારી પક્ષો અંદરોઅંદર ઝઘડા કર્યા જ કરે અને પોતાનો જ સ્વાર્થ સાધવા મથે ત્યાં લગી રાજ્યનું હિત કરનારાં મહત્વનાં પગલાં કોઇ પણ સરકાર લઇ શકે નહિ. આથી તેણે રાટાઝી જોડે ગુપ્ત સંધિ કરી. રાટાઝીના પક્ષને પ્રસન્ન રાખવાને અમુક ઉદારમતવાદી કાનુનો મંજુર કરવામાં આવે તો તેનો પક્ષ સરકારને ટેકો આપશે એવું તેણે વચન આપ્યું કોઇપણ સચિવ, મહાસચિવ અને તેના બીજા સચિવબંધુઓને પૂછ્યા વગર આવું પગલું લઇ શકે નહિ પણ આ મૈત્રિ, લોકસભામાં રાટાઝી અને કાવૂરે કરેલાં ભાષણો પરથી જણાઇ આવી. આ નવાઇભરી વાતથી ભારે ખળભળાટ જાગ્યો. પ્રજામંડળમાંના બીજાં પક્ષોને પોતાની બધી સત્તા છીનવાઇ ગયેલી લાગી કારણ કે હવેથી તેઓની સંખ્યા ઓછી થયેલી હોવાથી તેઓની હાર જ થવાની તેઓને બીક લાગી. જે માણસની સામે અત્યાર લગણ તેઓને ઘુરકાઘુરકી ચાલતી હતી તે જ માણસની સાથે રહીને કાર્ય કરવાના પોતાના પર આવી પડેલા બંધનથી રાટાઝીના અનુયાયીઓ તો તાજુબ થઇ ગયા અને કાવૂરે હેતુપૂર્વક તેઓને અંધારામાં રાખ્યા એ જાણીને ડીએઝેગ્લિયો અને તેનું સચિવમંડળ ખૂબ કોપાયમાન થઇ ગયાં. કાવૂરને પાસે એક માત્ર બચાવ એ જ હતો કે પ્રથમથી જો તેણે તેઓની સાથે મસલત કરી હોત તો રાટાઝી સાથેની સંધિ કદી થવા પામત નહિ !

આ બન્ને પક્ષ વચ્ચેની સંધિનું ઉપનામ હાંસીપૂર્વક " લગ્ન " એવું રાખવામાં આવ્યું અને તેના મૂળ કર્તા કાવૂર પર તેના

વિરોધીઓ ઘણા ગેરવ્યાજબી આક્ષેપો મૂકવા લાગ્યાં અને તેના મિત્રો તેના અન્યાય માટે તેને ઠપકો આપવા લાગ્યા. ડીએઝેગ્લિયો તો મૂળથી ઉદાર સ્વભાવનો માણસ હતો. તે રાજદ્વારી વિષયના મતભેદને લીધે કાવૂરની સ્નેહભરી મિત્રતા પર પાણી ફેરવે તેવો ન્હોતો. તેણે માત્ર તેના પર આટલી જ ટીકા કરી, "સંધિ કરનાર પ્રિય કાવૂર વધારે પડતી ઝડપથી આગળ વધવા માગે છે." પણ રાટાઝી પ્રત્યે તેને અણગમો તેમજ અણવિશ્વાસ હતા અને પોતાની સંમતિ વગર થયેલી સંધિમાં તે ભાગ લે તેવો ન્હોતો. તેણે તથા તેના સચિવ-મંડળે રાજા સમક્ષ પોતાના રાજીનામાં રજુ કરી દીધાં. રાજાએ તે સ્વીકારવાની ના પાડી. આથી ડીએઝેગ્લિયોની સરળતાની ખાતર કાવૂર ૧૮૫૨ના મે માસમાં સચિવમંડળમાંથી નિવૃત્ત થયો. જ્યારે તે રાજાની આજ્ઞા લેવા ગયો ત્યારે રાજાએ તેનો ઠંડો આવકાર આપ્યો. કાવૂરની કાર્યસ્વતંત્રતાથી મહાસચિવની સત્તાનું અપમાન થયું હતું એ જાણી વિક્ટર ઇમેન્યુઅલને બહુ લાગી આવેલું અને તેણે તેને ખખડાવીને સંભળાવી દીધું કે તેને ફરી નિયુક્ત કરવા પહેલાં તે સો વાર વિચાર કરી જોશે. આમ છતાં એ વખતના બીજા કોઇ મુત્સદ્દી કરતાં વધારે સ્પષ્ટ રીતે કાવૂર ભવિષ્યમાં નજર નાખી શકતો હતો કે ઇટલી માટે સમીપના ભવિષ્યમાં એક પ્રચંડ કાર્ય કરવાનું હતું. અને તે કાર્ય પાર પાડવાની શકિત પોતાનામાં હતી એમ તેને લાગ્યું. પોતાનો અવસર ક્યારે આવવાનો એમ જે માણસ ચોકક્સ જાણી શકતો હોય તે તેની રાહ જોતા ધૈર્ય જાળવી રહે એમાં શી નવાઇ ? આમ કાવૂર ધૈર્યપૂર્વક થોભ્યો.

તે પોતાનાં પ્રિય સ્થળ લંડન અને પેરિસ તરફ ફરવા નીકળી પડયો. આ મહાન્ નગરોની પોતાની આગલી મુલાકાત વખતે તે પીડમોંટનો એક અજાણ્યો નાગરિક જ હતો; હવે તે વિખ્યાત પુરૂષ બનેલો, જેનો પરિચય કરવામાં લોકો પોતાનું માન સમજતા.

લંડનમાં પરરાષ્ટ્રસચિવ લોર્ડ પામરસ્ટનની જોડે તેનો પરિચય થયો. લોર્ડને લાગ્યું કે કાવૂરના જેવા બુદ્ધિમાન્ નરની સરદારી હેઠળ, સાર્ડિનિયાનું વૃદ્ધિંગત બળ માત્ર ઇટલીને જ નહિ પણ આખા યુરોપને અતિ મહત્ત્વનું થઇ પડશે.

પૅરિસમાં પણ કાવૂરે નવી ઓળખાણ કરી. તેને ફ્રેંચ પ્રજાસત્તાકના લોકપતિ રાજકુમાર લુઈ નેપોલિયન બોનાપાર્ટનો પરિચય થયો. આ રાજકુમાર વિષે આપણે અગાઉ વાંચી ગયા છીએ. તે હોલાંડના રાજા લુઇ બોનાપાર્ટનો તથા સમ્રાજ્ઞી જોસેફાઇનની પહેલી વખતના લગ્નથી થયેલી પુત્રી હોરટેન્સ બોહારનેસનો પુત્ર હતો. આમ તે નેપોલિયન પહેલાનો ભત્રીજો તેમજ સાવકો પૌત્ર થતો હતો.

નેપોલિયનના અસ્ત પછી ફ્રાંસમાં એક કાનુન પસાર કરી તેના કુટુંબના કોઇપણ માણસને તે દેશમાં રહેવાની મનાઇ કરવામાં આવી હતી અને એક બોનાપાર્ટ જ પાછો ફ્રાંસની ગાદીએ આવે એનાથી વધુ અસંભવિત બીજું કંઇ જણાતું ન્હોતું. સમ્રાટ તેના માટે જે ભવ્ય વારસો મૂકી ગયેલો તેના પરનો પોતાનો હક્ક રાજકુમાર લુઇ નેપોલિયન ભૂલે તેવો ન્હોતો અને તે એમજ માની બેઠેલો કે તેના નશીબમાં પોતાના કાકાને પગલે ચાલવાનું અને ફ્રેન્ચ સામ્રાજ્યનાં ગૌરવ સજીવન કરવાનું લખાયેલું હતું. તેનો મનોરથ સાવ સ્વાર્થયુક્ત ન્હોતો કારણ કે એક દેશપારીના હૃદયમાં માતૃભૂમિ માટે જે પ્રેમ હોય તે પ્રેમ તેના હૃદયમાં હતો અને—પોતાની જુવાનીમાં—તે પોતાના આદર્શોને ચુસ્તપણે વળગી રહે તેવો હતો. તેના માર્ગમાં જે વિઘ્નો પડેલાં હતાં તે ગમે તેવા બહાદૂર માણસને નિરાશ કરે તેવાં હતાં છતાં લુઇનો ઓછાબોલો ખ્યાલી સ્વભાવ તેનામાં રહેલી ભારે હઠીલાઇની વૃત્તિને ઠીક બંધબેસ્તો હતો અને એક વખત તેના મગજમાં કોઈ વિચાર ઘર કરી બેસતો તેની સામે દલીલ કરી તેને કાઢી નાખવાનું સાવ અશક્ય જ બનતું. તેણે રાજા લુઇ ફિલિપ સામે બે વાર વિપ્લવ જગાડવાની કોશિષ કરી. બન્ને વાર

તે પાછો પડયો અને તેને પકડવામાં આવ્યો અને તેના બીજી વારના પ્રયાસ પછી તેને કાળાપાણીની સજા કરી હેમના કિલ્લામાં મોકલી દેવામાં આવ્યો. પાંચ વર્ષ પછી તે મજુરવેશે નાસી છૂટયો અને લંડનમાં જઇને રહ્યો. ત્યાં તે સમાજમાં જાણીતો થયો અને આકર્ષક રીતભાતોવાળા એક ઇશ્કી જુવાન તરીકે તે પંકાયો પણ એક બાબતમાં લોકો તેને જરા લત્રીખોર ગણતા કારણ કે પોતે શહેનશાહ થાય ત્યારે પોતે શું કરવાનો એ વિષે તે વારંવાર બોલતો. ૧૮૪૮ માં ફ્રાન્સમાં બળવો જાગ્યો, લુઇ ફિલિપને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને પ્રજાસત્તાકની ઘોષણા કરવામાં આવી. તરત જ રાષ્ટ્રીય લોકસભા બોલાવવામાં આવી અને તેના નેતાઓની ચૂંટણીમાં રાજકુમાર લુઇ નેપોલિયન પણ ચૂંટાયો. તે હમેશાં એમ માનતો કે ફ્રેન્ચ પ્રજા મહાન્ સમ્રાટ્ નેપોલિયનને હજી ભૂલી ન્હોતી. તેની આ માન્યતા સાચી પડી કારણ કે ૧૮૪૮ ના ડીસેમ્બરમાં પ્રજાસત્તાકનો લોકપાળ ચૂંટવાનો હતો અને તેના મિત્રોની પણ તાજુબી વચ્ચે રાજકુમાર લુઇને સહુથી વધારે મત મળ્યા. તેની પદવીની મુદ્દત ચાર વર્ષની હતી અને તેને ઘણા અંગત તેમ જ રાજકીય દુશ્મનો હતા, જેઓ તેને બીજી વાર ચૂંટાતો અટકાવવાનો નિશ્ચય કરીને જ બેઠા હતા.

તા. ૨ જી ડીસેમ્બરના (૧૮૫૧) રોજ લુઇ નેપોલિયને પોતાના બધા મુખ્ય વિરોધીઓને એકાએક અને ગુપ્ત રીતે તેઓના બિછાના-માંથી પકડવાનો અને પરબારા કેદખાનામાં ગોંધી મારવાનો હુકમ કર્યો. આ નામોશીભર્યા કુકૃત્યથી પેરિસમાં ભયંકર બખેડો જાગી ઉઠયો, જેથી સેંકડો જીવન નષ્ટ થયાં. પરંતુ તેથી લુઈ નેપોલિયનની લોકપ્રિયતાને કસી આંચ આવી નહિ. તેને ફરી પાછો દશ વર્ષ માટે લોકપાળ તરીકે ચૂંટવામાં આવ્યો અને તેને લગભગ કુલ સત્તા સોંપી દેવામાં આવી. આમ તે નામનો નહિ પણ ખરેખર ફ્રાંસનો

સર્વોપરિ રાજકર્તા થઈ પડ્યો. એક વર્ષ પછી, ૧૮૫૨ નાં ડીસેમ્બરની પહેલી તારીખે ફ્રેંચ પ્રજાની ઇચ્છાથી રાજકુમારને શહેનશાહી તાજ આપવામાં આવ્યું અને તે નેપોલિયન ત્રીજાનો ખિતાબ ધારણ કરી સમ્રાટ્ બન્યો. ૧૮૫૩માં તે ખૂબસુરત ઉમરાવજાદી યુજીન ડી મોન્ટિજોને પરણ્યો અને ૧૮૫૬માં તેઓને ત્યાં એકના એક પુત્રનો જન્મ થયો.

લુઇ નેપોલિયન ફ્રેન્ચોનો સમ્રાટ્ બન્યો તે પહેલાં થોડા જ મહિના પૂર્વે, ૧૮૫૨ની વસંત ઋતુમાં કાવૂર પેરિસ આવેલો. એ વખતે ઇટલીનો દેશસેવક પક્ષ, લુઇને અંતઃકરણપૂર્વક ધિક્કારતો કારણ કે રોમન પ્રજાસત્તાક પર ચઢાઈ લાવનારો તે જ હતો. પણ કાવૂર તો ઉલટું, તેની મિત્રાચારી કરવાને આતુર હતો. આઝાદીની લડાઈના કડવા અનુભવ પરથી તેના દિલમાં વસી ગયું હતું કે જ્યાં સુધી કોઇ પરદેશી પ્રજા ઇટલીની વ્હારે આવે નહિ ત્યાંસુધી ઓસ્ટ્રિયન સામ્રાજ્યના અતુલ બળ સામેની લડત નિરાશામય પ્રયાશ જેવી જ રહેવાની. ફ્રાંસ ઇટલીનું સહાય્યક બને એવો તેને સંભવ જણાતો હતો. તેણે કહેલું, " આપણું ભાવિ ફ્રાંસ પર નભેલું છે. યૂરોપમાં વહેલીમોડી રમાનારી મહાન્ બાજીમાં આપણે તેના ભીલ્લુ બનવું જોઇએ. "

કાવૂરે રાટાઝીને પેરિશ બોલાવ્યો અને તેઓએ રાજકુમારને સમજાવ્યું કે જ્યાં લગી ઓસ્ટ્રિયનો ઇટલી પર સત્તા ચલાવ્યા કરે ત્યાંસુધી ઇટલીની સ્થિતિમાં સુધારો થવાની આશા નિરર્થક જ નિવડવાની. લોર્ડ પામર્સ્ટનની જેમ લુઇ નેપોલિયન પણ કાવૂરની બુદ્ધિમત્તા કળી ગયો અને પોતાના મનોરથો સફળ કરવામાં કાવૂર સહાયરૂપ થઇ પડશે એમ તેને લાગ્યું. તે જાણતો હતો કે ઇટલીમાં ઓસ્ટ્રિયાનો પરાજય કરવામાં આવે તો તેની સત્તા ભાંગી પડે અને ફ્રાંસ યૂરોપનું અગ્રગામી રાષ્ટ્ર બને. આથી તેણે કાવૂરની યોજના સહર્ષ સાંભળી. પોતાની યુવાવસ્થામાં લુઇ મઝલુમ

ઇટાલિયનો પ્રત્યે પોતાની દિલસોજી બતાવી ચૂકયો હતો. ૧૮૩૦ માં તે અને તેનો વડિલ ભાઇ નેપોલિયન પોતાના પિતાની (જેણે હોલેંડની ગાદી સ્વેચ્છાપૂર્વક છોડી દીધી હતી) જોડે ફ્લોરેન્સમાં રહેતા હતા. એ વખતે સાઇરો મેનોટી રાષ્ટ્રીય લડત માટે સૈનિકો મેળવવાને ત્યાં આવ્યો હતો. પાછળથી રોમાનામાં સળગી ઉઠેલા વિપ્લવ સાથે પોતાનાં વિખ્યાત નામો જોડવાનું કહી રાજકુમારોને પોતાના પક્ષમાં ખેંચવામાં મેનોટી સફળ થયો. તેઓ વિપ્લવદળમાં જોડાયા અને કહેવાય છે કે લુઇ તો કારબોનેરીનો સભ્ય સુદ્ધાં થયેલો. પણ એ સાહસનું પરિણામ બૂરૂં આવ્યું. બળવો સપાટાબંધ દાબી દેવામાં આવ્યો. રાજકુમાર નેપોલિયન તાવથી મરણ પામ્યો અને ઓસ્ટ્રિયનોનાં હાથમાં કેદ પકડાતાં બચવા ખાતર લુઇને વેશપલટો કરીને નાસી જવું પડયું. જે પવિત્ર વસ્તુની ખાતર તે અને તેનો પ્રિય બંધુ સાથે રહીને લડયા હતા તેને મદદ કરવાની તેની અભિલાષા હજી તેના દિલમાં ગુપ્ત રીતે પણ હયાત હતી અને થોડાં વર્ષ પછી તો તેણે ઇટલીના રાજકાજમાં અતિ મહત્ત્વનો ભાગ લીધો.



# પ્રકરણ સોળમું.

## રાજા અને તેનો સચિવ.

ઇ. સ. ૧૮૫૨ ની શરદ્ઋતુમાં કાઉન્ટ માસિમો ડીએઝેગ્લિયોએ મહાસચિવની પદવીનું રાજીનામું આપ્યું. બીજો કોઇ સચિવ મેળવવાનાં ફાંફાં માર્યાં પછી કશું ન વળવાથી રાજાએ કાવૂરને બોલાવવાનું કબૂલ કર્યું. કાવૂર થોડા જ વખત પહેલાં પેરિસથી પાછો ફર્યો હતો. રાજાએ તેને સચિવમંડળ રચવાની આજ્ઞા કરી. ( ઓકટોબર ૧૮૫૨ ) આમ પોતાની એકાએક થયેલી બરતરફી પછી છ મહિનામાં જ કાવૂરને રાજ્યની મોટામાં મોટી પદવી સ્વીકારવા માટે પાછો બોલાવવામાં આવ્યો. તેની યુવાવસ્થાનો મનોરથ અન્તે સફળ થયો. તે મહાસચિવ બન્યો ખરો.

પક્ષાપક્ષીનો વિચાર કર્યા વગર પોતાના કાર્યને માટે વધુમાં વધુ લાયક થઇ પડે તેવા માણસોને તેણે પોતાના સહકારીઓ તરીકે પસંદ કર્યા અને તેની બાહોશ સરદારીહેઠળ તેઓ બધા મહાન્ સચિવ મંડળ " તરીકે પંકાયા. કાવૂરે રાટાઝી સાથની પોતાની મૈત્રી પાછી શરૂ કરી અને રાટાઝીએ ન્યાયમંત્રીની પદવી સ્વીકારી. આમ બે સબળ પક્ષોના જોડાણથી સરકારની સ્થિતિ સુરક્ષિત બની.

રાટાઝીએ ઇટલીના મઠો અને આશ્રમોની સંખ્યા ઘટાડનારી મહત્વની દરખાસ્ત લોકસભા સમક્ષ રજૂ કરી. સાધુઓ અને સાધ્વીઓનાં આ મંડળો ખૂબ તવંગર અને સત્તાવાન થઈ પડયાં હતાં. કેટલાક મંડળો માંદાઓની સુશ્રૂષા અને બાળકોની માવજત તથા શિક્ષણનું સુંદર કાર્ય કરી રહ્યાં હતાં જ્યારે બાકીના મંડળોના સભાસદો આળસ અને એશઆરામમાં જ જીવન વ્યતીત કરતા હતા. જ્યારે આ ધાર્મિક મંડળો આટલાં બધાં ધનાઢ્ય હતાં ત્યારે સખ્ત કાર્ય કરનારા પાદરીઓને પૂરતો પગાર મળતો ન્હોતો, જો

કે દેવળના નિભાવ અર્થે સરકાર દર વર્ષે ૪૦૦૦૦ પાઉંડ આપતી હતી. આટલા બધાં ધનાઢ્ય થઇ પડેલા દેવળના લાભાર્થે, લોકોનાપર ભારે કરવેરાનો બોજો લાદવામાં આવતો હોઇ લોકો ખૂબ ફફડી રહ્યા હતા. પણ પ્રશ્ન મુખ્યત્વે કરીને નાણાંનો ન્હોતો. પાદરીવર્ગ પોતાની વગનો ઘણેખરે ભાગે સરકારનાં સાચા હિતની વિરૂદ્ધ જ ઉપયોગ કરતો. પાદરીઓ પોપના સીધા અંકુશ હેઠળ હતા અને જ્યારે પોપની સરકાર પ્રત્યે આજ્ઞાશીલતા ધરાવવાના તથા નાગરિકો તરીકેની પોતાની ફરજ બજાવવાના પ્રશ્નો એક સાથે ઉભા થતા ત્યારે તેઓને રાષ્ટ્રીય હિતને સતત્ ભયરૂપ થઈ પડેલા રોમથી મળતા હુકમ મુજબ ચાલવાની જ ફરજ પડતી.

કાવૂરે રાટાઝીના પ્રસ્તાવને ટેકો આપ્યો પણ કોઈ પણ પ્રકારના ઉપયોગી કાર્યમાં મશગૂલ થયેલાં ધાર્મિક મંડળોને તોડી પાડવાની તેની ઇચ્છા ન્હોતી. આથી તેણે દેવળ પાસેથી લીધેલી મહેસૂલ, બેકાર સાધુઓ અને સાધ્વીઓને વર્ષાસનો આપવામાં અને ગરીબ પાદરીઓના પગારો વધારી આપવામાં વાપરવાનો આગ્રહ કર્યો. આમ છતાંયે નિર્દોષ લોકો પર હાડમારી અને આફત લાવ્યા વગર આવો પ્રસ્તાવ પસાર થાય એ બને તેમ ન્હોતું. જે દુનિયામાં તેઓને માટે ક્યાંય સ્થાન ન્હોતું તે દુનિયામાં, સાધુઓ અને સાધુડીઓને તેઓનાં આશ્રયસ્થાનોમાંથી હાંકી કાઢવાના હતા અને ધાર્મિક અધિકારની રૂએ સૈકાંઓથી તેઓ જે મિલકતની માલેકી ભોગવી રહ્યા હતા તે તેઓની પાસેથી બળજબરીથી ખૂંચવી લેવાની હતી. નવા કાનૂનની સામે જબરદસ્ત પોકાર ઉઠાવવામાં આવ્યો અને તે કાનૂનને ધર્મને હાનિ પહોંચાડનારો તથા પાપથી ભરેલો ગણી તિરસ્કારી કાઢવામાં આવ્યો. પણ આ એક ભૂલ હતી કારણ કે દોલત અને દુન્યવી સત્તાને ધર્મના સિદ્ધાંતો જોડે કશો સંબંધ નથી અને ધર્મ જે જે વખતે ઐહિક દ્રષ્ટિએ સાવ રંક દેખાય છે તે તે વખતે તે ધાર્મિક દ્રષ્ટિએ અત્યંત ધનાઢ્ય હોય છે. વળી વિક્ટર

# પ્રકરણ સોળમું.

## રાજા અને તેનો સચિવ.

ઈ. સ. ૧૮૫૨ ની શરદ્દઋતુમાં કાઉન્ટ માસિમો ડીએઝેગ્લિયોએ મહાસચિવની પદવીનું રાજીનામું આપ્યું. બીજો કોઇ સચિવ મેળવવાનાં ફાંફાં માર્યાં પછી કશું ન વળવાથી રાજાએ કાવૂરને બોલાવવાનું કબૂલ કર્યું. કાવૂર થોડા જ વખત પહેલાં પેરિસથી પાછો ફર્યો હતો. રાજાએ તેને સચિવમંડળ રચવાની આજ્ઞા કરી. ( ઑક્ટોબર ૧૮૫૨ ) આમ પોતાની એકાએક થયેલી બરતરફી પછી ૭ મહિનામાં જ કાવૂરને રાજ્યની મોટામાં મોટી પદવી સ્વીકારવા માટે પાછો બોલાવવામાં આવ્યો. તેની યુવાવસ્થાનો મનોરથ અન્તે સફળ થયો. તે મહાસચિવ બન્યો ખરો.

પક્ષાપક્ષીનો વિચાર કર્યા વગર પોતાના કાર્યને માટે વધુમાં વધુ લાયક થઇ પડે તેવા માણસોને તેણે પોતાના સહકારીઓ તરીકે પસંદ કર્યા અને તેની બાહોશ સરદારીહેઠળ તેઓ બધા મહાન્ સચિવ મંડળ " તરીકે પંકાયા. કાવૂરે રાટાઝી સાથની પોતાની મૈત્રી પાછી શરૂ કરી અને રાટાઝીએ ન્યાયમંત્રીની પદવી સ્વીકારી. આમ બે સબળ પક્ષોના જોડાણથી સરકારની સ્થિતિ સુરક્ષિત બની.

રાટાઝીએ ઇટલીના મઠો અને આશ્રમોની સંખ્યા ઘટાડનારી મહત્વની દરખાસ્ત લોકસભા સમક્ષ રજૂ કરી. સાધુઓ અને સાધ્વીઓનાં આ મંડળો ખૂબ તવંગર અને સત્તાવાન થઈ પડયાં હતાં. કેટલાક મંડળો માંદાઓની સુશ્રૂષા અને બાળકોની માવજત તથા શિક્ષણનું સુંદર કાર્ય કરી રહ્યાં હતાં જ્યારે બાકીના મંડળોના સભાસદો આળસ અને એશઆરામમાં જ જીવન વ્યતીત કરતા હતા. જ્યારે આ ધાર્મિક મંડળો આટલાં બધાં ધનાઢ્ય હતાં ત્યારે સખ્ત કાર્ય કરનારાં પાદરીઓને પૂરતો પગાર મળતો ન્હોતો, જો

કે દેવળના નિભાવ અર્થે સરકાર દર વર્ષે ૪૦૦૦૦ પાઉંડ આપતી હતી. આટલા બધાં ધનાઢય થઇ પડેલા દેવળના લાભાર્થે, લોકોનાપર ભારે કરવેરાનો બોજો લાદવામાં આવતો હોઇ લોકો ખૂબ ફફડી રહ્યા હતા. પણ પ્રશ્ન મુખ્યત્વે કરીને નાણુંનો ન્હોતો. પાદરીવર્ગ પોતાની વગનો ઘણેખરે ભાગે સરકારનાં સાચા હિતની વિરૂદ્ધ જ ઉપયોગ કરતો. પાદરીઓ પોપના સીધા અંકુશ હેઠળ હતા અને જ્યારે પોપની સરકાર પ્રત્યે આજ્ઞાશીલતા ધરાવવાના તથા નાગરિકો તરીકેની પોતાની ફરજ બજાવવાના પ્રશ્નો એક સાથે ઉભા થતા ત્યારે તેઓને રાષ્ટ્રીય હિતને સતત્ ભયરૂપ થઈ પડેલા રોમથી મળતા હુકમ મુજબ ચાલવાની જ ફરજ પડતી.

કાવૂરે રાટાઝીના પ્રસ્તાવને ટેકો આપ્યો પણ કોઈ પણ પ્રકારના ઉપયોગી કાર્યમાં મશગૂલ થયેલાં ધાર્મિક મંડળોને તોડી પાડવાની તેની ઇચ્છા ન્હોતી. આથી તેણે દેવળ પાસેથી લીધેલી મહેસૂલ, બેકાર સાધુઓ અને સાધ્વીઓને વર્ષાસનો આપવામાં અને ગરીબ પાદરી-ઓના પગારો વધારી આપવામાં વાપરવાનો આગ્રહ કર્યો. આમ છતાંયે નિર્દોષ લોકો પર હાડમારી અને આફત લાવ્યા વગર આવો પ્રસ્તાવ પસાર થાય એ બને તેમ ન્હોતું. જે દુનિયામાં તેઓને માટે ક્યાંય સ્થાન ન્હોતું તે દુનિયામાં, સાધુઓ અને સાધુડીઓને તેઓનાં આશ્રયસ્થાનોમાંથી હાંકી કાઢવાના હતા અને ધાર્મિક અધિકારની રૂએ સૈકાંઓથી તેઓ જે મિલકતની માલેકી ભોગવી રહ્યા હતા તે તેઓની પાસેથી બળજબરીથી ખૂંચવી લેવાની હતી. નવા કાનૂનની સામે જબરદસ્ત પોકાર ઉઠાવવામાં આવ્યો અને તે કાનૂનને ધર્મને હાનિ પહોંચાડનારો તથા પાપથી ભરેલો ગણી તિરસ્કારી કાઢવામાં આવ્યો. પણ આ એક ભૂલ હતી કારણ કે દોલત અને દુન્યવી સત્તાને ધર્મના સિદ્ધાંતો જોડે કશો સંબંધ નથી અને ધર્મ જે જે વખતે ઐહિક દ્રષ્ટિએ સાવ રંક દેખાય છે તે તે વખતે તે ધાર્મિક દૃષ્ટિએ અત્યંત ધનાઢય હોય છે. વળી વિક્ટર

ઇમેન્યુઅલ અને કાવૂર, જેઓના પર આ પ્રસ્તાવની જવાબદારી લટકેલી હતી, તેઓ ખરા ખ્રિસ્તીઓ હતા અને પોપની જોડે ઝઘડો ન કરવાને તેઓ ખૂબ આતુર હતા. પોપ કંઇ સમાધાની કરવાને તૈયાર થશે એવી ઉત્સાહભરી આશાએ રાજાએ તેની પાસે પોતાનો દૂત મોકલ્યો. પરંતુ પાયસ કંઈ પણ સૂચના સાંભળે તેવો ન્હોતો. તેનો અભિપ્રાય તો એવો હતો કે રાટાઝીનો પ્રસ્તાવ ચોકખો લુંટનો પ્રસ્તાવ હતો અને તે પ્રસ્તાવને ટેકો આપનારા બધા માણસોનો બહિષ્કાર કરવાની તેણે ધમકી પણ આપી. તેના ક્રોધાવેશથી ટ્યુરિનની લોકસભા જરાય ભડકી નહિ અને ૧૮૫૫ ના જાન્યુઆરી માસમાં નવો કાનૂન ભારે બહુમતિએ પસાર કર્યો.

જે સમયે આ મહત્વના પસ્તાવ પર ચર્ચા ચાલી રહી હતી તે વખતે રાજકીય કુટુંબમાં એક પછી એક મૃત્યુઓ થવાં લાગ્યાં. રાજાની માતા, ચાર્લ્સ આલ્બર્ટની વિધવા, તેની પત્ની રાણી મેરિયા એડીલેડ અને તેનું બાળક તથા તેનો પ્રિય ભાઇ ડયુક ઓફ જીનોવા થોડા જ માસમાં એક પછી એક મરણ પામ્યાં. મરણ શય્યાએ પડેલી બે રાણીઓએ, પોતે જેને અધર્મી કાનૂન ગણતા હતા તેવો કાનૂન પસાર નહિ કરવાની વિક્ટર ઇમેન્યુઅલને વિનંતી કરી. જ્યારે પાદરીઓ તો ખૂલ્લંખૂલ્લા કહી રહ્યા હતા કે તેના પર આવી પડેલી કૌટુંબિક આપત્તિયો તેના પાપનું જ પરિણામ હતું. દુઃખી રાજા શો માર્ગ લેવો એ વિષેની ચિંતા અને ખેદથી રીબાવા લાગ્યો. એટલામાં મુશ્કેલીમાંથી બચી જવાનો એક માર્ગ ખૂલ્લો થયો. જો કાનૂન પાછો ખેંચી લેવામાં આવે તો દેવળના નિભાવ અર્થે રાજ્ય તરફથી અપાતી રકમ પોતાનાં ખીસ્સાંમાંથી આપવાનું પીડમોંટના કેટલાક બિશપોએ જણાવ્યું. રાજા આ વાત સ્વીકારવાને તૈયાર જ હતો પરંતુ કાવૂરે બંધારણ વિરૂદ્ધના કાર્યને મંજૂર રાખવાની ના પાડી કારણ કે એક વખત પસાર થયેલો કાનૂન લોકસભાના મતથીજ પાછો ખેંચી શકાય. પણ રાજાએ

પોતાનો હઠ પકડી રાખ્યો એટલે કાવૂરે રાજીનામું આપ્યું. જેવા આ સમાચાર બહાર ફેલાયા કે તરત જ રાજા પાછો પાદરીઓની શેહમાં તણાઇ રહ્યો હતો એવા વિચારથી ઉશ્કેરાઇ જઇ, લોકો બળવો જગાડવા તૈયાર થઈ ગયા. ટ્યુરિનવાસીઓએ કહ્યું, “ પાદરીઓના કરતાં તો ઓસ્ટ્રિયનોનું રાજ્ય સારૂં. ”

એ જ વખતે ડીએઝેગ્લિયોએ રાજા પ્રત્યેની પોતાની મિત્રાચારી બરાબર બતાવી આપી. રાજાના ક્રોધની પરવા કર્યા વગર તેણે તેના માર્ગમાં રહેતા ભયની તેને ચેતવણી આપી અને રાજ્યબંધારણ નિભાવવાની તેની પ્રતિજ્ઞાનું તેને પાછું ભાન કરાવ્યું. આવા વફાદાર સલાહકારની વિનવણીઓથી રાજાને પોતાની ભુલ જણાઈ અને તેણે કાવૂરને પાછો બોલાવ્યો. પોતાની ધાર્મિક વૃત્તિયોને ઉશ્કેરવાની અપીલની ઉપરવટ થઇને રાજાએ પોતાના કર્તવ્યનો કંટકમય માર્ગ ગ્રહણ કર્યો એ કંઇ તેનું જેવું તેવું દેશાભિમાન ન્હોતું. તે કહે છેઃ “ પાદરીઓ કહે છે કે આ કાનૂનને મેં મંજૂરી આપી છે એટલે ઇશ્વરે મારી માતા, પત્ની અને બંધુને ઉપાડી લીધાં છે અને હજી તો વધુ ભારે સજાઓ ભારે ખમવી પડશે એવી તેઓ ધમકીઓ આપે છે; પરંતુ તેઓને ખબર નથી કે જે રાજા પરલોકમાં સુખી થવા ઇચ્છતો હોય તેણે પોતાની પ્રજાનું હિત પ્રથમ જોવું જોઇએ. ”

જે વખતે રાટાઝીના પ્રસ્તાવ પર ચર્ચા ચાલી રહી હતી તે વખતે જ, સાર્ડિનિયાને ઓસ્ટ્રિયાની જોડે લડાઇમાં ઉતરવું પડે એવી જાતની બીજી એક ચિંતાજનક બાબતમાં પણ કાવૂરને ટેકો આપવાનું રાજાને કહેવામાં આવ્યું હતું. લોમ્બાર્ડી અને વેનેશિયા પ્રાંતોના લશ્કરી સૂબા તરીકે નિયુક્ત થયેલા માર્શલ રેડેઝકીએ ત્યાંની રૈયત પર ભારેમાં ભારે સીતમ ગુજાર્યો. સ્ત્રીઓ તથા પુરૂષોને ફટકારવામાં આવ્યા અને કેદમાં નાખવામાં આવ્યા. અને

નકામા આક્ષેપો મૂકી તેઓની મિલકત જપ્ત કરવામાં આવી. તેઓની ફરિયાદ કોઇ સાંભળતું નહિ તેમ તેઓને કશી દાદ પણ મળતી નહિ. ઇટાલિયનોનો દબાઇ રહેલો તિરસ્કાર કોઇ જબ્બર હુલ્લડ મચાવવા માટે હમેશાં તૈયાર જ રહેતો. મન્ટુઆમાં વિપ્લવકારોની એક બળવાન સમિતિ હતી, જેના પ્રમુખ, યુગો બાસીના જેવો વીર પાદરી એનરિકો ટાઝોલી હતો, તેને તેના મંડળના બીજા બસો સભ્યો સાથે પકડવામાં આવ્યો. મન્ટુઆના રાષ્ટ્રવીરોની તપાસ, ઇટલીના ઇતિહાસમાં, નેપલ્સના રાજદ્વારી કેદીઓની તપાસ જેટલીજ વિખ્યાત છે. 'બોંબા' રાજાના ફરમાન મુજબ ચાલતા માણસો જેટલા જ, ઓસ્ટ્રિયન ન્યાયાધીશો આ તપાસમાં અન્યાયશીલ અને ઘાતકી દેખાયા અને સેટમબ્રિની, પોએરિયો અને તેના સાથીઓ પોતાના સિદ્ધાંતોને જેટલા ચુસ્તપણે વળગી રહેલા તેટલી જ વફાદારીથી આ આરોપીઓ પણ પોતાના સિદ્ધાંતોમાં અડગ રહ્યા. વિપ્લવકારોના નેતાઓને દેહાંતદંડની સજા થઇ અને બેલ્ફિયોરના કિલ્લામાં ૧૮૫૨ ના ડીસેમ્બર માસમાં તેઓને ફાંસી દેવામાં આવી તેઓમાં ટાઝોલી, એક જાણીતો અને નાગરિકોનો પ્રિય થઇ પડેલો ડૉક્ટર કાર્લો પોમા અને એક જુવાન વેનેશિયન ચિત્રકાર ગિયોવાની ઝામ્બેલી હતા. પોતાની જન્મભૂમિની ખાતર પ્રાણની આહુતિ આપવા તત્પર થયેલા જેકોબો રૂફિનીએ જે વીરતાભર્યા શબ્દો ઉચ્ચારેલા, તેવા જ શબ્દો ઝામ્બેલીએ પોતાની મિત્રોની રજા લેતાં ઉચ્ચાર્યા. ઝામ્બેલીએ કહ્યું, "શહીદોના લોહીથી ધર્મનાં બી વવાય છે. માતૃભૂમિની ખાતર અર્પેલું અમારૂં રક્ત, બીજા અનેક વીર દેશભક્તો પેદા કરશે."

થોડા જ માસ પછી મિલાનમાં બળવો જગાડવાના અફળ ગયેલા પ્રયાસ માટે બીજા કેટલાક કેદીઓને બેલ્ફિયોર મુકામે ફાંશી આપવામાં આવી. આ ટૂકડીમાં, ૧૮૪૯ માં બ્રેસિયાના રક્ષણ કાર્યમાં વીરતાભર્યો ભાગ લેનાર ટિટો સ્પેરી, રોમમાં ગેરિબાલ્ડીના સૈનિક

તરીકે લડનાર પીત્રો ફ્રેટિની, કાઉંટ કાર્લો મોન્ટાનેલી અને એક પાદરી બર્ટોલોમિયો ગ્રેઝિયોલી હતા.

આ કારસ્થાન પકડાઈ જવાથી લોકો પર ઘાતકી શીતમ ગુજારવાનું ઑસ્ટ્રિયનોને સુંદર કારણ મળ્યું. પીટમોંટમાં આશ્રય લઇને રહેલાં લોમ્બાર્ડીનાં કુટુંબો પર મિલાનમાં બળવો જગાડવાની ઉશ્કેરણી કરવાના આક્ષેપો મૂકી, તેઓની મિલકત જપ્ત કરવાનો મનસૂબો ઑસ્ટ્રિયનોએ જાહેર કર્યો. આમાં સાર્ડિનિયલ સરકારનું ચોકખું અપમાન સમાયેલું હતું કારણ કે બન્ને દેશો વચ્ચે થયેલી સંધિની સરતો મુજબ ઑસ્ટ્રિયનોએ પલાયનકારોની મિલકતને હાથ નહિ અડકાડવાનું વચન આપ્યું હતું. વિકટર ઇમેન્યુઅલે પોતાના એલચીને વિયેનાથી પાછો બોલાવી લીધો અને લોમ્બાર્ડીના પલાયનકારો પર મૂકાયેલા આક્ષેપોના પુરાવા પ્રકટ કરવાનો આગ્રહ કર્યો. ફ્રાંસ તેમજ ઇંગ્લાંડે રાજાના આ કાર્યને ટેકો આપ્યો એટલે ઑસ્ટ્રિયનોને નમવું પડ્યું.

એ ભય કંઈ જેવો તેવો ન્હોતો અને કાવૂરને લાગ્યું કે એવો જ કોઇ બનાવ કોઇ પણ ઘડીએ તેના દેશને ઑસ્ટ્રિયા સાથે લડાઈમાં ઉતારી દે તેમ હતું અને લડાઈ જાગે તો એકલે હાથે લડવા જતા તેને ભારે નુકશાન ખમવું પડે એ પણ ચોક્કસ હતું. આથી ફ્રાંસ કે ગ્રેટબ્રિટનની જોડે મૈત્રિ કરવાની ભારે જરૂર ઉભી થઇ. ૧૮૫૪માં ક્રિમિયાનો વિગ્રહ જાગ્યો. ફ્રાંસ અને બ્રિટનની મદદથી તુર્કી, રશિયાની સામે લડ્યું;

મિત્રરાજ્યોએ સૂચના કરી કે સાર્ડિનિયાએ પોતાનું લશ્કર ક્રિમિયામાં લડવાને મોકલવું, અને રાજા તથા કાવૂર પણ પોતાનો દેશ લઢાઇમાં ભાગ લે એમ ઇચ્છતા હતા. પરંતુ આ દરખાસ્તથી લોકસભામાં તથા પ્રજાની અંદર વિરોધનું મોટું વાવાઝોડું જાગ્યું એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે: “ એક આફતકારક લડાઈના મારમાંથી હજી સાજા નહિ થયેલા પીડમોંટવાસીઓએ શામાટે પોતાનું લોહી,

નકામા આક્ષેપો મૂકી તેઓની મિલકત જપ્ત કરવામાં આવી. તેઓની ફરિયાદ કોઇ સાંભળતું નહિ તેમ તેઓને કશી દાદ પણ મળતી નહિ. ઇટાલિયનોનો દબાઇ રહેલો તિરસ્કાર કોઇ જબ્બર હુલ્લડ મચાવવા માટે હમેશાં તૈયાર જ રહેતો. મન્ટુઆમાં વિપ્લવકારોની એક બળવાન સમિતિ હતી, જેના પ્રમુખ, યુગો બાસીના જેવો વીર પાદરી એનરિકો ટાઝોલી હતો, તેને તેના મંડળના બીજા બસો સભ્યો સાથે પકડવામાં આવ્યો. મન્ટુઆના રાષ્ટ્રવીરોની તપાસ, ઇટલીના ઇતિહાસમાં, નેપલ્સના રાજદ્વારી કેદીઓની તપાસ જેટલીજ વિખ્યાત છે. 'બોંબા' રાજાના ફરમાન મુજબ ચાલતા માણસો જેટલા જ, ઓસ્ટ્રિયન ન્યાયાધીશો આ તપાસમાં અન્યાયશીલ અને ઘાતકી દેખાયા અને સેટમબ્રિની, પોયેરિયો અને તેના સાથીઓ પોતાના સિદ્ધાંતોને જેટલા ચુસ્તપણે વળગી રહેલા તેટલી જ વફાદારીથી આ આરોપીઓ પણ પોતાના સિદ્ધાંતોમાં અડગ રહ્યા. વિપ્લવકારોના નેતાઓને દેહાંતદંડની સજા થઇ અને બેલ્ફિયોરના કિલ્લામાં ૧૮૫૨ ના ડીસેમ્બર માસમાં તેઓને ફાંસી દેવામાં આવી. તેઓમાં ટાઝોલી, એક જાણીતો અને નાગરિકોનો પ્રિય થઇ પડેલો ડોક્ટર કાર્લો પોમા અને એક જુવાન વેનેશિયન ચિત્રકાર ગિયોવાની ઝામ્બેલી હતા. પોતાની જન્મભૂમિની ખાતર પ્રાણની આહુતિ આપવા તત્પર થયેલા જેકોબો રૂફિનીએ જે વીરતાભર્યા શબ્દો ઉચ્ચારેલા, તેવા જ શબ્દો ઝામ્બેલીએ પોતાની મિત્રોની રજા લેતાં ઉચ્ચાર્યા. ઝામ્બેલીએ કહ્યું, "શહીદોના લોહીથી ધર્મનાં બી વવાય છે. માતૃભૂમિની ખાતર અર્પેલું અમારૂં રક્ત, બીજા અનેક વીર દેશભક્તો પેદા કરશે."

થોડા જ માસ પછી મિલાનમાં બળવો જગાડવાના અફળ ગયેલા પ્રયાસ માટે બીજા કેટલાક કેદીઓને બેલ્ફિયોર મુકામે ફાંશી આપવામાં આવી. આ ટૂકડીમાં, ૧૮૪૯ માં બ્રેસિયાના રક્ષણ કાર્યમાં વીરતાભર્યો ભાગ લેનાર ટિટો સ્પેરી, રોમમાં ગેરિબાલ્ડીના સૈનિક

તરીકે લડનાર પીત્રો ફ્રેટિની, કાઉંટ કાર્લો મોન્ટાનેલી અને એક પાદરી બર્ટોલોમિયો ગ્રેઝિયોલી હતા.

આ કારસ્થાન પકડાઈ જવાથી લોકો પર ઘાતકી શીતમ ગુજારવાનું ઑસ્ટ્રિયનોને સુંદર કારણ મળ્યું. પીટમોંટમાં આશ્રય લઈને રહેલાં લોમ્બાર્ડીનાં કુટુંબો પર મિલાનમાં બળવો જગાડવાની ઉશ્કેરણી કરવાના આક્ષેપો મૂકી, તેઓની મિલકત જપ્ત કરવાનો મનસૂબો ઑસ્ટ્રિયનોએ જાહેર કર્યો. આમાં સાર્ડિનિયલ સરકારનું ચોકખું અપમાન સમાયેલું હતું કારણ કે બન્ને દેશો વચ્ચે થયેલી સંધિની સરતો મુજબ ઑસ્ટ્રિયનોએ પલાયનકારોની મિલકતને હાથ નહિ અડકાડવાનું વચન આપ્યું હતું. વિકટર ઇમેન્યુઅલે પોતાના એલચીને વિયેનાથી પાછો બોલાવી લીધો અને લોમ્બાર્ડીના પલાયનકારો પર મૂકાયેલા આક્ષેપોના પુરાવા પ્રકટ કરવાનો આગ્રહ કર્યો. ફ્રાંસ તેમજ ઇંગ્લાંડે રાજાના આ કાર્યને ટેકો આપ્યો એટલે ઑસ્ટ્રિયનોને નમવું પડ્યું.

એ ભય કંઈ જેવો તેવો ન્હોતો અને કાવૂરને લાગ્યું કે એવો જ કોઈ બનાવ કોઈ પણ ઘડીએ તેના દેશને ઑસ્ટ્રિયા સાથે લડાઈમાં ઉતારી દે તેમ હતું અને લડાઈ જાગે તો એકલે હાથે લડવા જતા તેને ભારે નુકશાન ખમવું પડે એ પણ ચોક્કસ હતું. આથી ફ્રાંસ કે ગ્રેટબ્રિટનની જોડે મૈત્રિ કરવાની ભારે જરૂર ઉભી થઈ. ૧૮૫૪માં ક્રિમિયાનો વિગ્રહ જાગ્યો. ફ્રાંસ અને બ્રિટનની મદદથી તુર્કી, રસિયાની સામે લડ્યું;

મિત્રરાજ્યોએ સૂચના કરી કે સાર્ડિનિયાએ પોતાનું લશ્કર ક્રિમિયામાં લડવાને મોકલવું, અને રાજા તથા કાવૂર પણ પોતાનો દેશ લઢાઈમાં ભાગ લે એમ ઇચ્છતા હતા. પરંતુ આ દરખાસ્તથી લોકસભામાં તથા પ્રજાની અંદર વિરોધનું મોટું વાવાઝોડું જાગ્યું એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે: " એક આફતકારક લડાઈના મારમાંથી હજી સાજા નહિ થયેલા પીડમોંટવાસીઓએ શામાટે પોતાનું લોહી,

જે ઝગડા સાથે તેઓને કશો સંબંધ નથી તે ઝગડામાં નકામું રેડવું ? " પણ રાજાના ટેકાને લીધે કાવૂરની જીત થઈ અને પાર્લામેંટમાં તેણે પોતાનાં કારણો દર્શાવ્યાં. ઇટલીની પ્રજા સ્વતંત્રતાપૂર્વક પોતાનું શાસનતંત્ર ચલાવી શકતી હતી એટલું જ નહિ પણ બહાદુર માણસોની જેમ સમરાંગણ પર લડી શકતી હતી એ બતાવી આપીને, બીજી યૂરોપિયન પ્રજાઓની અંદર ઇટલીની પ્રતિષ્ઠા વધારવાનો કાવૂરનો આશય હતો. અન્તે થોડીક વધારે બહુમતિયે લડાઇમાં જોડાવાનો ઠરાવ થયો. " મેં ભયંકર જવાબદારી ઉપાડી લીધી છે, " કાવૂરે કહ્યું, " પણ ગમે તે થાય તો યે મારૂં હૃદય મને સાફ કહે છે કે મેં એક પવિત્ર ફરજ બજાવી છે. "

પંદર હજાર માણસોની એક સેના જનરલ લા મારમોરાની સરદારી હેઠળ ૧૮૫૫માં ક્રિમિયા જવા ઉપડી પણ પ્રથમ તો તેઓને ફતેહ મેળવવાની એકકે તક મળી નહિ અને તેઓને રશિયનો કરતાં વધારે ભયંકર દુશ્મન, કોગળિયું અને તાવના ઉપદ્રવ સામે થવાનું દુર્ભાગ્ય ખમવું પડયું. આમાં તેઓના બારસો માણસો સાફ થઇ ગયા. વળી ઉંડા અને સર્વત્ર પ્રસરી રહેલા કાદવને લીધે ખાઇઓમાં રહેવાથી તેઓ અત્યંત હાડમાર થવા લાગ્યા. છતાં સૈનિકોએ બતાવેલો અડગ જુસ્સો પ્રશંસનીય હતો. તેઓમાંના એકે કહ્યું, " આ કાદવમાંથી આપણે ઇટલીનો ઉદ્ધાર કરીશું. " કાવૂરની મુત્સદ્દીગીરીનો વિજય સાર્ડીનિયન સેનાની જીત ઉપર નભી રહેલો હતો અને તે પરિણામની ભારે આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યો હતો. અન્તે શુભ સમાચાર આવ્યા કે ચેરનાયાના યુદ્ધમાં ઇટાલિયનોએ પોતાનું પાણી બતાવી આપ્યું હતુ. બ્રિટિશ સેનાપતીએ તેઓનાં ભારે વખાણ કર્યાં. તેણે કહ્યું, " સાર્ડિનિયન લશ્કરે, યૂરોપની મોટામાં મોટી લશ્કરી પ્રજાઓની જોડાજોડ લડવાનું પાણી બતાવી આપ્યું છે. " નોવારાની નામોશી ધોઇ નાખવામાં આવી અને પોતાના સૈનિકોએ મેળવેલી જીતથી આખી પ્રજા ખૂબ હરખાઇ ઉઠી.

કાવૂરે પોતાની જન્મભૂમિને યૂરોપનાં બીજાં રાજ્યો જેટલા જ સમાન દરજ્જે મૂકી આપી અને તેણે કરેલી મૈત્રિ ઓસ્ટ્રિયાના હુમલા સામે ઉત્તમમાં ઉત્તમ રક્ષણ આપવાનું સાધન થઈ પડ્યું. પણ એ મૈત્રિનું મહત્ત્વ સદા સાવધ દુશ્મનના ધ્યાનબહાર ન્હોતું. ઓસ્ટ્રિયન સચિવ કાઉંટ ફ્રોન બુસડમે જ્યારે ફ્રાંસ, ગ્રેટબ્રિટન અને સાર્ડિનિયા વચ્ચે કોલકરારો થયાનું સાંભળ્યું ત્યારે તે બોલી ઉઠયો. “ એ તો જાણે ઓસ્ટ્રિયાના કાનમાં ગોળી ઠોકી. ”

ક્રિમિયન વિગ્રહમાં રશિયાનો પરાભવ થયો અને ૧૮૫૬ના ફેબ્રુઆરીમાં સુલેહની સરતો નક્કી કરવા માટે પેરિસમાં એક સમિતિ બેઠી. સમિતિનો પ્રમુખ ફ્રેન્ચ સચિવ કાઉંટ વાલેસ્કી હતો; ઇગ્લાંડનો પ્રતિનિધિ લોર્ડ કલેરન્ડન હતો, વિયેનાથી કાઉંટ બુઓલ આવેલો, રશિયાથી કાઉંટ આર્લોફ આવ્યો હતો જ્યારે તુર્કી તરફથી ગ્રાંડ વઝીર પ્રતિનિધિ તરીકે આવેલો અને કાઉંટ કાવૂર પીડમોંટ તરફથી આવ્યો હતો. કાવૂરને આ અતિ જવાબદાર કાર્ય સોંપાયેલું હતું પણ ચાતુર્ય, નમ્રતા, સુંદર રીતભાતો અને દરેક વિષય વિષેના તેના અણીશુદ્ધ જ્ઞાનને લીધે તેણે બીજા પ્રતિનિધિયો પર પોતાનો સારો પ્રભાવ પાડયો. પાર્મા અને મોડેનાનાં રાજ્યો જેઓએ ૧૮૪૮ માં સાર્ડિનિયાના રાજાના આધિપત્ય હેઠળ રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી, તેઓને પીડમોટની સાથે જોડી દેવાની તેની ઇચ્છા હતી. વળી તે પોપના ખરાબ શાસનતંત્રમાં ખૂબ દુઃખી થઇ રહેલા રોમાના નામના પ્રાંતમાં સ્વરાજ્ય સ્થાપવા માગતો હતો. પણ કાઉંટ બુઓલ આ મસલતથી ઇટલીને કશો પણ લાભ ન મળે એ જાતનો નિશ્ચય કરીને બેઠો હતો અને ઓસ્ટ્રિયાને ખોટું લગાડવાની બીકે ફ્રેન્ચ અને બ્રિટિશ પ્રતિનિધિયો કાવૂરને ટેકો આપે તેમ ન્હોતું. ૧૮૫૬ ના માર્ચની ૩૦ મી તારીખે, જ્યારે સુલેહના કરારો પર સહીઓ મૂકાઇ ત્યારે કાવૂર ‘ મસલતથી નાનામાં નાના રાજ્યને લાભ થયેલો તેટલોયે લાભ મેળવ્યા વગર ખાલી હાથે, ’ સાવ

નિરાશ અને પડી ગયેલા ચહેરે ટયુરિન જવાની તૈયારી કરવા લાગ્યો.

સમિતિની છેલ્લી બેઠકમાં શહેનશાહે કાઉંટ વાલેસ્કીને ઈટલી સંબંધી ચર્ચા શરૂ કરવાની આજ્ઞા કરી. આ મહત્વની ચર્ચામાં, અગાઉ થઇ ગયેલા બધા કામકાજ દરમિયાન કાવૂરે બતાવેલી ડહાપણ ભરી વર્તણૂંકની સારી અસર થઇ. તે પોતાના વિનયશીલ વર્તનથી કાઉંટ ઓર્લોફની સહાનુભૂતિ અને આશ્રય મેળવી શક્યો પણ ઓર્લોફ તો પરાજીત પ્રજાનો પ્રતિનિધિ હતો. કાવૂરના મુત્સદ્દીગીરીભર્યા વિચારોમાં રહેલી ન્યાયપ્રિયતા અને નમ્રતાની લોર્ડ ક્લેરન્ડન પર પણ સારી છાપ પડી અને ઈટલીનાં દુઃખો વિષે કાવૂર એટલા બધા જુસ્સા અને ગુસ્સા-પૂર્વક બોલ્યો કે તેના શ્રોતાઓ તો ચમકી ઉઠયા. લોર્ડ ક્લેરન્ડનની આંખ પણ ઉઘડી ગઇ. તેણે નેપલ્સના ફરડિનાન્ડની સરકારને એક પાપ ગણીને વખોડી કાઢી અને પોપની સરકારને યૂરોપની ખરાબમાં ખરાબ સરકાર કહી ધિક્કારી કાઢી. તેણે જાહેર કર્યું કે ઈટલીનો કબજો લઈ બેઠેલાં ઓસ્ટ્રિયન અને ફ્રેન્ચ લશ્કરો, યૂરોપની સુલેહમાં દખલ કરનારા એક ચાલૂ ભયરૂપ જ હતા.

પછી કાવૂરે ડહાપણભર્યું અને નમ્રતાયુકત ભાષણ કર્યું અને તેના શબ્દોની ઠીક અસર પડી. તેણે બતાવી આપ્યું કે બોલોના, ફેરારા, પાર્મા અને બીજાં શહેરોનો કબજો લઇને ઓસ્ટ્રિયનો કોલકરારોનો ભંગ કરી રહ્યા હતા તેથી એ કાર્ય અન્યાયભર્યું હતું; ઇટાલિયન રાજકાજમાં પરદેશીઓની દખલથી લોકોના મગજ ઉકળી જતાં હતાં અને કાવત્રાં તથા બળવાઓ જાગતાં, જે દાબી દેવા સાર્ડિનિયા જેવું સુવ્યવસ્થિત રાજ્ય પણ શક્તિમાન્ ન્હોતું. અત્યાર લગણ કાવૂર પ્રત્યે આવેશભરી બેપરવાહ બતાવી રહેલા કાઉંટ બુઓલે હવે પોતાની વર્તણૂક બદલી. ખોટી પાડી શકાય નહિ એવી હાનિકારક જુબાનીથી ઓસ્ટ્રિયન સરકારની પ્રતિષ્ઠાને હાનિ પહોંચતી હતી એ તેણે બરાબર જોયું અને તેણે ઉપર ઉપરથી મીઠાં ભાષણો

કરી કાવૂરને સમજાવી દેવાની કોશિષ કરી. તેને વિનયભર્યો પણ ઠંડો આવકાર મળ્યો અને શાહેનશાહ તેમ જ લોર્ડ કલેરન્ડન તરફથી તેને કશું ઉત્તેજન મળ્યું નહિ. તે હતાશ થઇને વિયેના પાછો ફર્યો. કાવૂરે ખરેખરી રાજદ્વારી જીત મેળવી હતી. મહાન્ રાષ્ટ્રોની સમિતિમાં તેણે પોતાનું પાણી બતાવી આપ્યું હતું અને અત્યારલગણ ઇટલીની વાત તરફ અવગણના દાખવવા છતાં તેઓને આ વખતે તેની બધી વાત સાંભળવી પડી હતી. ખુદ ઇટલીના રાજાઓના દુરાજ્યમાંથી અને ઓસ્ટ્રિયાના ત્રાસમાંથી મુક્ત થવાની ઇટાલિયન લોકોની લડત સાચી હતી એ તેણે પુરવાર કરી આપ્યું હતું. આ ઉપરાંત, સાર્ડિનિયાના રાજાના પ્રતિનિધિ તરીકે હાજર થવા છતાં તે પ્રજાના નેતા તરીકે, ઇટાલિયન આઝાદીના હિમાયતી તરીકે વર્ત્યો હતો. ત્યાર પછી આખી દુનિયાએ જાણી લીધું કે ઇટલીનું ભાવિ વિક્ટર ઇમેન્યુઅલ અને તેના નિપુણ મહા-સચિવના હાથમાં હતું.



કોઈ દુન્યવી નૃપાળના આધિપત્યનો આદર્શ રાખવો, એ તેને મહાપાપનું કૃત્ય લાગ્યું. તેણે આટલું કબૂલ કર્યું કે ઇટલીને મુક્ત કરવામાં ઇશ્વરે વિક્ટર ઇમેન્યુઅલને પોતાના સાધન તરીકે પસંદ કર્યો હોય એ બનવાજોગ હતું પણ એક વખત એ ભગીરથ કાર્યની સિદ્ધિ થયા પછી ઇટાલિયન પ્રજા, ઈશ્વરની સેવામાં રત થનારા અને માનવજાતિના બંધુત્વનો સિદ્ધાંત સ્વીકારનારા પ્રજાસત્તાકમાં જ ભેગા મળશે એવી તેની ધારણા હતી.

મેઝિની વીસ વર્ષથી દેશવટો ભોગવી રહ્યો હતો અને પોતાની ગેરહાજરીમાં જે ફેરફારો થવા પામેલા તે, તેના ધ્યાન બહાર રહ્યા. યુવાવસ્થામાં તે કારસ્થાનો અને વિપ્લવને જ, અસહ્ય ત્રાસને નાબૂદ કરવાનો એકમાત્ર ઉપાય ગણતો હતો અને હવે બીજાં વધુ સારાં સાધનો ઉભાં થયેલાં હોવા છતાં તેણે વિપ્લવથી જ કાર્ય કરવાનું ચાલૂ રાખ્યું અને જે વખતે ખૂનામરકી દેશને હાનિકારક હતી તથા પોતાના દિલમાં વસેલા મનોરથને સહાય્યરૂપ થઇ પડે તેમ ન્હોતી તે વખતે તે એવા વિચાર પોષી રહ્યો હતો. કાવૂરને તો વિપ્લવની સહુથી મોટી બીક હતી કારણ કે બળવો જાગે તો દેશની સરકારને બટ્ટો લાગે અને સહુથી ચડિયાતા અને સુવ્યવસ્થિત રાજ્ય તરીકે વખણાયેલા સાર્ડિનિયાના રાજ્યની પ્રતિષ્ઠાને ઇજા પહોંચે. તે મેઝિનીને ભયંકર મસાલ જેવો અને તેના પ્રજાસત્તાકવાદી વિચારોને રાજા પ્રત્યે બેવફાઈ બતાવનારા ગણતો હતો. મેઝિની અને કાવૂર હાથમાં હાથ મિલાવીને કાર્ય ન કરી શક્યા એ ઈટલીનું મહા દુર્ભાગ્ય નિવડ્યું. તેઓ જો એકબીજાને ઓળખતા હોત તો તેઓના દેશભક્તિભર્યા આદર્શો વચ્ચે સહાનુભૂતિની ગ્રન્થિ બાંધવામાં તેઓ ભાગ્યે જ અફળ નિવડત; પણ તેઓનો કદી મેળાપ થયો નહિ અને છેવટ લગી તેઓ એકબીજા વિષે ખોટા ખ્યાલો ધરાવતા રહ્યા. છતાંયે મેઝિનીના અગાઉના બોધથી નખાયેલા પાયા પર જ કાવૂર, કોઇ કુશળ સ્થપતિની જેમ, ઇટાલિયન પ્રજાની ભવ્ય ઈમારત ઉભી કરી શક્યો.



 ધી થર્ડ નેપોલીયન.

K. A. W. Vardhman & Sons Bombay 3.

વિપ્લવકારી કારસ્થાનો સાર્ડિનિયાની સુલેહને ભયમાં લાવી મૂકે એ જાતની કાવૂરની બેચેની સકારણ હતી. ૧૮૫૩ માં મિલાનમાં થયેલા બળવામાં મેઝિનીનો હાથ હતો. આ બળવાનું કારણ આગળ કરીને ઓસ્ટ્રિયનોએ પીડમોંટની સરકાર સાથે ઝઘડો ઉઠાવવાની કોશિષ કરવા માંડી અને ૧૮૫૭ ના જુન માસમાં બીજું એક કારસ્થાન, જેમાં પણ તેનો હાથ હતો, પકડાઇ ગયું.

આ સાહસનો સરદાર સિસિલિયન ઉમરાવ કાર્લો પિસાકેન હતો, જેનો ઇરાદો ફરડિનાન્ડ બીજાની ખરાબ સરકાર સામે નેપલ્સમાં બંડ ઉઠાવવાનો હતો. પોયેરિયો, સેટમબ્રિની અને તેના સાથીઓના અન્યાયથી લેવાયેલા પ્રાણની કરૂણાજનક કથા લોકોના મગજમાં તાજી જ હતી અને 'બોંબા' રાજા સામે લોકો ખૂબ ઉકળી ઉઠયા હતા. એગિસેલિયો મિલાનો નામના એક નેપલ્સના સૈનિકે રાજાનું ખૂન કરવાનો પ્રયાસ કર્યો હતો, પણ રાજાએ અંદર પહેરેલા બખ્તરને લીધે જ તેની જીંદગી બચી ગઈ. પોતાના કમનશીબ દેશબંધુઓને આઝાદી અપાવવાનો તેનો પ્રયાસ સાવ સાચો હતો, એ વાત પિસાકેનના દિલમાં બરાબર ઠસાવવામાં આવી હતી અને આથી તે પોતાના જાન કુરબાન કરવાને તૈયાર હતો. તેણે કહ્યું: " હું ફાંસીને માચડે મરી જઉં તોયે મારી તો જીત જ થશે. હું તો મારા દેશને ચાહું છું અને તેની ખાતર પ્રાણ સમર્પી દઉં એજ હું ઇચ્છી રહ્યો છું, અને હું સહર્ષ કુરબાન થવા તૈયાર છું. " તેને તેના મિત્રો બહુ ચાહતા પણ જરા વધારે સાવચેત રહેનારા તેના મિત્રોએ તેને એ સાહસથી દૂર રહેવાનું કહ્યું કારણ કે તેઓને એ અવસર યોગ્ય લાગતો ન્હોતો. પણ તે પોતાના નિશ્ચયથી ડગે તેવો ન્હોતો. બેરન નિકોટેરા અને બીજા વીસેક માણસોને લઇને તે ૧૮૫૭ ના જુન માસમાં

જીનોવાથી ઉપડયો અને પોન્ઝા નામના કેદીઓના ટાપુ પર ઉતરીને તેણે રાજદ્વારી કેદીઓને તથા બીજા ગુનાહગારોને છોડી મૂકયા. પોતાની મુક્તિના બદલામાં બધા કેદીઓ તેઓના સાહસમાં જોડાયા. પિસાકેને, રોસાલિનો પાઇલો નામના એક બીજા સિસિલિયનને પોતાને જોઈતાં હથિયારો લઇને દરિયામાં મળવાનું કહેવડાવ્યું હતું, પણ બન્નેની હોડીઓનો મેળાપ થવા પામ્યો નહિ. આમછતાં, તે પોતાની યોજનાને વળગી રહ્યો અને પોતાના ઓછાં હથિયારવાળા તથા ઓછી તાલીમવાળા માણસો સાથે સાલેર્નો આગળ આવેલા સપ્રી મુકામે ઉતર્યો. નેપલ્સના સત્તાવાળાઓએ એવી અફવા ઉડાડી કે તે જેલમાંથી નાસી છૂટેલા ખૂનીઓ અને લૂટારાઓની ટોળીનો સરદાર હતો. આથી ખેડૂતો તેઓના પર હલ્લો કરવામાં સરકારી લશ્કરની સાથે જોડાયા અને ભયંકર ઝપાઝપીમાં પિસાકેન અને તેના ઘણાખરા માણસો માર્યા ગયા. બીજાઓ પહાડોમાં નાસી ગયા અથવા પકડાયા અને તેઓને નેપલ્સનાં ભયંકર કેદખાનામાં પૂરવામાં આવ્યા. આમ આ વીરતાભર્યા પણ અવળી સલાહથી દોરવાયેલા પ્રયાસનું પરિણામ સંપૂર્ણ પરાજયમાં આવ્યું. દરમિયાન જીનોવામાં રહેલા કારસ્થાનીઓએ પિસાકેનના સાહસ માટે જોઈતાં હથિયારો મેળવવાની અને દારૂખાનું હાથમાં લેવાની યોજના કરી. પણ આ કારસ્થાન સુદ્ધાં પકડાઈ ગયું અને કાવત્રાંબાજોને સખ્ત સજા કરવામાં આવી. કેટલાકને કેદ પકડવામાં આવ્યા; મેઝિની તેમ જ બીજાઓને મોતની સજા કરવામાં આવી પરંતુ તેઓ નાસી જવામાં સફળ થયા.

૭ માસ પછી બીજા એક બળવાખોરે કાવૂરના વાંચ્છિત અભિલાષોને લગભગ તોડી પાડયા. ૧૮૫૮ના જાન્યુઆરીમાં નેપોલિયન ત્રીજાનું ખૂન કરવાનો એક પ્રયાસ થયો. તે અને સમ્રાજ્ઞી યુજીન પેરિસમાં ગાડીમાં બેસીને ઑપેરા ભણી જતાં હતાં તે વખતે બૉંબ ફેંકવામાં આવ્યા, જેથી તેઓની ગાડી ભાંગી ગઈ અને આસપાસ ઉભા

રહેલા કેટલાક માણસો ઘાયલ થયા. પણ સમ્રાટ અને સમ્રાજ્ઞી નજીવી ઈજા ખમી બચી ગયાં. જ્યારે કાવૂરે આ સમાચાર સાંભળ્યા ત્યારે તે બોલી ઉઠ્યો: " ખૂની જો ઇટાલિયન ન હોય તો સારૂં!" પણ તે ઇટાલિયન જ નીકળ્યો. તે રોમન લોકસભાનો આગલો સભાસદ અને મેઝિનીનો મિત્ર પીત્રો ઓર્સિની હતો. પોતાના ખૂનના આ પ્રયાસથી ખૂબ ભડકી ઉઠેલા શહેનશાહે, પીત્રો ઓર્સિનીની જેમ બીજાં રાજ્યોના જે ઇટાલિયન બળવાખોરો સાર્ડિનિયામાં આશ્રય લઈને રહ્યા હતા, તેઓને સાર્ડિનિયામાંથી તાબડતોબ હાંકી કાઢવાની માગણી કરી. પણ વિક્ટર ઇમેન્યુઅલની દૃઢ અને મર્દાઈભરી વર્તણૂકથી જ ફ્રાંસની સાથે ઝઘડો થતો અટક્યો. તેણે કહ્યું, " એક વફાદાર મિત્ર રાજ્ય પ્રત્યે આવી વર્તણૂક ન શોભે. ગમે તેને હાથે થયેલી હિંસાને મેં કદી વેઠી લીધી નથી અને હું માનભર્યા પન્થે જ ચાલનારો છું, કારણ કે હું માનું છું કે સારે મારી પ્રજાને અને ભગવાનને જવાબ આપવાને છે. " શહેનશાહનો ક્રોધ શમી ગયો. તેણે સાર્ડિનિયન એલચીને કહ્યું, " તમારો રાજા ઘણો ફાંકડો માણસ છે. "

ઓર્સિનીને દેહાંતની સજા થઇ પણ તેના વધ પહેલાં તેણે લુઇ નેપોલિયનને એક હૃદયસ્પર્શી પત્ર લખ્યો. ઇટલીનાં દુર્ભાગ્યોથી હતાશ થઇને, પોતાના દેશબંધુઓની કુરબાનીની તરફ દુનિયાનું ધ્યાન ચોંકાવવા ખાતર તેણે પ્રાણઘાતક સાહસ ઉઠાવી પોતાની જીંદગી જોખમમાં નાખી હતી, એમ તેણે એ પત્રમાં લખ્યું. વળી તેણે તેમાં જણાવ્યું, " જ્યાં લગી ઇટલી મુક્ત નથી થયું ત્યાંલગી યૂરોપમાં કદી શાંતિ સ્થપાનાર નથી અને આપ નામદારની સલામતી જળવાવાની નથી, ઇટલીને આઝાદ કરો અને અઢી કરોડ ઇટાલિયનોના આશીર્વાદો આપના પર ઉતરશે. " ફાંસીને માચડેથી કરવામાં આવેલી આ અપીલની શહેનશાહના મન પર ઉંડી અસર થઈ અને સાથે સાથે તેની ગુપ્ત યોજનાઓને ખિલવવાની પણ તેને આથી તક

મળી. તે ઇટલીમાં તેમ જ અન્ય દેશોમાં ઇટલી માટે જાહેર સહાનુભૂતિ જગાડવા માગતો હતો અને આ હેતુથી શહેનશાહે ઓર્સિનીનો પત્ર છાપાંઓમાં પ્રકટ કરવા માટે કાવૂરને મોકલી આપ્યો. વળી તેણે ઓસ્ટ્રિયા પર હલ્લો લઇ જવાની યોજનાઓ વિષે ચર્ચા કરવા સારૂ કાઉન્ટને ગુપ્ત રીતે આમંત્રણ મોકલ્યું. આમ જે કારસ્થાનમાં ફ્રાંસ અને સાર્ડિનિયા વચ્ચેનો મૈત્રિભર્યો સંબંધ તુટી પડવાનો ભય હતો, તેની અસર ઉલટી જ નિવડી.

૧૮૫૮ ના જુલાઇમાં કાવૂર નેપોલિયનને મળવા માટે ગૂપચુપ પ્લોબીર ઉપડી ગયો. શહેનશાહ પોતાના અતિથિને એકલો જ જંગલમાં દૂર લઇ ગયો અને તેઓએ એવી ગોઠવણ કરી કે લોમ્બાર્ડી અને વેનેશિયા પાછા મેળવવા માટે અને રોમાનાને પોપની સતા હેઠળથી મુક્ત કરવા માટે ફ્રાંસે સાર્ડિનિયાને ટેકો આપવો. બદલામાં નેપોલિયને સાર્ડિનિયાનો સેવોય પ્રાંત ફ્રાંસની સાથે જોડી દેવાની અને રાજકુમારી કલોટિલ્ડને શહેનશાહના પિત્રાઇ રાજકુમાર નેપોલિયનની સાથે પરણાવવાની માગણી કરી. આ મસલત સાવ ગુપ્ત રાખવાની હતી. માત્ર વિક્ટર ઇમેન્યુઅલને તે જણાવવાની હતી.

આ બે સરતો સાંભળીને વિક્ટર ઇમેન્યુઅલને ભારે કષ્ટ થયું. સોળ વર્ષની સુંદર રાજકુમારી કલોટિલ્ડ પોતાના પિતાની જોડે જ રહેતી અને તે તેની અતિ પ્રિય પુત્રી હતી. રાજકુમાર નેપોલિયનની ઉમ્મર તેના બાપ જેવડી હતી. અને તે એવો કુલીન કુટુંબનો યે ન્હોતો કે યૂરોપના એક અતિ કુલીન કટુંબની રાજકુમારી તે પરણી શકે. આવું કજોડું સુખી નિવડે એવો સંભવ ન્હોતો. છતાં જ્યારે રાજકુમારીનો અભિપ્રાય પૂછવામાં આવ્યો ત્યારે તેણે જવાબ આપ્યો. " દેશના હિતની ખાતર હું આ લગ્ન કરવા તૈયાર છુ. ". સેવોય ફ્રાંસની સાથે જોડી દેવાનું કાર્ય પણ એટલું જ દુ:ખકર હતું. સેવોય તો રાજાની જન્મભૂમી હતી; રાજકીય કુટુંબનું વતન હતું. રાજકુમારીએ રાજકુમાર નેપોલિ

યનને પરણવાની કબૂલાત આપ્યા પછી વિકટર ઇમેન્યુઅલે સેવોય વિષે કશો વાંધો ઉઠાવ્યો નહિ. " બાળક તો ગયું છે, " તેણે કહ્યું. " તો ભલે પાલણું પણ જતું. "

લુઇ નેપોલિયને પોતાના પ્રધાનોને સાર્ડિનિયા સાથના છૂપા કરારની ગંધ આવવા દીધી નહિ. ૧૮૫૯ ના જાન્યુઆરીની પહેલી તારીખે તેણે નવીન વર્ષનો ઉત્સવ ઉજવ્યો. તે દિવસે ઓસ્ટ્રિયન એલચીના જવાબમાં તેણે કરેલા ભાષણમાં તેના ઈરાદાઓની ઝાંખી છાયા દેખાઈ તેણે કહ્યું, " મને ખેદ થાય છે કે આપણી સરકારો વચ્ચેના સંબંધો જોઇએ તેટલા સંતોષકારક નથી. " આ શબ્દોથી ભારે ખળભળાટ જાગ્યો. કારણ કે તેમાં ફ્રાંસ અને ઓસ્ટ્રિયા વચ્ચે લડાઇ જગાડે તેવો વિરોધનો ધ્વનિ સમાયેલો હતો. ખાસ કરીને ઇટલીમાં તે શબ્દોથી ભારે ઉશ્કેરણી જાગી, જે જાન્યુઆરીની દસમી તારીખે પાર્લામેંટ ખૂલ્લી મૂકતી વખતે રાજાએ કરેલા ભાષણથી દસગણી વધી પડી. તેણે કહ્યું, " મામલો હજી ભયમુકત થયો નથી કારણ કે જો કે અમે સંધિના કરારોને માન આપીએ છીએ છતાં ઇટલીના આટઆટલા ભાગોમાંથી અમને સંભળાઇ રહેલા આર્ત્તનાદ તરફ અમે આંખમીંચામણાં કરી શકતા નથી. " આ શબ્દોના ઉચ્ચાર સાથે જ બધા શ્રોતાજનોએ ગગનભેદક જયધ્વનિ ગજાવ્યો, જ્યારે ઘણા તો પોતાની આંખમાંથી સરતાં આનંદનાં આંસુઓ ખાળી શકતા ન્હોતા, કારણ કે સહુ કોઈ એમ જ સમજતું હતું કે રાજા સારા ઇટલીને મુકત કરવાનો પોતાનો મનસૂબો ખૂલ્લંખૂલ્લા જાહેર કરી રહ્યો હતો.

લોમ્બાર્ડી અને વેનેશિયામાં ચાલતા ઓસ્ટ્રિયન રાજયતંત્ર વિષે પેરિસની સમિતિમાં જે સખ્ત ટીકાઓ થઇ હતી, તે સંબંધી કાઉંટ બુઓલે ફ્રાંસિસ જોસેફનું ધ્યાન ખેંચ્યું હતું. ત્યાર પછી તે લોકોનો પ્રેમ પછી પાછો જીતી લેવાને પોતાથી બનતું કરી ચૂકયો હતો પણ તેની બધી મહેનત વ્યર્થ ગઈ. લોકો પોતાને ખમવાં પડેલાં સંકટો કદી

વિસરે તેમ ન્હોતું. લડાઇની અફવા સાંભળી, જેઓને બળજબરીથી ઓસ્ટ્રિયન સેનામાં જોડાવું પડે તેવા હજારો ઇટાલિયન યુવકો પીડમોંટમાં નાસી ગયા અને સાર્ડિનિયન સેનામાં જોડાયા. જીવના જોખમે પણ તેઓ પહાડ ચડયા, નદીઓ તરી ગયા, દિવસોના દિવસો સુધી ગુફાઓમાં અને ટેકરીઓની બખોલોમાં સંતાઇ રહ્યા અને આ રીતે સરહદપર ચોકી કરતા ઓસ્ટ્રિયન પહેરેગીરોની નજર ચૂકાવી ગયા. કાવૂરે ઇટલીના દરેક રાજ્યના સૈનિકોને વધાવી લીધા, કારણ કે તમામ પરદેશીઓને હાંકી કાઢવા માટેની આવતી લડાઇને એક રાષ્ટ્રીય જંગ બનાવવાની તેની ઇચ્છા હતી. તેણે આ સ્વયંસેવકોની જૂદી સેના ઉભી કરવાનો નિશ્ચય કર્યો અને તેની સરદારી એવા કોઇ સરદારને આપવી કે જેનાં નામ અને કીર્તિને લીધે એકેએક દેશભક્ત તેના ધ્વજ હેઠળ આવીને ખડો થઇ જાય. તેને આવો સરદાર બહુ શોધવો પડયો નહિ. કાવૂરે તરત જ ગેરિબાલ્ડીને બોલાવી મંગાવ્યો. પણ ગેરિબાલ્ડી આ વખતે ક્યાં હતો?

આપણે જોઈ ગયા કે ૧૮૪૯ ના ઓગસ્ટમાં તે ઓસ્ટ્રિયનોના હાથમાં પકડાતો જરા માટે બચી ગયો હતો. એ વખતે તે સ્પેઝિયાના અખાતમાં આવેલા પોર્ટોવિનેર નામના બંદર પર ઉતર્યો હતો. અહીં તેને ટ્યુરિનની સરકારના હુકમથી પકડવામાં આવ્યો અને તેને કહેવામાં આવ્યું કે તેને તિરસ્કારનારા ઓસ્ટ્રિયનોને અને રોમ મુકામે તેના હાથે પરાજીત થયેલા ફ્રેન્ચોને, તેની હાજરી કટંકવત્ સાલતી હતી. ગેરિબાલ્ડી ધારત તો ખૂશીથી એ હુકમનો ભંગ કરી શકત પણ તે ચૂપચુપ તેને તાબે થઇ ન્યૂયોર્ક ચાલ્યો ગયો. ત્યાં તે એક ફ્લોરેન્સવાસી એન્જેલો મ્યુસી નામના શખ્સની નોકરીમાં, મીણબત્તીના કારખાનામાં તેના મદદનીશ તરીકે જોડાયો. તે ધીરજ-પૂર્વક ચરબી ઉકાળતો અને મીણબત્તીઓ બનાવતો અને આમ કરીને પોતાના નિર્વાહ જેટલું કમાઇ લેતો. ૧૮૫૧માં એક વેપારી વહાણનો કબજો તેના હાથમાં સોંપવામાં આવ્યો અને ચાલૂ ચાર

વર્ષ સુધી તેણે દરિયો ડહોળ્યો. આવી ભટકતી જીંદગીથી કંટાળીને તે નાઇસ પાછો ફર્યો અને અધિકારીઓએ તેના તરફ કશું ધ્યાન ન આપવાથી તે ત્યાં જ ઠરી ઠામ થયો. તેનાં ત્રણ બાળકો તેને હર્ષથી ભેટયાં પરંતુ પોતાના માતૃભક્ત પુત્રનું હૃદય રંજીત કરવાને વૃદ્ધ સીનોરા રોસા ( ગેરીબાલ્ડીની માતા ) આ વખતે જીવતી ન્હોતી. ૧૮૫૪માં, પોતાના ભાઇ તરફથી વારસામાં મળેલાં નાણાં‌માંથી ગેરિબાલ્ડીએ સાર્ડિનિયાના કિનારાથી થોડે દૂર આવેલા કાપ્રેરા દ્વિપનો કેટલોક ભાગ ખરીદી લીધો. ત્યાં તેણે એક માળનું પત્થરનું મકાન બાંધ્યું. અને તે પછી તે ત્યાં જ રહેવા લાગ્યો.

મેનિનની જેમાં ગેરિબાલ્ડીના મગજમાંથી પ્રજાસત્તાકવાદી વિચારો ભૂસાયાં ન્હોતા છતાં કોઈ રાજાના આધિપત્ય હેઠળ રહેવાની લોકોની વૃત્તિ વધારેને વધારે સબળ થતી જોઇને તે રાષ્ટ્રીય મંડળમાં જોડાયો, જેનો તેને ઉપપ્રમુખ બનાવવામાં આવ્યો. ફરી લડાઇ કરવા માટેની તૈયારી કરવાનો કાવૂરનો સંદેશો તેને મળ્યો કે તરત જ તેણે એ વાત સહર્ષ સ્વીકારી લીધી. એક મળસ્કે કાવૂરનો પોતાના ખાનગી સેવક તરફથી કોઈ અજાણ્યા માણસના આગમનના સમાચાર મળ્યા. “ તે પોતાનું નામ જણાવતો નથી. ” નોકરે કહ્યું “ પણ તેણે મોટી ટોપી પહેરી છે અને તેના હાથમાં મોટો ડંગોરો છે. ” “ તેને અહીં બોલાવ, ” એ શબ્દો કાવૂર ઉત્સાહપૂર્વક બોલી ઉઠયો અને બીજી જ પળે બે મહાન પુરૂષો એકબીજાને રૂબરૂ મળ્યા. થોડા જ માસમાં ઓસ્ટ્રિયાને હાથે જ લડાઈ જગાડવાનો પોતાનો મનસૂબો કાવૂરે ગેરિબાલ્ડીને જણાવ્યો અને તેની સરદારી હેઠળ ૧૮૪૮માં લડેલી ‘ આલ્પ્સના શિકારીઓ ’ના નામવાળી ટૂકડી જેવી જ બીજી એક ટૂકડી ઉભી કરવાનું કામ તેને સોંપ્યું. ગેરિબાલ્ડીને પોતાના અમલદારો, ચૂંટવાની છૂટ હતી. તે અને તેની સેના બીજા લશ્કરની જોડેજ લડવાના હતાં છતાં તેઓ તેનાથી સ્વતંત્ર રહેવાનાં હતાં. કાવૂર

જોડે વાતચીત થયા પછી પહેલી જ વાર રાજાએ ગેરિબાલ્ડીને સુલાકાત આપી. બન્ને યોદ્ધાઓ તરત જ મિત્ર બની ગયા અને ગેરિબાલ્ડીના પ્રજાસત્તાકવાદી વિચારો પોતાના રાજાની ઇચ્છાનો અમલ કરવાની સ્નેહભરી વફાદારીમાં વિલીન થઈ ગયા.

ગેરિબાલ્ડીએ પોતાની સેનાને ઉભી કરવાનું અને તાલીમ આપવાનું કામ શરૂ કરી દીધું. તેના મશહૂર નાયકો, મેડિસી, બિક્ષિયો, કોસેન્ઝ અને બીજાઓ, જેઓ તેની જોડે છેક મોતના જડબા સુધી જઇ આવ્યા હતા, તેઓ તેની હાક સાંભળીને દોડી આવ્યા; અને બાહોશ તબીબ તથા ગેરિબાલ્ડીના સૈનિકોના પ્રેમાળ મિત્ર ડો. બરટાનીએ તબીબી ટૂકડીની દેખરેખ પાછી સંભાળી લીધી. આ વખતની ગેરિબાલ્ડીની સેનાને પણ 'કાસિયેટરી' કહેવામાં આવી અને હજાર હજાર સૈનિકોની ત્રણ ટૂકડીઓ તો જોતજોતામાં તૈયાર થઈ ગઈ. તેમાં અનેક કુલીન, સુશિક્ષિત, ધનાઢ્ય અને જમીનદાર ગૃહસ્થો જોડાયા, જેઓ ગેરિબાલ્ડીના અનુયાયીઓ તરીકે જોડાવામાં ગૌરવ માનતા હતા.



# પ્રકરણ અઢારમું.

## ઓસ્ટ્રિયા સામે લડાઇ.

કાવૂર સામે હવે અતિ મુશ્કીલ કાર્ય આવી પડ્યું હતું. સાર્ડિનિયા નહિ પણ ઓસ્ટ્રિયા જ પ્રથમ પહેલું સંધિનો ભંગ કરે એજ સરતે ફ્રાંસના શહેનશાહે મદદ આપવાનું વચન આપેલું હોવાથી દેશને લડાઇ માટે એવી રીતે તૈયાર કરવાનો હતો કે ઓસ્ટ્રિયાને જેમાં વૈરવૃત્તિની ગંધ આવે એવું એકકે કાર્ય બનવા ન પામે. વળી શહેનશાહે એવો પણ આગ્રહ કરેલો કે લડાઈ જાહેર કરવાનો વખત અને તેને લગતા સંજોગોનો નિર્ણય કરવાનું તેના પર છોડવું. આથી કાવૂર પોતાના ઇરાદા સંબંધી ચાલૂ અનિશ્ચિતતામાં જ ગોથાં ખાયાં કરતો હતો.

રાજકુમારી કલોટિલ્ડ અને નેપોલિયનનાં લગ્ન ૧૮૫૯માં થયાં. આ પરથી ઓસ્ટ્રિયન સરકારને લાગ્યું કે ટ્યુરિન અને પેરિસની સરકારો વચ્ચે કંઇ સમજૂતી થઇ હોવી જોઇએ, જે પોતાને ભયંકર નિવડે તેવો સંભવ હતો. આથી ઓસ્ટ્રિયા લશ્કરી તૈયારીઓ કરવા લાગ્યું અને લશ્કરને સાર્ડિનિયાની સરહદ ભણી ખસેડવા માંડ્યું. આ ભયના જવાબમાં કાવૂરે પીડમોંટી લશ્કરની કેટલીક ટુકડીઓને બોલાવી. યૂરોપમાં વિગ્રહ સળગી ઉઠવાના ભયથી ભડકી ઉઠીને રશિયા અને ગ્રેટબ્રિટને એક સુલેહસમિતિ બોલવવાની ભલામણ કરી. આ ભલામણ ઓસ્ટ્રિયાએ એવી સરતે સ્વીકારી કે તે સમિતિમાં સાર્ડિનિયાના પ્રતિનિધિયો ન હોવા જોઇએ, અને પીડમોંટી લશ્કર વિખેરી નંખાવું જોઇએ. સમિતિનો હેતુ ઇટાલિયન પ્રકરણ વિષે ચર્ચા કરવાનો હતો એટલે ચર્ચામાં સાર્ડિનિયાને ભાગ લેતું અટકાવવું એ તેનું હડહડતું અપમાન કરવા જેવું હતું. વળી લશ્કર વિખેરી નાખવાની માગણીનો અમલ કરવામાં આવે

તો પછી તેને સાવ દુશ્મનની દયા પર જ  સી રહેવું પડે. ફ્રાંસના સમ્રાટ્‌ની વૃત્તિ ઓસ્ટ્રિયન સરતો સ્વીકારવાની તરફેણમાં જોઇ કાવૂરને ભારે શોક થયો. તેણે તરત જ જબ્બર વિરોધ બતાવનારો પત્ર પેરિસ મોકલી આપ્યો કે ફ્રાંસ પોતાના મિત્રરાજ્યનું આવું ભયંકર અપમાન થવા દેશે તો વિક્ટર ઇમેન્યુઅલ પોતાની રાજ્ય-ગાદીનો ત્યાગ કરશે અને કાવૂરની સાથે નિવૃત્ત થઇ અમેરિકામાં જઇને રહેશે, જ્યાં તેઓ નેપોલિયન સાથનો આખો પત્રવ્યવહાર પ્રકટ કરશે. તરત જ કાવૂરને પેરિસ બોલાવવામાં આવ્યો અને કોઈ નિશ્ચિત કાર્ય કરવાનું વચન આપ્યા વગર સમ્રાટ્‌ે તેને જેમતેમ સમજાવી દીધો. અસહ્ય ચિંતાના ભારથી મુક્ત થઇને મહાસચિવ ટ્યુરિન પાછો ગયો. તેના દિલમાં વિશ્વાસ હતો કે લડાઇ જાહેર કરવામાં વધુ વિલંબ થઇ શકે તેમ ન્હોતું. બ્રિટિશ સરકારે સુલેહ જાળવવા બીજો એક પ્રયાસ કર્યો. તેણે એવી દરખાસ્ત કરી કે સમિતિ મળે એ પહેલાં ઓસ્ટ્રિયા અને સાર્ડિનિયા, બન્નેએ પોતપોતાનાં લશ્કર વિખેરી નાખવાનું કબૂલ રાખવું જોઇએ. ૧૮૫૯ ના એપ્રિલની ૧૮ મી તારીખે, નેપોલિયને કાવૂરને ઉતાવળનો સંદેશો મોકલી આ દરખાસ્ત સ્વીકારવાનું જણાવ્યું. કાવૂર નિરાશ થઇ ગયો; સમ્રાટ્‌ે તેનો ત્યાગ કર્યો હોય એમ તેને જણાયું અને એનો હુકમ માન્યા સિવાય કોઇ છૂટકો ન્હોતો. તેણે કહ્યું, " મારા મગજ પર ગોળી છોડી તેના ચૂરેચૂરા ઉડાડી દેવા સિવાય હવે કશું મારે માટે બાકી રહ્યું નથી." વળતી સવારે તેણે ફ્રેંચ એલચીને પોતાનો ધોરણસરનો જવાબ હાથોહાથ સોંપ્યો: " પીડમોંટનાં હથિયાર ખૂંચવી લેવાની માગણીમાં ફ્રાંસ ઇંગ્લાંડની સાથે મળી જાય છે એટલે જો કે રાજાની સરકાર ઇટલી પર આવી પડનારી મહા ભયંકર આફતો અત્યારથી જોઈ શકે છે છતાં તે તેમ કરવાને તૈયાર છે."

પોતાની આશાઓનો ઉચ્છેદ કરનારી અને પોતાના જીવન-

ભરનું કાર્ય ભુંસી નાખનારી સખ્ત દરખાસ્ત સ્વીકારતાં કાવૂરને ભારે કષ્ટ અને ખેદ થયાં. તે વખતે તેનો આનંદી સ્વભાવ તથા આત્મશ્રદ્ધા ક્યાંય ગળી ગયાં અને તે નિરાશાના તિમિરમાં ગર્ક થઈ ગયો. તેણે તે આખો દિવસ (૧૯મી એપ્રીલ) પોતાના ઓરડામાં પૂરાઈ રહીને, પોતાના જીવનનો અન્ત લાવવાના ભયંકર વિચારથી પોતાના જૂદાં જૂદાં કાગળિયાં ગોઠવવામાં અને ફાડવામાંજ ગાળ્યો. સાંજને સમયે તેના મિત્ર કાસ્ટેલીને તેની આવી વર્તણૂકથી વહેમ આવ્યો અને તેના ઓરડામાં ઘૂસી જઇને, અત્યંત જરૂરના વખતે માતૃભૂમિને છોડી દેવાનો મહા અપરાધ નહિ કરવાની તેણે તેને સજળ નેત્રે વિનંતી કરી. કાવૂરનું દિલ ખૂબ ખળભળી ગયું હતું છતાં અન્તે તે માની ગયો. "તમારી વાત સાચી છે." તેણે કહ્યું, "આપણે શાંત થઈ જઇએ અને એકત્ર થઇને એકેએક વિટંબનાની સામે થઇએ એ જ ઠીક છે."

માત્ર આશાનું એકજ કારણ દેખાતું હતું. વખતે ઓસ્ટ્રિયા હથિયાર હેઠાં મૂકવાની ના પાડે તો તે જરૂર થાપ ખાય. કોઈ પણ સરકાર આવી પ્રાણઘાતક ભૂલ કરે એ મનાય એવું ન્હોતું પણ વિયેનામાં સૈનિકપક્ષનું જોર સર્વોપરિ થઈ પડ્યું હતું. નેપોલિયનની અસ્થિર રાજનીતિથી એ પક્ષ એવી ભ્રમણામાં પડ્યો હતો કે સાર્ડિનિયાની કુમકે જવાનું એકકે વચન તે પાળે તેમ ન્હોતું આથી તેઓએ શહેનશાહ ફ્રાંસિસ જોસેફના દિલમાં ઠસાવી દીધું કે વિકટર ઈમેન્યુઅલની મહત્વાકાંક્ષાઓને કચડી નાખવાનો એ જ ખરેખરો અવસર હતો. આ પ્રમાણે ૧૮મી એપ્રિલના રોજ કાઉંટ બુઓલે બ્રિટિશ ભલામણનો ઈનકાર કર્યો એ વખતે તે જાણતો ન્હોતો કે કાવૂરે સૈન્ય વિસર્જન કરવાનું કબૂલ કર્યું હતું. બે દિવસ પછી તેણે સાર્ડિનિયાને લડાઈનું કહેણ પણ મોકલી આપ્યું. કાવૂરને એવી ખબર આપવામાં આવી હતી કે બેરન ફોન કેલર્સબર્ગ કેટલાક પ્રતિનિધિયો સાથે ટયુરિન આવવા

ઉપડી ચૂકયો હતો. આથી તે ભારે આતુરતાપૂર્વક તેઓના રાહ જોઇ રહ્યો હતો. તેણે ધારી લીધું કે તેઓનો સંદેશો તેઓની જીત સૂચવનારો જ નિવડવાનો. તેણે તરત જ રાજસભાની બેઠક બોલાવી અને તેણે લડાઇના હિંગામમાં રાજાને તેની ઇચ્છા મુજબ વર્તવાની સંપૂર્ણ સત્તા આપવાનું સભાજનોને કહ્યું. પોતાની દરખાસ્તપર ચર્ચા ચાલી રહી હતી એ વખતે ૨૩ મી એપ્રિલના રોજ, એલચીઓના આગમનના સમાચાર જાહેર કરવામાં આવ્યા અને તેઓને મળવા જતી વખતે તે પોતાના મિત્રને કહેતો ગયો, "હું પીડમોંટની રાજસભાની આ છેલ્લી બેઠક છોડી જઉં છું; હવે પછીની બેઠક ઇટલીના રાજાની પાર્લામેંટની બેઠક હશે."

ફોન કેલર્સબર્ગના અલ્ટિમેટમમાં સાર્ડિનિયાને હથિયાર છોડી દેવાનું અને તેમ ન કરે તો તાબડતોબ લડાઇ માટે તૈયાર થઇ જવાનું કહેવામાં આવ્યું હતું તથા તેનો જવાબ ત્રણ દિવસમાં માગવામાં આવ્યો હતો. કાવૂર પોતાના દિલનો ભારે સંતોષ છૂપાવી શકયો નહિ. જે કાર્ય માટે તે આશા રાખી રહ્યો હતો અને યુક્તિઓ રચી રહ્યો હતો તેવું જ ઓસ્ટ્રિયાનું એ વૈરસૂચક કાર્ય હતું. આ જ કાર્ય પર ફ્રેંન્ચોના શહેનશાહની મદદનો આધાર હતો. એ પત્ર વાંચી રહ્યા પછી, કાવૂરે પોતાની ઘડિયાળ બહાર કાઢી. સાંજના સાડાપાંચ વાગ્યા હતા. બરાબર તે જ વખતે ત્રણ દિવસ પછી, તેણે સાર્ડિનિયાના રાજાનો જવાબ ઓસ્ટ્રિયાના પ્રતિનિધિયોના હાથમાં મૂકયો: "રશિયા, ફ્રાંસ અને ઇંગ્લાંડની ભલામણ મુજબ, સાર્ડિનિયાએ સામાન્ય સૈન્ય વિસર્જનનો સિદ્ધાંત સ્વીકારેલો હોઇ, તેને હવે વધુ કંઇ કહેવાનું રહેતું નથી."

પોતાના સ્વાભાવિક વિનય સહિત કાવૂરે બેરન ફોન કેલર્સબર્ગને વિદાયગીરી આપી; પછી પડખે જ ઉભેલા પોતાના મિત્રો ભણી ફરીને તેણે કહ્યું: "અને હવે મિત્રો! આપણો

ઇતિહાસ ઘડાઇ ચૂક્યો છે. ચાલો, આપણે હવે ખાઇ લઇએ. ”

૨૬મી એપ્રિલના રોજ ઓસ્ટ્રિયાએ લડાઇ જાહેર કરી તે વખતે સાર્ડિનિયા આખામાં ભારે આનંદ અને આવેશ ફેલાયા. પોતાના રાજાની સરદારીમાં અને કાવૂરની ડહાપણભરી મુત્સદ્દીગીરીમાં લોકોને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી, તેઓ નોવારાનાં કલંકિત સંસ્મરણોને ભુસી નાખવા માટે અને પોતાના લોમ્બાર્ડ તથા વેનેશિયન બંધુઓને આઝાદી અપાવવા માટે ગમે તેવાં બલિદાનો આપવાને તૈયાર હતા. આવે વખતે ચેતવણીનો માત્ર એક જ અવાજ સંભળાયો. મેઝિનીએ ફ્રેન્ચોના સામ્રાટની જોડે થયેલી સંધિસામે જબ્બર વાંધો ઉઠાવ્યો. તેણે જણાવ્યું કે તેની મદદના બદલામાં સેવોય અને નાઇસ ફ્રાંસને આપી દેવા પડશે અને એવી આગાહી પણ કરી. કે રોમની આઝાદીને દગો દેનાર સામ્રાટ, ઇટલીને આપેલું વચન પણ પાળશે નહિ. તેણે કાવૂરને જણાવ્યું, “ તમને ખબર નહિ પડે એવી રીતે વેનિસને દગો દેનારી સંધિ પર જ્યારે સહી મૂકાશે ત્યારે તમે લોમ્બાર્ડીના કોઇ એક ખૂણામાં પડયા હશો. ” લુઇ નેપોલિયન સાથે થયેલી સંધિની સરતો હજી ગે ગુપ્ત જ રહી હતી અને કોઇએ મેઝિનીની વાત માની નહિ. શાહેનશાહ સામેની તેની ચેતવણી તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ, કારણ કે ફ્રેન્ચો સાથની સંધિથી આખા ઇટલીમાં ભારે ઉત્સાહ આવી ગયો હતો. સમરાંગણમાં ઉપડી જવા પહેલાં નેપોલિયને પોતાનો મનસૂબો જણાવી દીધો હતો કે ‘ એડ્રિયાટિક સમુદ્ર સુધીના ઇટલીને જ આઝાદ બનાવવાનું હતું એટલે કે ઓસ્ટ્રિયાએ વેનેશિયા અને લોમ્બાર્ડીના પ્રાંતો ઇટલીને સોંપી દેવા.

વિકટર ઇમેન્યુઅલે પોતાની ફોજની મુખ્ય સરદારી લીધી અને જનરલ લા મારમોરાને બીજી પંક્તિની સરદારી આપી. પીડમોંટી લશ્કરની સંખ્યા ૬૦,૦૦૦ની હતી અને ઓસ્ટ્રિયનોની સંખ્યા ૧૬૦,૦૦૦ ની હતી. પણ તેઓના અસમર્થ સેનાપતિ

જનરલ ગ્યુલાઇની ધીમી ગતિને લીધે તેઓ પોતાના સંખ્યાબળનો ગંજાવર લાભ ખોઇ બેઠા. નકામી પ્રવૃત્તિયોમાં તેણે ત્રણ અઠવાડિયા ગૂમાવ્યાં. આથી ફ્રેન્ચ લશ્કરને સેનિસ પહાડના ઉંડા બરફને ઓળંગી જવાનો અને ટ્યુરિન પહોંચવાનો જોઇતો સમય મળી ગયો. દરમિયાન બાકીનું ફ્રેન્ચ લશ્કર દરિયામાર્ગે જીનોવા ઉતર્યું અને જેવા ફ્રેન્ચ સૈનિકો કિનારાપર ઉતર્યા કે તરત જ લાગણીવશ ઇટાલિયનો તેઓને ગળે વળગી પડયા, તેઓને ચુંબન કર્યાં અને ભાઇની જેમ ભેટયા. વિકટર ઇમેન્યુઅલ કાવૂરને લઇને, પોતાના બાદશાહી મિત્રને મળવા ગયો, જે સોનેરી હંસના આકારવાળા બાદશાહી વહાણમાં બેસીને કિનારે આવ્યો. શહેનશાહે કાવૂરને સ્નેહભર્યો આવકાર આપ્યો. “ હવે તમને સંતોષ થવો જોઇએ. ” તેણે કહ્યું, “ કારણ કે તમારી યોજનાઓ સફળ થવા માંડી છે. ”

બન્ને પક્ષની ફોજો પો અને ટિસિનો વચ્ચેના પ્રદેશમાં સામસામી ગોઠવાઇ ગઇ. લોમ્બાર્ડીથી કૂચ કરતા આવેલા ઓસ્ટ્રિયનોએ ટિસિનો નદી, બફ્ફેલોરા અને પેવિયા વચ્ચેના ભાગ આગળથી ઓળંગી અને ૨૦ મી મેના રોજ જનરલ સ્ટેડિયનની સરદારી હેઠળ તેઓએ, મિત્રરાજ્યોના પહેલા મથક મોન્ટેબેલો નામના ગામ પર હલ્લો કર્યો. સાર્ડિનિયન સેનાએ ગોળીઓનો સુંદર વરસાદ વરસાવી દુશ્મનને આગળ વધવા દીધો નહિ. એવામાં ફ્રેન્ચ સેના આવી લાગી અને ઓસ્ટ્રિયનોને હરાવવામાં આવ્યા. ૩૦ મી મેના રોજ થયેલી બીજી ઝપાઝપીમાં પણ મિત્ર રાજ્યોની સુંદર જીત થઇ. પીડમોંટીઓએ પાલેસ્ટ્રો શહેર પર હલ્લો લઇ જવા માટે સેસિયા નદી ઓળંગી અને જનરલ નીલ ફ્રેન્ચ સેનાની એક જોરાવર ટૂકડી સાથે તેઓની કુમકે જતો હતો એવામાં નદીમાં પૂર આવ્યું અને તે આગળ વધતો અટકી પડયો. ઇટાલિયનોને એકલે હાથે ઓસ્ટ્રિયનોના ભયંકર ધસારા સામે થવાનું હતું. દુશ્મન તેઓને નદી તરફ જ પાછા હાંકી રહ્યો હતો. આવા બારીક સમયે વિકટર ઇમેન્યુઅલ

મોખરે આવીને ઉભો અને દુશ્મનને બરાબર શીકસ્ત આપી. વળતી સવારે દુશ્મને વધારે જોશપૂર્વક યુદ્ધ શરૂ કર્યું પણ જનરલ નીલ પોતાની ઝોએવ્ઝ નામની મશહૂર ટૂકડી સાથે નદી ઓળંગીને આવી પહોંચ્યો હતો. તેની મદદથી જીત તો નક્કી થઇ ચૂકી. ઝોએવ્ઝ પોતાની બહાદૂરી માટે બહુ વખણાયેલા હતા. છતાં તેઓ વિક્ટર ઇમેન્યુઅલનું અદ્‌ભૂત શૌર્ય જોઇ તેની તારીફ કરવા લાગ્યા. એક વખત તો તે દુશ્મનની સેનાથી ઘેરાયેલો હતો અને બરસાગ્લીરી તથા ઝોએવ્ઝ તેની કુમકે પહોંચ્યા ન હોત તો તે કપાઇ મરત. "હું તમારા કરતા વધારે કીર્તિ ખાટી જઇશ એવી તમને બીક લાગે છે ?" તેણે કહ્યું. "પણ ગભરાશો નહિ. કીર્તિ તો જેને જોઇએ તેને મળી રહેશે." યુદ્ધ પૂરું થયા પછી ઝોએવ્ઝ સૈનિકોએ સાર્ડિનિયાના રાજાને પોતાનો સરદાર બનાવી. મોટામાં મોટું માન આપ્યું.

જનરલ ગ્યુલાઇ ટિસિનોની પેલી પાર પાછો હટયો અને મેગેન્ટા મુકામે મોરચા નાખીને પડયો. પાછા હટતા દુશ્મને બફેલોરાનો પૂલ થોડોક ભાંગી નાખ્યો હતો. એ પૂલ પર થઇને ફ્રેન્ચ રક્ષકો તેની પૂંઠે લાગ્યા આખું ઓસ્ટ્રિયન લશ્કર તેઓની સામે થયું છતાં જનરલ નીલ અને જનરલ કેનરોબર્ટ આવી લાગ્યા ત્યાંસુધી તેઓએ પ્રશંસનીય ધૈર્ય બતાવી બરાબર ટક્કર ઝીલી. ટુરબીગોથી દક્ષિણ તરફ કુચ કરી રહેલા માર્શલ મેકમાહોને પણ ઓસ્ટ્રિયન પર હલ્લો કર્યો. તા. ૪થી જુનના રોજ શહેરનો કબજો લેવાયો અને મેકમાહોનને યુદ્ધભૂમિ પર જ મેગેન્ટાનો ઉમરાવ બનાવવામાં આવ્યો. આ મહાન્ વિજય ફ્રેંન્ચોએ મેળવ્યો હતો કારણ કે ઇટાલિયનો એ યુદ્ધમાં ભાગ લેવા માટે વખતસર હાજર થઇ શક્યા ન્હોતા. બન્ને પક્ષોને ઘાયલ અને માર્યા ગયેલા સૈનિકોની જબરી ખુવારી ખમવી પડી. માર્યા ગયેલાઓમાં એક વેનેશિયન જુવાનનું શબ હતું, જેને બળજબરીથી ઓસ્ટ્રિયનોની સાથે

લડવા માટે ઉપાડી લાવવામાં આવ્યો હતો. તેણે પોતાની બંદૂક ભરી જ ન્હોતી અને તેના ગજવામાં એક ચીઠ્ઠી હતી, જેના પર તેણે પોતાના દેશબંધુઓ પર ગોળી નહિ છોડવાનો અને તેઓને હાથે જ મરવાનો નિશ્ચય લખ્યો હતો. ઇટાલિયન સૈનિકોએ તેનો સફેદ પોશાક ઉતારી લીધો અને તેના આત્માને શાંતિ મળે એટલા ખાતર તેને પોતાના મિત્રોની પડખે જ દફનાવ્યો.

મેગેન્ટાના વિજયથી મિત્રરાજ્યો માટે મિલાનનો માર્ગ ખૂલ્લો થયો. કિલ્લામાંનું ઓસ્ટ્રિયન લશ્કર સપાટાબંધ નાસવા માંડ્યું અને તા. ૭ મી જુનને દિવસે મિલાનના નાગરિકો વિક્ટર ઇમેન્યુઅલને પોતાના શહેરની કુંચીઓ સોંપવાને મળવા ગયા. વળતે જ દિવસે સાર્ડિનિયાના રાજાએ લોમ્બાર્ડીના પોતાના નવા પ્રાંતનો કબજો લીધો અને ફ્રેન્ચોના શહેનશાહને સાથે રાખી તેણે મિલાનમાં વિજય પ્રવેશ કર્યો, તે દિવસે શહેરમાં એવા આનંદ અને ઉત્સાહ છવાઇ રહ્યો કે એવા દેખાવો અગાઉ કદી થયા ન્હોતા, રાત અને દહાડો રસ્તાઓ લોકોથી ભરચક રહેતા અને તેઓ ફાવે તેમ છૂટથી ગાતા, નાચતા અને જયનાદો પોકારતા. મુક્તિની રાહ જોઇ જોઇને વૃદ્ધ થઇ ગયેલા અને અન્તે નિરાશ થઇ ભગ્ન હૃદય બનેલા અનેક માણસો ભારે હર્ષમાં આવી જઇ એક બીજાને ગળે વળગીને હર્ષનાં આંસુઓ પાડવા લાગ્યા. કેટલાક તો આનંદથી દિવાના થઇ ગયા. પણ રાજા તથા બાદશાહને માટે જે આભારની વૃત્તિ દર્શાવવામાં આવી તેના કરતા કાવૂરને વધારે ઉત્સાહથી વધાવી લેવામાં આવ્યો. તેના ડહાપણ અને દેશાભિમાનને લીધે જ એ વિજય અને મુક્તિનો અવસર આવ્યો હતો, એ લોકો બરાબર સમજતા હતા.

જ્યારે મિત્રરાજ્યો વિજય મેળવી રહ્યા હતા તે વખતે ગેરિબાલ્ડી આસપાસના પ્રદેશમાંથી શત્રુને હાંકી રહ્યો હતો. તેની (કાસિયેટરી) સેના, જેને માત્ર થોડાં જ અઠવાડિયાંની તાલીમ મળી હતી, તેને જૂની પુરાણી બંદૂકો આપવામાં આવી હતી.



૧૯૩ કોમો પડયું.

K. A. W. Vardhman & Sons Bombay 3.

તેઓને નિશાનબાજીમાં મશહૂર થયેલા ટાયરોલના નિશાનબાજો સામે તથા જનરલ ઉરબનની સરદારી હેઠળના લશ્કર સામે લડવાનું હતું. ગેરિબાલ્ડીએ તેની હમેશની યુક્તિયો શરૂ કરી દીધી; સપાટાબંધ કૂચો કરીને તેણે શત્રુને તાજુબ કરી નાખ્યો અને જ્યારે શત્રુ તેની પછવાડે પડયો ત્યારે તે તેના હાથમાંથી છટકી ગયો. તા. ૨૨ મી મેને દિવસે, મેગિયોર સરોવરમાંથી બહાર વહી રહેલો ટિસિનો નદીનો ભાગ તે ઓળંગી ગયો અને ભયનો ખ્યાલ પણ નહિ ધરાવતા ઘસઘસાટ ઉંઘી રહેલા, સેસ્ટો કેલેન્ડ આગળ પડેલા ઓસ્ટ્રિયન રક્ષકોને તેણે કેદ કર્યા અને તાબડતોબ વારસ તરફ કૂચ કરી. જનરલ ઉરબને તા. ૨૬ મી મેના રોજ શહેર પર હલ્લો કર્યો અને ઓસ્ટ્રિયન તોપોનો સામો જવાબ વાળવાને તોપો યે ન હોવા છતાં તથા શહેરીઓને આપવાનાં હથિયારો યે ન હોવા છતાં, ગેરિબાલ્ડીના સૈનિકોએ શત્રુને બેગ્નેટના સુંદર ઘસારાથી હાંકી કાઢયો. ઉરબન કોમો તરફ પાછો નાઠો. ત્યાં તે પોતાના ૬૪૦૦ માણસો સહિત, ગેરિબાલ્ડી અને તેના ૩૦૦૦ સૈનિકોની રાહ જોતો બેઠો. તેઓ વારેસથી મોટી સડકે આવશે એમ ધારીને ઉરબને અજાણમાં સાં ફર્મોનો પહાડી માર્ગ, જયાંથી કોમો શહેર અને સરોવર જોઇ શકાય છે, ત્યાં થોડા જ પહેરેગીરો રાખ્યા. ગેરિબાલ્ડીએ પોતાના સૈનિકોને એ પહાડી માર્ગે દોર્યા અને સખ્ત ઝપાઝપી પછી તેઓએ ઓસ્ટ્રિયનોને હાંકી કાઢયા. તેઓ બીકના માર્યા કોમોમાં ધુસી ગયા અને બરાડવા લાગ્યા કે 'ગેરિબાલ્ડી આવ્યો.' ગેરિબાલ્ડી ઉચ્ચ પ્રદેશ પરથી કોમોમાં છાવણી નાખી પડેલું ઉરબનનું વધારે મોટું લશ્કર જોઇ શકયો. શત્રુ ભરી તોપો સાથે તૈયારજ હતો. છતાં યે તેણે તાબડતોબ હલ્લો કરી શત્રુ પર શૌર્યભર્યો પ્રહાર કરવાનો નિશ્ચય કર્યો. અંધકારમાં

શાંતિનો ભંગ કર્યા વગર તેના સૈનિકો શહેરમાં દાખલ થયા. એકેએક બારણું અને બારી તદન બંધ હતાં, એકેક માણસ દેખાતો ન્હોતો કારણ કે લોકોએ તેઓને નવું ઓસ્ટ્રિયન લશ્કર સમજીને, પોતાનાં બારીબારણાં બંધ કરી દીધાં હતાં. એકાએક તેઓને માલમ પડયું કે નવીન આગંતુકો તો તેઓના મુક્તિદાયકો હતા અને તેઓ દિંગ કરી નાખનારા સમાચારો સાથે મહોલ્લાઓમાં ધસી ગયા કે કલાક પહેલાં જ જનરલ ઉરબ્બન ભયનો માર્યો પોતાના આખા લશ્કર સાથે પાછો હટયો હતો, અને હથિયારો, ખોરાક અને નાણાંનો બધો ભંડાર પોતાની પાછળ મૂકતો ગયો હતો ગેરિબાલ્ડી લખે છે, "આંખના એક પલકારામાં આખા શહેરમાં રોશની થઇ ગઇ; સ્ત્રીઓ, બાળકો અને પુરૂષો સૈનિકોને સજળ નેત્રે ભેટી પડયાં." જબ્બર ઘંટાનાદો શરૂ થયા અને રાતનું વાતાવરણ 'ગેરિબાલ્ડીની જય' ના પુકારોથી ગાજી રહ્યું.

મેગેન્ટાના યુદ્ધ પછી ગેરિબાલ્ડીને સાર્ડિનિયન સેનાની હીલચાલ મુજબ વર્તવાનો હુકમ થયો અને તેને બીજા સૈનિકો મોકલતા રહેવાનું પણ વચન આપવામાં આવ્યું. આવા સૈનિકો તેને મળે એ પહેલાં બ્રેસિયાની નજીક આવેલા ટ્રે મોન્ટી આગળ ઓસ્ટ્રિયનોએ હલ્લો કરીને ગેરિબાલ્ડીને હરાવ્યો. આ લડાઇમાં તેનો શૂરવીરમાં શૂરવીર મિત્ર અને સરદાર બોન્ઝેટી માર્યો ગયો. ગેરિબાલ્ડીનો વિચાર વેનિસ ભણી જવાનો હતો, કારણ કે લોમ્બાર્ડી ઓસ્ટ્રિયનોના હાથમાંથી મુક્ત થયેલો હોવાથી, હવે વેનેશિયાને પણ આઝાદ બનાવવો બાકી રહ્યો હતો. તે લાગોડી ગાર્ડા નદી ઓળંગવાની તૈયારી કરતો સેલો મુકામે પડયો હતો એ વખતે તેને સામી દિશામાં વાલ્ટેલિના તરફ જવાનો હુકમ મળ્યો કારણ કે ઓસ્ટ્રિયનો સ્ટેલવિયોને માર્ગે ઇટલી પર ચડાઇ કરે એવો સંભવ જણાતો હતો. આ હુકમથી ગેરિબાલ્ડીને ભારે નિરાશા થઇ કારણ કે એમ કરવાથી

તેની નાનકડી પણ બહાદૂર અને શૂરવીર સેનાને છેક પાછળ જવું પડતું હતું. તેણે આ હુકમમાં રહેલી સાર્ડિનિયન સેનાના અમલદારોની અદેખાઇ બરાબર જોઇ. વળી ફ્રેન્ચ શહેનશાહનો સ્વયંસેવકોની ટૂકડી પ્રત્યેનો ખાસ કરીને ગેરિબાલ્ડીની ટૂકડી પ્રત્યેનો અણગમો પણ તે એ હુકમમાં જોઇ શક્યો. પણ એ વીર સરદારે ખરા સૈનિકને છાજે એ રીતે હુકમને તરત જ શિરસાવંધ કર્યો અને તે ઉત્તર આલ્પ્સ તરફ કૂચ કરી રહ્યો હતો એ વેળાએ તેને સોલ્ફેરીનોના યુદ્ધના સમાચાર મળ્યા.



# પ્રકરણ ઓગણીસમું.

## વિલા ફ્રાંકાનું કલંક.

જ્યારે બન્ને મિત્ર—રાજ્યકર્ત્તાઓ મિલાનમાં ઉત્સવ ઉજવી રહ્યા હતા ત્યારે ફ્રેન્ચ લશ્કરે નાસી રહેલા ઓસ્ટ્રિયનોની પૂંઠ પકડી, તેઓને મેલેગ્નાનો આગળ શિકસ્ત આપી અને મિન્સિયોની પેલી પાર હાંકી કાઢયા. હવે શહેનશાહ ફ્રાંસિસ જોસેફે રણાંગણમાં ધુમી રહેલા પોતાના લશ્કરની સરદારી લીધી અને હેસને પોતાના સરદારોનો ઉપરી બનાવ્યો. વળી વિમ્ફન તથા શ્લિક જેવા અનુભવી સરદારોને પણ એક એક સેના સોંપવામાં આવી. પેશીરા અને મન્ટુઆની વચ્ચે પડાવ નાખી પડેલા ઓસ્ટ્રિયનો પર હલ્લો કરવાના ઇરાદાથી મિત્ર–સેનાઓ નવાં મથક ભણી આગળ વધી. ફ્રેન્ચો લોનેટો અને કાસ્ટિગ્લિયોં તરફ ગયા તથા ઇટાલિયનો તેઓની ડાબી બાજૂએ ગાર્ડા સરોવર પર આવેલા ડેસેન્ઝાનો તરફ ચાલ્યા. તા. ૨૩ મી જુનના રોજ આખા ઓસ્ટ્રિયન લશ્કરે નદી પાછી પાર કરી અને સોલ્ફેરિનો તથા સાં માર્ટિનો નામનાં ગામો, જેનો કબજો મિત્રસેનાઓ લેવા માગતી હતી, તેની આસપાસ આવેલી ઉંચી ટેકરીઓનો તેઓએ કબજો લઇ લીધો જુનની ચોવીસમીએ એક જંગી લડાઇ થઇ, જે ખરેખર જોતાં બે લડાઇઓ કહેવાય. એક સોલ્ફેરિનો આગળ ફ્રેન્ચોએ કરેલી લડાઇ અને બીજી સાં માર્ટિનો આગળ ઇટાલિયનોએ કરેલી લડાઇ.

મળસ્કે પાંચ વાગે નેપોલિયનને પોતાના સોન્ટશિયારોના મથકે એવા સમાચાર મળ્યા કે બાર માઇલના મોખરા પર એક મોટી લડાઇની ઝડપી તૈયારીઓ થઇ રહી હતી. આ લડાઇ માટે સોલ્ફેરિનોની પાસે આવેલી ટેકરી પરનો એક જૂનો મિનારો લડાયક દ્રષ્ટિએ અતિ મહત્ત્વનું સ્થળ છે. મોન્ટ ફેનાઇલની ઉંચી જમીન પર થઇને રણાંગણની મધ્યમાં પહોંચી જઇને, તેણે આ ઉઘાડી

જગ્યા પર પડતા ગોળાઓના વરસાદની પરવાહ રાખ્યા વગર પોતાના લશ્કરની હીલચાલ તપાસવા માંડી. મેકમાહોન અને બારગ્વે નામના બે ફ્રેન્ચ સરદારો સોલ્ફેરિનો પર હલ્લો લઈ જતા હતા અને ઓસ્ટ્રિયનો મજબૂતીથી પોતાનો બચાવ કરી રહ્યા હતા; એ જ વખતે ફ્રેન્ચ સેનાને ઘેરવાના શત્રુના પ્રયાસને જનરલ નીલે વિખેરી નાખ્યો. એ મધઉન્હાળાના દિવસના પ્રખર તાપમાં લડાઇનો વિજય, ખૂબ શૌર્યથી ઝૂઝતા બન્ને પક્ષો વચ્ચે આમતેમ ઝોલા ખાતો જ રહ્યો. સંધ્યા સમયે રણાંગણુ પર કોઇ ભયંકર ઝંઝાવાત થયો અને વાતાવરણ સ્પષ્ટ થયા પછી જોઇ શકાયું કે ઓસ્ટ્રિયનો પલાયન કરી રહ્યા હતા. સોલ્ફેરિનોનો મિનારો અને ટેકરી, ફોરેની બહાદુર ટૂકડીએ જીતી લીધાં હતાં અને પોતાના કેંદ્રની કુંચી જ ખોઇ બેસવાથી શત્રુને યુદ્ધભૂમિ પર સજ્જડ શિકસ્ત મળી.

દરમિયાન ઇટાલિયન લશ્કર પણુ સાં માર્ટિનોની લડાઇમાં ખૂબ ઝૂઝી રહ્યું હતું. બેનેડેક નામનો ઓસ્ટ્રિયન સરદાર સૈનિકોની ઘણી મોટી સંખ્યા સાથે તેઓના પર તૂટી પડયો અને તેઓને પાછા હાંકી કાઢયા. આથી તેઓની કુમકે નવું લશ્કર મોકલવામાં આવ્યું અને પીડમોંટીઓએ ખોયેલું મથક પાછું મેળવવાનો પ્રયાસ આદર્યો. બે વાર તેઓ સાં માર્ટિનોની ટેકરીના શિખરે પહોંચ્યા અને બેય વાર તેઓને પાછા હાંકી કાઢવામાં આવ્યા. આખરે હાથોહાથની ભયંકર ઝપાઝપી શરૂ થઇ, જેમાં બન્ને પક્ષની ભારે ખુવારી થઇ અને ઓસ્ટ્રિયનોને સાં માર્ટિનોમાંથી કાઢી મૂકવામાં આવ્યા. જોકે આ સ્થળ યુદ્ધની દ્રષ્ટિએ અતિ મહત્વનું કેંદ્ર હતું છતાં લડાઇ તો વિશાળ રણાં-ગણમાં ચાલ્યા જ કરતી હતી અને વિકટર ઇમેન્યુઅલ આખો દિવસ પોતાના ઘોડાપર બેસી રહીને દુશ્મનના મોટાં લશ્કરની સામે કેમ લડવું તે સંબંધી પોતાના સૈનિકોને સુચનાઓ આપતો રહ્યો હતો અને પોતાના ખંત અને ધૈર્યથી તેઓને પાણી ચડાવી રહ્યો હતો. ચૌદ કલાકની

ભયંકર લડાઇ પછી છેક સાંજે, ઓસ્ટ્રિયનોએ પોઝોલેન્ગો આગળ આવેલો પોતાનો મોરચો ઉઠાવી લીધો અને સાર્ડિનિયન સેના, સોલ્ફેરિનોની મશહૂર જીતનો યશ મેળવીને શહેરમાં દાખલ થઇ. શત્રુ ઝપાટાબંધ મિન્સિયો નદી પરથી પાછો નાસી રહ્યો હતો અને પોતાની પાછળના પૂલોને ભસ્મીભૂત કરી રહ્યો હતો.

માત્ર ચાર અઠવાડિયાંની અંદર મળેલી મોન્ટબેલો, પાલેસ્ટ્રો, મેગેન્ટા, મેલેગ્નાનો અને સોલ્ફેરિનોની પાંચ સુંદર જીતોથી ઇટાલિયનોના હૃદય તેઓના બહાદૂર સહાય્યકો માટે આભાર અને પ્રશંસાની લાગણીથી ઉછળી રહ્યાં હતાં અને તેઓનાં દિલમાં સ્વદેશના ઉધ્ધારની મોટી આશાઓ રોપાઇ. ટસ્કેની, પાર્મા અને મોડેનાએ તો ક્યારનું પોતાના ઉમરાવોને હાંકી કાઢી, વિક ટર ઇમેન્યુઅલનું આધિપત્ય સ્વીકાર્યું હતું; રોમાના પણ તેઓના પગલે ચાલ્યું; લોમ્બાર્ડી તો વિક્ટરનું જ હતું અને વેનેશિયા પણ તેના પરદેશી રાજકર્તાના સકંજામાંથી છૂટું થવાનું હતું. ઇટલીનું રાજ્ય ધીમે ધીમે ચણાઇ રહ્યું હતું.

તા. ૬ ઠ્ઠી જુલાઇના દિવસે એકાએક ઇટાલિયન લશ્કરમાં એક શંકાશીલ પણ હાનિકારક અફવા ફેલાઇ. જનરલ ફ્લ્યુરી ફ્રેન્ચ છાવણી છોડી શહેનશાહ ફ્રાંસિસ જોસેફને મળવા વેરોના ગયો હતો. તે શા હેતુથી ગયેલો તે કોઇ કહી શકતું ન્હોતું. વળતે જ દિવસે કડકતી વીજ સમાન ચોંકાવનારી બાતમી બહાર પડી કે લુઇ નેપો-લિયને, સાર્ડિનિયાના રાજાની સમંતિ કે જાણ વગર ઓસ્ટ્રિયનો સાથે તહકૂબી કરી નાખી હતી. બસ, હવે લડાઇ આગળ ચાલવાની ન્હોતી. બરાબર જીતને વખતે જ લડાઈ બંધ થયાના સમાચાર સાંભળી ઇટાલિયન સૈનિકોના ક્રોધના આવેશનો અને ઉંડી નિરાશાનો પાર રહ્યો નહિ. પોતાનાં અનેક બલિદાનોનાં ફળ આમ ખૂંચવી લેવાતાં જોઇ તેઓનું લોહી ઉકળી આવ્યું. એક વખત વચનથી બંધાયા પછી ઇટાલિયન સેનાને આમ દગો દેવાના

સમાચાર સાંભળી ફ્રેન્ચ સૈનિકો પણ તાજૂબ થયા અને તેઓનાં શિર શરમથી નીચાં નમ્યાં. માર્શલ વેઇલાંએ તો પોતાના બાદશાહ સામે આ દગલબાજી માટે વિરોધ બતાવવાની પણ હામ ભીડી.

" નામવર, " તેણે કહ્યું, " તહકૂબી એટલે સુલેહ. "

" તે તમારે જોવાનું નથી. " નેપોલિયને જવાબ આપ્યો.

" તમે આલ્પ્સથી માંડીને એડ્રિયાટિક સુધીના પ્રદેશને સ્વતંત્ર કરવાના વચનથી બંધાઈ ચૂક્યા છો, નામવર ! "

હું ફરી કહું છું સરદાર ! કે તે તમારે જોવાનું નથી. "

પોતાને હારેલા નહિ ગણનારા અને પરાજય સ્વીકારવાને નારાજ એવા ઓસ્ટ્રિયન સરદારોએ પણ તહકૂબી સામે સક્રોધ નાખૂશી બતાવી. નેપોલિયને બતાવેલી વિશ્વાસ અને .વિનયની ખામીથી વિકટર ઇમેન્યુઅલના દિલને અને સ્વમાનને કારી ઘા પડયો. પોતાના ઉચ્ચમાં ઉચ્ચ અભિલાષો પર પ્રાણઘાતક ફટકો પડવાથી ભગ્નહૃદય થયેલા રાજાએ શહેનશાહના આ કૃત્ય સામે સબળ વિરોધ ઉઠાવ્યો. તેણે એકલે હાથે વિગ્રહ ચાલુ રાખવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. " જેવી આપની મરજી, નામવર, " નેપોલિયને જવાબ આપ્યો, " પરંતુ આપ નામવરે યાદ રાખવું જોઇએ કે આપને એક નહિ પણ હવે બે દુશ્મનો સામે લડવાનું છે. " શાંતિથી વિચાર કરી જોતાં રાજાની ખાતરી થઇ કે પોતાના મિત્રને શત્રુ બનાવવો એ તેને પરવડે તેવું ન્હોતું.

તા. ૯ મી જુલાઇને દિવસે ફ્રાંસ અને ઓસ્ટ્રિયાના સમ્રાટો વિલાફ્રાંકાના એક મકાનમાં મળ્યા અને એક કલાકની વાતચીતમાં તો સુલેહના કરારો પણ નક્કી થઇ ગયા. ફ્રાંસિસ જોસેફ પડી ગયેલે ચ્હેરે હતાશ થઇને બેઠેલો હતો જ્યારે નેપોલિયન મેજ પરના કુંડામાંથી લીધેલા એક ફુલને તોડીફોડીને પોતાની અધીરાઇ બતાવી રહ્યો હતો. તહકૂબીના સ્વીકારવાથી ઓસ્ટ્રિયન શહેનશાહને પોતાના ગર્વનું ભારેમાં ભારે ખંડન થયેલું લાગતું હતું પણ તેણે ચોખી રીતે પોતાને

ભયંકર લડાઇ પછી છેક સાંજે, ઓસ્ટ્રિયનોએ પોઝોલેન્ગો આગળ આવેલો પોતાનો મોરચો ઉઠાવી લીધો અને સાર્ડિનિયન સેના, સોલ્ફેરિનોની મશહુર જીતનો યશ મેળવીને શહેરમાં દાખલ થઇ. શત્રુ ઝપાટાબંધ મિન્સિયો નદી પરથી પાછો નાસી રહ્યો હતો અને પોતાની પાછળના પૂલોને ભસ્મીભૂત કરી રહ્યો હતો.

માત્ર ચાર અઠવાડિયાંની અંદર મળેલી મોન્ટેબેલો, પાલેસ્ટ્રો, મેગેન્ટા, મેલેગ્નાનો અને સોલ્ફેરિનોની પાંચ સુંદર જીતોથી ઈટાલિયનોના હૃદય તેઓના બહાદૂર સહાય્યકો માટે આભાર અને પ્રશંસાની લાગણીથી ઉછળી રહ્યાં હતાં અને તેઓનાં દિલમાં સ્વદેશના ઉધ્ધારની મોટી આશાઓ રોપાઇ. ટસ્કેની, પાર્મા અને મોડેનાએ તો ક્યારનું પોતાના ઉમરાવોને હાંકી કાઢી, વિક ટર ઇમેન્યુઅલનું આધિપત્ય સ્વીકાર્યું હતું; રોમાના પણ તેઓના પગલે ચાલ્યું; લોમ્બાર્ડી તો વિકટરનું જ હતું અને વેનેશિયા પણ તેના પરદેશી રાજકર્તાના સકંજામાંથી છૂટું થવાનું હતું. ઇટલીનું રાજ્ય ધીમે ધીમે ચણાઇ રહ્યું હતું.

તા. ૬ ઠ્ઠી જુલાઇના દિવસે એકાએક ઇટાલિયન લશ્કરમાં એક શંકાશીલ પણ હાનિકારક અફવા ફેલાઇ. જનરલ ફ્લ્યુરી ફ્રેન્ચ છાવણી છોડી શહેનશાહ ફ્રાંસિસ જોસેફને મળવા વેરોના ગયો હતો. તે શા હેતુથી ગયેલો તે કોઇ કહી શકતું ન્હોતું. વળતે જ દિવસે કડકડતી વીજ સમાન ચોંકાવનારી બાતમી બહાર પડી કે લુઇ નેપોલિયને, સાર્ડિનિયાના રાજાની સમંતિ કે જાણ વગર ઓસ્ટ્રિયનો સાથે તહકૂબી કરી નાખી હતી. બસ, હવે લડાઇ આગળ ચાલવાની ન્હોતી. બરાબર જીતને વખતે જ લડાઈ બંધ થયાના સમાચાર સાંભળી ઇટાલિયન સૈનિકોના ક્રોધના આવેશનો અને ઉંડી નિરાશાનો પાર રહ્યો નાહ. પોતાનાં અનેક બલિદાનોનાં ફળ આમ ખૂંચવી લેવાતાં જોઇ તેઓનું લોહી ઉકળી આવ્યું. એક વખત વચનથી બંધાયા પછી ઇટાલિયન સેનાને આમ દગો દેવાના

તેને એ વખતે જોનારા બધા માણસો વિસ્મય પામ્યા. તે રાજાની પાસેથી બહાર નીકળ્યો ત્યારે તેનો ચહેરો રાતોતાતો થઇ ગયો હતો અને તેની આંખો ચમકારા મારી રહી હતી કારણ કે બન્ને વચ્ચે ટપાટપી થવા પામી હતી. કાવૂરે રાજાને શહેનશાહની સામે થવાનું, રણાંગણમાંથી પોતાની સેના પાછી ખેંચી લેવાનું અને લોમ્બાર્ડી જોડી દેવાની ના પાડવાનું કહ્યું હતું; અને જ્યારે રાજાએ તેની આ સલાહનો ઇનકાર કર્યો ત્યારે બન્ને વચ્ચે ગરમાગરમ ટપાટપી થઇ અને કાવૂરે પોતાનું રાજીનામું આપી દીધું. પોતાની રાજવી પ્રતિષ્ઠાની જરાયે હાનિ નહિ સહન કરનાર વિક્ટર ઇમેન્યુઅલને માટે, પોતાના નિમકહલાલ સેવકને ક્ષમા આપવાનું કાર્ય બહુ દુષ્કર થઇ પડયું. પણ તે સુદ્ધાં માતૃભૂમિની ખાતર કાવુરના જેવી જ દુઃખ અને ખેદની તીવ્ર વેદના વેઠી રહ્યો હતો, જે વેદનાને લીધે જ કાવુર પોતાનાં આત્મસંયમ અને બુદ્ધિ ખોઇ બેઠો હતો. અત્યંત દુઃખી હૃદયે મહાસચિવ પોતાને ઘેર પાછો ફર્યો. ત્રણ વર્ષની અંદર તો તેને દસ વર્ષનો બુઢાપો આવી ગયો હતો અને પોતાની જન્મભૂમિ તથા પોતાના રાજાનું અપમાન કરનારી સંધિ પર પોતાની સહી નહિ મૂકતાં તેણે પોતાની ઉચ્ચ પદવીનું રાજીનામું આપવાનું વધુ પસંદ કર્યું.

નેપોલિયને પોતાનું પ્રકૃતિજન્ય મૌન જાળવી રાખ્યું અને પોતે કયા હેતુઓથી એ લીધેલું એનો સ્પષ્ટ ખુલાસો તેણે કદી કર્યો નહિ. ઘણું કરીને તેનું એ કૃત્ય પહેલાં પહેલાં જણાયું તેવું અણધાર્યું કે અકારણ ન્હોતું. સમરાંગણના અનુભવો તેને માટે નવા હોઇ, તેની અસર તેના મગજપર ભયંકર નિવડી. મેગેન્ટા અને સોલ્ફેરિનોનાં યુદ્ધોમાં જે કમકમાટી ઉપજાવનારી કત્લ થયેલી તે જોઇ તેનું હૈયું થરથરી ઉઠેલું. વિજયપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નો આવ્યા વગર રહે જ નહિ એ તો તે બરાબર જાણતો હતો છતાં વિજયપ્રાપ્તિથી જ તે ફ્રેન્ચ લોકોનો લડાઇ માટેનો ઉત્સાહ જાળવી શકે તેમ હતું. એક પરાજીત સેનાને પેરિસ પાછી લઇ જવાની તેનામાં હિમ્મત પણ

લાભપ્રદ થઇ પડનારી સરતો કબૂલ રાખી. લોમ્બાર્ડી, જે ઓસ્ટ્રિયા ખોઇ બેઠું હતું, તે વિક્ટર ઇમેન્યુઅલને આપી દેવાનો હતો પણ ટસ્કેની, પાર્મા અને મોડેનામાં નસાડી મૂકેલા રાજાઓને પાછા લાવવાના હતા અને પોપની સત્તા હેઠળ તેઓનું એક સંયુક્ત રાજ્ય સ્થાપવાનું હતું. પાયસ નવમાને તેના રાજ્યમાં કેટલાક સુધારાઓ કરવાની વિનંતી કરવાની હતી પણ તેના દુરાજ્ય સામે બળવો જગાડી ઉઠેલો રોમાનાનો પ્રાંત, તેનાજ હાથમાં રહેવાનો હતો. વેનિસ ઓસ્ટ્રિયન કબજામાં રહેવાનું હતુ. આ છેલ્લી સરત કરી નેપોલીયને કાવૂરને ખાનગીમાં અને ઇટાલિયન પ્રજાને જાહેરમાં આપેલું પોતાનું વચન તોડયું. તેણે લોમ્બાર્ડી અને વેનેશિયાને સ્વતંત્ર બનાવવાનું વચન આપ્યુ હતું. આ કોલકરારો સાર્ડિનિયાના રાજાની ઇચ્છાઓ બરાબર જાણ્યા વગર કરવવામાં આવ્યા હતા. પણ વિક્ટર ઇમેન્યુઅલ, પોતાની સમક્ષ પડેલા દુઃખદાયક અને અપમાનકારી સંજોગોને ગળી જઇને, પોતાનો મોભો કેમ જાળવવો તે સારી પેઠે જાણતો હતો. નેપોલિયને તેને સુલેહની સરતો જણાવી ત્યારે તેણે જવાબ આપ્યો: “ આપ નામવરે ગમે તે નિર્ણય કર્યો હોય પણ આપે ઇટલીની આઝાદી માટે જે મહેનત લીધી છે તેને માટે હું આપનો સદાનો આભારી રહીશ. ”

પણ હજી તો રાજાને પોતાના મહાસચિવને સમજાવવાનો હતો. જુલાઇની ૮મી તારીખે, જ્યારે તહકૂબીના સમાચાર તેણે સાંભળ્યા તે વખતે કાવૂર ટયુરિનમાં હતો. તે રાજાને મળવા માટે તાબડતોબ તેના મુખ્ય મથક પહોંચ્યો અને ત્યાં ગયો ત્યારે સુલેહના કરારો તો થઇ ચૂક્યા હતા. થોડા જ દિવસ પહેલાં તેણે શહેનશાહની મુલાકાત લીધી હતી એ વખતે સમ્રાટે કાવૂરને એમ સમજાવ્યું હતું કે ઓસ્ટ્રિયનોનો સંપૂર્ણ પરાજય કરવાનો તેનો દૃઢ નિશ્ચય હતો. કાવૂરને લાગ્યું કે તેને ફસાવવામાં તેમજ ભમાવવામાં આવ્યો હતો અને આ નમ્ર રીતભાત અને ગભીર સ્વભાવવાળો માણસ એટલો બધો ગુસ્સે થઇ ગયો કે

તેને એ વખતે જોનારા બધા માણસો વિસ્મય પામ્યા. તે રાજાની પાસેથી બહાર નીકળ્યો ત્યારે તેનો ચહેરો રાતોતાતો થઇ ગયો હતો અને તેની આંખો ચમકારા મારી રહી હતી કારણ કે બન્ને વચ્ચે ટપાટપી થવા પામી હતી. કાવૂરે રાજાને શહેનશાહની સામે થવાનું, રણાંગણમાંથી પોતાની સેના પાછી ખેંચી લેવાનું અને લોમ્બાર્ડી જોડી દેવાની ના પાડવાનું કહ્યું હતું; અને જ્યારે રાજાએ તેની આ સલાહનો ઇનકાર કર્યો ત્યારે બન્ને વચ્ચે ગરમાગરમ ટપાટપી થઇ અને કાવૂરે પોતાનું રાજીનામું આપી દીધું. પોતાની રાજવી પ્રતિષ્ઠાની જરાયે હાનિ નહિ સહન કરનાર વિકટર ઇમેન્યુઅલને માટે, પોતાના નિમકહલાલ સેવકને ક્ષમા આપવાનું કાર્ય બહુ દુષ્કર થઇ પડયું. પણ તે સુદ્ધાં માતૃભૂમિની ખાતર કાવુરના જેવી જ દુઃખ અને ખેદની તીવ્ર વેદના વેઠી રહ્યો હતો, જે વેદનાને લીધે જ કાવુર પોતાનાં આત્મસંયમ અને બુદ્ધિ ખોઇ બેઠો હતો. અત્યંત દુઃખી હૃદયે મહાસચિવ પોતાને ઘેર પાછો ફર્યો. ત્રણ વર્ષની અંદર તો તેને દસ વર્ષનો બુઢાપો આવી ગયો હતો અને પોતાની જન્મભૂમિ તથા પોતાના રાજાનું અપમાન કરનારી સંધિ પર પોતાની સહી નહિ મૂકતાં તેણે પોતાની ઉચ્ચ પદવીનું રાજીનામું આપવાનું વધુ પસંદ કર્યું.

નેપોલિયને પોતાનું પ્રકૃતિજન્ય મૌન જાળવી રાખ્યું અને પોતે કયા હેતુઓથી એ લીધેલું એનો સ્પષ્ટ ખુલાસો તેણે કદી કર્યો નહિ. ઘણું કરીને તેનું એ કૃત્ય પહેલાં પહેલાં જણાયું તેવું અણધાર્યું કે અકારણ ન્હોતું. સમરાંગણના અનુભવો તેને માટે નવા હોઇ, તેની અસર તેના મગજ પર ભયંકર નિવડી. મેગેન્ટા અને સોલ્ફેરિનોનાં યુદ્ધોમાં જે કમકમાટી ઉપજાવનારી કત્લ થયેલી તે જોઇ તેનું હૈયું થરથરી ઉઠેલું. વિજયપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નો આવ્યા વગર રહે જ નહિ એ તો તે બરાબર જાણતો હતો છતાં વિજયપ્રાપ્તિથી જ તે ફ્રેન્ચ લોકોનો લડાઇ માટેનો ઉત્સાહ જાળવી શકે તેમ હતું. એક પરાજીત સેનાને પેરિસ પાછી લઇ જવાની તેનામાં હિમ્મત પણ

રહેત નહિ. ઓસ્ટ્રિયનો એવે સ્થળે હવે પાછા હટયા હતા કે જયાં પેશીરા, મન્ટુઆ, લેગ્નાગો અને વિસેન્ઝાના ચાર મજબૂત દુર્ગો ચઢાઇ લાવનારાઓની આડા પડયા હતા. તેઓની પાસે સૈનિકો અને દારૂગોળાનો ગંજાવર જથ્થો હતો, જયારે ફ્રેન્ચ લશ્કરને પોતાના દૂર પડેલા મૂલકથી, પોતાની અંદર પડતાં ગાબડાં પૂરવા જેટલા જ સૈનિકો મળતા હતા.

તદુપરાંત, દેશભરમાં બતાવાતી સબળ રાષ્ટ્રીય વૃત્તિથી નેપોલિયન ખૂબ ભડકી ઉઠયો હતો. વિકટર ઇમેન્યુઅલના હાથ નીચે ઉત્તર ઇટલીનું રાજ્ય સ્થાપવાની કબૂલાત આપવાને તે રાજી હતો ખરો પણ પોતાના રાજયની સરહદપર જ સંયુક્ત ઇટલીનું બળવાન્ રાજ્ય ઉભું કરવાની તેની ખાહેશ ન્હોતી. ઇટલી એકત્ર થાય તો પોપ પોતાના મુલકો ખોઇ બેસે, જે વાત શહેનશાહને ગળે ઉતરવી અશકય હતી. એમ થાય તો ફ્રાંસના સબળ કૈથલિક પક્ષની સહાનુભૂતિ તે ખોઇ બેસે તેમ હતું અને મોટે ભાગે એ પક્ષના આધાર પર જ તેની રાજયગાદીની સલામતી નિભેલી હતી. આથી લઢાઇમાં જવા પહેલાં તેણે પોપની રાજકીય સત્તા અખંડ રાખવાનું વચન આપ્યું હતું. વળી નેપોલિયનને ખબર હતી કે પ્રસિયાનો રાજા પોતાની સેના એકત્ર કરી રહ્યો હતો. ફ્રાંસના આલ્સેસ અને લોરેન નામના પ્રાંતો પર પ્રસિયાનો ઘણા વખતથી ડોળો હતો અને આથી સમ્રાટને ધાસ્તી લાગી કે તે ઓસ્ટ્રિયા જોડે લડાઇમાં રોકાયેલો હોય તે વખતે જ તેના રાહિનના પ્રદેશ પર હલ્લો લાવવામાં આવે.

આ નોખાં નોખાં કારણોમાં નેપોલિયનના વિચક્ષણ સ્વભાવનું કારણ પણ ઉમેરી શકાય. તે પોતાની કારકીર્દી દરમિયાન જયારે જયારે અણીના પ્રસંગો આવતા ત્યારેત્યારે આવી જ વિચક્ષણતા બતાવતો. તે પોતાની યોજનાઓ બહાદુરીથી ઘડતો અને હિમ્મત તથા જોશપૂર્વક તેનો અમલ પણ કરતો પણ અણીને વખતે, જયારે તાત્કાલિક નિર્ણય અને દૃઢ કાર્યની જરૂર પડતી, ત્યારે જ તે આખી બાજી,

જાણે તે સાવ માલ વગરની હોય તેમ ઉંધી વાળી દેતો. આ પ્રસંગે, લઢાઇ બંધ કરવાના પોતાના નિશ્ચયનો ખુલાસો નહિ કરવાથી, ઇટાલિયન પ્રજાની મહાન્ સેવા કરી તેણે જે કીર્તિ પ્રાપ્ત કરી હતી તેના પર પાણી ફરી વળ્યું. અને ઓસ્ટ્રિયા પર મેળવેલી જીતોથી તેની જે પ્રતિષ્ઠા જામી હતી તે પણ તૂટી પડી. વિલ્લાફ્રાંકાના કરારોથી ઇટાલિયનોના ભયંકર ક્રોધની જ્વાળાઓ ભભૂકી ઉઠી અને તેઓને ભારે અપમાન લાગ્યું જ્યારે આખું યૂરોપ અસંતોષ, શંકા અને ગુંચવાડાની લાગણીઓને એક સામટું અનુભવવા લાગ્યું.

દરમિયાન ઇટલીમાં અતિ મહત્ત્વના પ્રસંગો ઉભા થયા અને તે સમજવાને આપણે થોડાંક અઠવાડિયાં પાછા જવું પડશે. ઓસ્ટ્રિયાએ જેવી વિગ્રહની ઘોષણા કરી કે તરત જ ટસ્કનોએ રાષ્ટ્રીય પક્ષ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી અને ફ્લોરેન્સના સૈનિકોએ ત્રિરંગી ધ્વજ રોપી દીધો. ટસ્કેનીનો રાજકર્તા કાંઇ પણ પગલું લેવાને તૈયાર થયો નહિ એટલે તેની રૈયતે તેને ગાદી છોડી જવાનું કહ્યું અને એ વૃદ્ધ માણસ ડરી જઇને તાબડતોબ પોતાની રાજધાની છોડીને નાશી ગયો. જ્યારે દસ વર્ષ તે ગામેટા નાસી ગયો હતો ત્યારે તેની પ્રજાને તેના પ્રત્યે ખરો પ્રેમ હતો અને તેના વિયોગથી તેઓને ખૂબ લાગી આવ્યું હતું. હવે તેઓ તેના પ્રત્યે સદય તિરસ્કારની દ્રષ્ટિએ જોતા હતા અને તેની ગાડી શહેરમાંથી પસાર થતી જોઇને લોકોએ તેને મઝાકમાં વિદાય આપી અને પુકારવા લાગ્યા: "આવજો, હવે સ્વર્ગમાં મળજો." ટસ્કનો સાર્ડિનિયા સાથે જોડાવા માગતા હતા અને સદ્ભાગ્યે તેઓને બેરન બૈટિનો રિકાસોલી જેવો સુંદર નેતા મળી ગયો હતો. બેરન એવો દૃઢનિશ્ચયી હતો કે તે 'લોખંડી ઉમરાવ' ના ઉપનામથી ઓળખાતો હતો. તેની સૂચનાથી ટસ્કન સચિવમંડળે સાર્ડિનિયા સાથે જોડાવાનો ઠરાવ પસાર કર્યો.

પાર્મા, મોડેના અને રોમાનાએ પણ સાર્ડિનિયા સાથે જોડાવાની માગણી કરી અને વિકટર ઇમેન્યુઅલે એની મેળે આવેલું ચારે

રાજ્યોનું આધિપત્ય સ્વીકાર્યું. તેણે પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા—ફ્લોરેન્સમાં બોંકોમ્પાનીને, બોલોનામાં ડીએઝેગ્લિયોને અને મોડેના તથા પાર્માંમાં ફેરિનીને મોકલ્યો. વિલાફ્રાંકાના કલંકિત કરારો પછી આ રાજ્યો પાછાં તેઓના રાજકર્ત્તાઓને સોંપવાનું અને રોમાના પાછું પોપને સોંપી દેવાનું ઠર્યું. વિકટર ઇમેન્યુઅલને પોતાના પ્રતિનિધિઓ પાછા બોલાવી લેવાની ફરજ પડી પણ કાવૂરની શિખવણીથી તેઓએ પાછા આવવાની ના પાડી. ડીએઝેગ્લિયોએ પત્ર લખ્યો કે રોમાનાને અરાજકર્તાની દશામાં છોડવાનું બની શકે તેમ ન્હોતું. ફેરિનીએ પોતાની પદવીનું રાજીનામું આપ્યું અને લોકોએ તેને તરત જ પાર્મા તથા મોડેનાનો સરમુખ્ત્યાર બનાવ્યો. તેણે કહ્યું, "વિલાફ્રાંકાના કરારો પર ઇટલીએ સહી મૂકી જ નથી." ત્રણે રાજ્યોએ એકત્ર થઇ 'એમિલિયા' નામ ધારણ કર્યું અને ટસ્કેનીની સાથે મળીને એક રક્ષણસંઘ ઉભો કર્યો.

વિલાફ્રાંકાની સંધિ પછી નેપોલિયને વિકટર ઇમેન્યુઅલને કહ્યું હતું: 'લઢાઇનો ખર્ચ જો તમે મને આપો તો સેવોય પરનો મારો હક્ક છોડી દેવાને હું તૈયાર છું.' લોમ્બાર્ડી અને વેનેશિયાને મુક્ત કરવાનું પોતાનું વચન તેણે પાળ્યું ન્હોતું એટલે સેવોયપર વ્યાજબી રીતે તેનો જરાય હક્ક પહોંચતો ન્હોતો પરંતુ જ્યારે તેણે જોયું કે મધ્યસ્થ રાજ્યો સુલેહના કોલકરારો પોતાને બંધનરૂપ હોવાને ઇનકાર કરી રહ્યા હતા ત્યારે એ રાજ્યો સાર્ડિનિયા સાથે જોડી દેવાની પોતાની સંમતિના બદલમાં તેણે સેવોય અને નાઇસ માગ્યાં. કાવૂર પછી મહાસચિવ તરીકે નિમાયેલો રાટાઝી, નિપુણ તેમજ સાવધ પુરૂષ હતો પરંતુ તેનામાં સમ્રાટ્‌ની ભૂલ બતાવવા જેટલું શૌર્ય ન્હોતું કે તેના કારસ્થાનને ઉથલાવી પાડવા જેટલી ચાણક્યનીતિ ન્હોતી. નેપોલિયન છંછેડાઇ ઉઠે એ બીક અને લોકોની બળવાન્ રાષ્ટ્રીય વૃત્તિ ઉછળી ઉઠે એ ભય વચ્ચે ગોથાં ખાતા રાટાઝીની રાજનીતિ નિર્બળ અને અસ્થિર નિવડી અને

આથી તે પ્રજાનો વિશ્વાસ ગૂમાવી બેઠો. પ્રજાએ તો પાછી એના એ જ માણસની માગણી કરી, જેના હાથમાં ઇટલીનું નાવ સુરક્ષિતપણે સોંપી શકાય તેમ હતું. રાજા પોઓલેંગો મુકામે થયેલો તોફાની બનાવ હજી ભૂલ્યો ન્હોતો કે તેણે તેની માફી યે આપી ન્હોતી પણ પોતાની પ્રજાની ખાતર તેણે પોતાની લાગણીઓને એક બાજુ હડસેલી કાઢી. ૧૮૬૦ ના જાન્યુઆરીની સોળમી તારીખે કાવૂર પાછો મહાસચિવ બન્યો. કાવૂરે રાજાને ઇટલીની એકતા સાધવા ખાતર પોતાના રાજ્યનો એક ભાગ જતો કરવાની સલાહ આપી. આમ કરવામાં રાજાની ખફગી અને નાખૂશી વહોરી લેવાનું જોખમ સમાયેલું હતું છતાં રાટાઝીની જેમ, તે તેમ કરતા અચકાયો નહિ.

પણ એ બદલો ભારે પડે તેવો હતો. સેવોય કાવૂરનું વતન તેમ જ રાજકીય કુટુંબની જન્મ ભૂમિ હતી. અને નાઇસ તેમ જ સેવોયની રૈયત ખરેખર રાજભક્ત હતી. આ બાબતમાં કાવૂર કે નેપોલિયન બેમાંથી એકકે પ્રામાણિકપણે અને ખૂલ્લા દિલથી વર્ત્યા નહિ. શહેનશાહ પોતાનો ઇરાદો બહાર પાડી શકે તેમ ન્હોતું કારણ કે તે તો પોતાને ઇટલીનો નિઃસ્વાર્થ ઉદ્ધારક કહેવડાવી રહ્યો હતો અને સેવોય તેને બદલા તરીકે મળવાનું હતું એ અફવાઓ તેણે ઇનકાર કર્યો હતો. કાવૂરે પણ બેવડી રમત આદરી. મુશ્કેલીમાંથી છટકવાનો કોઇ માર્ગ શોધી કાઢવાની તેને છેવટ લગી આશા હતી. પણ સાથે સાથે શહેનશાહને નહિ છંછેડવાની તેણે પૂરેપૂરી સાવચેતી રાખી કારણ કે જો ફ્રાંસ ઓસ્ટ્રિયાની તરફ થઇ જાય તો ઇટલીની એકતા સાધી શકાય તેમ ન્હોતું.

૧૮૬૦ના માર્ચમાં શહેનશાહે કાવૂરને સંદેશો મોકલ્યો કે સેવોય અને નાઇસ ફ્રાંસને આપી દેવાની ગુપ્ત સંધિ પર જો એકદમ સહી નહિ મૂકાય તો લોમ્બાર્ડીમાં પડેલું ફ્રેન્ચ લશ્કર બોલોના અને ફ્લોરેન્સનો કબજો લેશે. કાઉંટ, વિક્ટર ઇમેન્યુઅલને આવું મોટું જોખમ ઉપાડવાની સલાહ આપી શકયો નહિ અને જે સંધિથી,

તેઓ બન્નેને આવું આકરૂં બલીદાન આપવું પડતું હતું, તેના પર ૧૮૬૦ના માર્ચની બારમી તારીખે સહી મૂકાઇ.

ટસ્કેની અને એમિલિયાના વતનીઓની ઇચ્છા જાણવાને કાવુરે લોકમત લેવાનો હુકમ કાઢ્યો. લોકોની ભારે બહુમતિયે સાર્ડિનિયા સાથે જોડવાની માગણી કરી અને તરત જ બાદશાહી ફરમાન બહાર પાડી તેમાં મધ્યસ્થ પ્રાંતો વિક્ટર ઇમેન્યુઅલના રાજ્યનો એક ભાગ બન્યાનું જાહેર કરવામાં આવ્યું. એપ્રીલની બીજીએ ટ્યુરિનમાં મળેલી પાર્લામેંટમાં નવા મળેલા પ્રદેશના પ્રતિનિધિયોએ પોતાની જગ્યા લીધી. હવે તે પીડમોંટી નહિ પણ ઇટાલિયન પાર્લામેંટ બની હતી. નાઇસ અને સેવોય ફ્રાંસને જોડી દેવાના સમાચાર હજી પ્રજાને આપવાના હતા. નાઇસવાસીઓ અને સેવોયવાસીઓને દેવામાં આવેલા આ દગાથી કાવુરને લોકો તરફથી ભારે ખફગી અને બદનામીનું વાવાઝોડું ખમવું પડયું. પણ પોતાના કૃત્યનો બચાવ કરતાં તેને સારી રીતે આવડતો હતો અને રાજસભાએ ભારે બહુમતિથી સંધિને મંજૂરી આપી. ઇટાલિયનોની રાષ્ટ્રીય પ્રવૃત્તિને કચડી નાખવાના ફ્રાંસ અને ઓસ્ટ્રિયાના પ્રયાસો ઉલટા તેઓના રાષ્ટ્રભિમાનના જુસ્સાને વધુ સબળ બનાવવામાં સાધનભૂત થઇ પડયા. હિમ્મત અને શ્રદ્ધાથી તેઓ પોતાની આઝાદી જીતી શકયા. કાવુર પણ ઉત્સાહપૂર્વક બોલી ઉઠેલો, " ભલું થજો વિલાફ્રાંકનું."



# પ્રકરણ વીસમું.



## શૂરા એક હજાર.

૧૮૫૯ના મે માસમાં, સિસિલીના રાજા ફરડિનાન્ડ બીજાએ કાસેર્ટા મુકામે આવેલા તેના પ્રાસાદમાં પોતાનો દેહ છોડયો અને તેનો પુત્ર ફ્રાંસિસ બીજો તેની ગાદીએ આવ્યો. ઘણા ય અવગુણો હોવા છતાં 'બોંબા' રાજા દૃઢ નિશ્ચય અને અક્રમ વિચારવાળો માણસ હતો. તેના આ ગુણને લીધે જ, કેટલાય રાજાઓને ગાદી પરથી ઉઠાડી મૂકનાર તોફાની બળવાઓની વચ્ચે પણ તે પોતાને મળેલું રાજ્ય અખંડ રાખી શકયો હતો. ફ્રાંસિસ બીજો તેના બાપ કરતાં વધારે સ્નેહાળ હતો ખરો પણ તેનામાં તેના બાપની એકકે નિપુણતા ન્હોતી; તેના શિક્ષણની એટલી બધી અવગણના થયેલી કે તેનું અજ્ઞાન વિસ્મય પમાડે તેવું હતું અને તે પોતાની મેળે કોઇ વસ્તુનો વિચાર કરવાને તથા કોઇ કાર્ય કરવાને અસમર્થ જેવો હતો. તે બહુ થોડું બોલતો અને તેની સમજશક્તિ એટલી કુમ અને મંદ હતી કે લોકોને તે અર્ધપાગલ હોવાની પણ શંકા જતી. તે શરીરે પાતળો અને ઉંચો હતો, તેનો ચહેરો લાંબો અને સાંકડો હતો અને અવયવો એટલાં ભાવહીન હતાં કે તે લાકડામાંથી કોતરી કાઢેલા પૂતળા જેવો દેખાતો હતો. તેને જાહેરમાં ભાગ લેવાનું કહેવામાં આવતું ત્યારે તે બાઘા જેવો ચહેરો કરીને બેસી રહેતો અને તેને કોઇ રાજભક્તિપૂર્ણ માનપત્ર સાંભળવાની ફરજ પડતી તો તે ઘણું કરીને આટલા જ શબ્દો બોલતો, "જલદી કરો!"

આકર્ષણ વગરનો યુવક પોતાના પિતાના મૃત્યુ અગાઉ થોડાં જ અઠવાડિયાં પર, ઓસ્ટ્રિયાની સમ્રાજ્ઞી એલિસાબેથની ન્હાની બ્હેન બવેરિયાવાળી મેરિયા સોફિયાને પરણ્યો હતો. જુવાન રાજકુમારી ચાલાક અને જુસ્સાવાળી હતી અને તેના જીવનમાં કંઇક

સુખ આણનારી મેરિયાની તેજસ્વી છટાથી, ફ્રાંસિસમાં કંઇક માણસાઇ આવી. તે માયાળુ અને શુભેચ્છા ધરાવનારો હતો તથા તેના ખ્યાલો પ્રમાણે ધાર્મિક પણ હતો પરંતુ દુર્ભાગ્યે તેની ધાર્મિકતાએ તેના મગજમાં એવી કલ્પના ઉભી કરી હતી કે તેના બાપની જેમ રાજ્યતંત્ર ચલાવવું એમાં જ પિતૃભક્તિ સમાયેલી હતી. તેના રાજ્ય સામે ઘુરકી રહેલા ભયો, પોતાના શાસનતંત્રમાં તાત્કાલિક મોટા સુધારાઓ કરવાથી જ દૂર થઇ શકે એ વાત, ગમે તેટલી દલીલો કરવા છતાં તેના મગજમાં ઉતરી નહિ. તેનો એક સલાહકાર સેટ્રિયાનોનો રાજકુમાર ફિલાન્જીરી ડાહ્યો માણસ હતો, જેને તેણે પોતાનો મુખ્ય સચિવ બનાવ્યો. તેની સલાહથી ફ્રાંસિસે કેટલાક ઉપયોગી પ્રસ્તાવો મંજૂર રાખ્યા પણ વિધવા રાજમાતા મેરિયા થેરેસા અને તેના પાદરી સલાહકારો, ફિલાન્જીરીની વગને તોડી પાડવામાં એક થઇ ગયા. પોતાના જૂદા જૂદા સલાહકારોની વચ્ચે ગોથાં ખાતો ફ્રાંસિસ એક દિવસ સુધારાઓ બક્ષતો અને બીજે દિવસે તે પાછા ખેંચી લેતો: આમ તેનું રાજ્યપ્રકરણ વધારે બગડતું ચાલ્યું અને તેની પ્રજાનો અસંતોષ વધવા જ લાગ્યો.

૧૮૫૯ના ઉન્હાળામાં મિત્રસેનાઓને મળેલી જીતથી અને મધ્યસ્થ રાજ્યોની સાર્ડિનિયા સાથે જોડાવાની માગણીથી સિસિલીના લોકોમાં પ્રબળ ઉત્સાહ જાગ્યો અને વિકટર ઇમેન્યુઅલના પ્રતિનિધિઓની કારકીર્દીમાં તે પ્રાંતોની ખૂબ સુધરી ગયેલી સ્થિતિ પરથી, લોકોને સુવ્યવસ્થિત્ શાસનતંત્રના લાભો જણાયા. સિસિલિયનો બુર્બો રાજાના હાથમાંથી આઝાદ થવાનો વિચાર કરવા લાગ્યા એટલું જ નહિ પણ તેઓ વિકટર ઇમેન્યુઅલના આધિપત્ય હેઠળ ઇટલીની એકતા સાધવાનો પણ વિચાર પોષવા લાગ્યા. આ વિચારો લોકોના મગજમાં મેઝિનીએ બરાબર ઘુસાડયા હતા કારણ કે તે સિસિલીના રાષ્ટ્રવીરોના ચાલૂ સંસર્ગમાં જ રહેતો હતો. અન્તે તેને એમ લાગ્યું

હતું કે રાજકીય ધ્વજ હેઠળ જ એકતા સાધી શકાય તેમ હતું. આથી તે વિકટર ઇમેન્યુઅલની તરફેણમાં દક્ષિણ ઇટલીની અંદર બળવો જગાડવાનો નિશ્ચય કરી બેઠો હતો. તેણે ગેરિબાલ્ડીને બોલાવવાની સિસિલિયનોને સલાહ આપી અને તે મુજબ ૧૮૫૯ના સપ્ટેંબરમાં, દ્વિપમાં બળવાની સરદારી લેવાનું ગેરિબાલ્ડીને આમંત્રણ મળ્યું. આશાહીન બળવાનો સરદાર બની, બાંદીરા બંધુઓ કે પિસાકેનની જેવી જ પોતાની સ્થિતિ કરવાની તેની ઇચ્છા ન્હોતી અને પોતાની સરકાર તરફથી કંઇ પણ ઉત્તેજન મળ્યા વગર તે સિસિલી જવાને તૈયાર થયો નહિ.

પણ વિકટર ઇમેન્યુઅલ અને તેના પ્રધાનો સિસિલીમાં બળવો જગાડવાનું ઉત્તેજન આપવા ઇચ્છતા ન્હોતા. ફ્રાંસિસ બીજો ગાદીએ આવ્યો કે તરત જ, જુવાન રાજા પોતાનું રાજ્યતંત્ર સુધારે એ સરતે તેઓએ નેપલ્સની સાથે ઓસ્ટ્રિયાની વિરૂદ્ધ મૈત્રિ બાંધવાની દરખાસ્ત મોકલી. ફ્રાંસિસ સમજ્યો હોત તો પોતાનું રાજ્ય બચાવવાની તેને આ છેલ્લી તક હતી. ઉત્તર અને દક્ષિણ ઇટલીનાં બે રાજ્યો વચ્ચે મૈત્રિ થવાથી રાષ્ટ્રીય એકતા ક્યાંઇ પાછી ઠેલાત. પણ ફ્રાંસિસે વિકટર ઇમેન્યુઅલની મિત્રાચારીનો અસ્વીકાર કર્યો અને સાર્ડિનિયાના રાજાનાં ખૂલ્લા દુશ્મનો ઓસ્ટ્રિયા અને પોપના પક્ષમાં જવાનું તેણે વધારે પસંદ કર્યું. મધ્યસ્થ રાજ્યોના જોડાણ સામે ઝગડો ઉઠાવવાનો પોતાનો મનસૂબો ઓસ્ટ્રિયનોએ જાહેર કર્યો અને પાયસ નવમાંએ રોમાના પરથી પોતાનો હક્ક ઉઠાવવાની ના પાડી. તેણે કહ્યું, "એમ કરવું એ તો 'એક ચોરનો હક્ક' સ્વીકારવા જેવું કહેવાય." વિકટર ઇમેન્યુઅલ જાણતો હતો કે નેપલ્સનો રાજા તેની વિરૂદ્ધ કારસ્થાનો રચી રહ્યો હતો. આથી ૧૮૬૦ના એપ્રિલ માસમાં તેણે તેના પર છેલ્લો વિરોધ દર્શક પત્ર મોકલીને તેને ચેતવણી આપી કે જો તે પોતાના કાવાદાવા છોડી નહિ દે તો તેને પેલા ભયંકર

સુખ આણનારી મેરિયાની તેજસ્વી છટાથી, ફ્રાંસિસમાં કંઇક માણસાઇ આવી. તે માયાળુ અને શુભેચ્છા ધરાવનારો હતો તથા તેના ખ્યાલો પ્રમાણે ધાર્મિક પણ હતો પરંતુ દુર્ભાગ્યે તેની ધાર્મિકતાએ તેના મગજમાં એવી કલ્પના ઉભી કરી હતી કે તેના બાપની જેમ રાજ્યતંત્ર ચલાવવું એમાં જ પિતૃભક્તિ સમાયેલી હતી. તેના રાજ્ય સામે ધુરકી રહેલા ભયો, પોતાના શાસનતંત્રમાં તાત્કાલિક મોટા સુધારાઓ કરવાથી જ દૂર થઇ શકે એ વાત, ગમે તેટલી દલીલો કરવા છતાં તેના મગજમાં ઉતરી નહિ. તેનો એક સલાહકાર સેટ્રિયાનોનો રાજકુમાર ફિલાન્જીરી ડાહ્યો માણસ હતો, જેને તેણે પોતાનો મુખ્ય સચિવ બનાવ્યો. તેની સલાહથી ફ્રાંસિસે કેટલાક ઉપયોગી પ્રસ્તાવો મંજૂર રાખ્યા પણ વિધવા રાજમાતા મેરિયા થેરેસા અને તેના પાદરી સલાહકારો, ફિલાન્જીરીની વગને તોડી પાડવામાં એક થઇ ગયા. પોતાના જૂદા જૂદા સલાહકારોની વચ્ચે ગોથાં ખાતો ફ્રાંસિસ એક દિવસ સુધારાઓ બક્ષતો અને બીજે દિવસે તે પાછા ખેંચી લેતો: આમ તેનું રાજ્યપ્રકરણ વધારે બગડતું ચાલ્યું અને તેની પ્રજાનો અસંતોષ વધવા જ લાગ્યો.

૧૮૫૯ના ઉન્હાળામાં મિત્રસેનાઓને મળેલી જીતથી અને મધ્યસ્થ રાજ્યોની સાર્ડિનિયા સાથે જોડાવાની માગણીથી સિસિલીના લોકોમાં પ્રબળ ઉત્સાહ જાગ્યો અને વિક્ટર ઇમેન્યુઅલના પ્રતિનિધિઓની કારકીર્દીમાં તે પ્રાંતોની ખૂબ સુધરી ગયેલી સ્થિતિ પરથી, લોકોને સુવ્યવસ્થિત શાસનતંત્રના લાભો જણાયા. સિસિલિયનો બુર્બો રાજાના હાથમાંથી આઝાદ થવાનો વિચાર કરવા લાગ્યા એટલું જ નહિ પણ તેઓ વિક્ટર ઇમેન્યુઅલના આધિપત્ય હેઠળ ઇટલીની એકતા સાધવાનો પણ વિચાર પોષવા લાગ્યા. આ વિચારો લોકોના મગજમાં મેઝિનીએ બરાબર ઘુસાડયા હતા કારણ કે તે સિસિલીના રાષ્ટ્ર-વીરોના ચાલૂ સંસર્ગમાં જ રહેતો હતો. અન્તે તેને એમ લાગ્યું

હતું કે રાજકીય ધ્વજ હેઠળ જ એકતા સાધી શકાય તેમ હતું. આથી તે વિકટર ઇમેન્યુઅલની તરફેણમાં દક્ષિણ ઇટલીની અંદર બળવો જગાડવાનો નિશ્ચય કરી બેઠો હતો. તેણે ગેરિબાલ્ડીને બોલાવવાની સિસિલિયનોને સલાહ આપી અને તે મુજબ ૧૮૫૯ના સપ્ટેમ્બરમાં, દ્વિપમાં બળવાની સરદારી લેવાનું ગેરિબાલ્ડીને આમંત્રણ મળ્યું. આશાહીન બળવાનો સરદાર બની, બાંદીરા બંધુઓ કે પિસાકેનની જેવી જ પોતાની સ્થિતિ કરવાની તેની ઇચ્છા ન્હોતી અને પોતાની સરકાર તરફથી કંઇ પણ ઉત્તેજન મળ્યા વગર તે સિસિલી જવાને તૈયાર થયો નહિ.

પણ વિકટર ઇમેન્યુઅલ અને તેના પ્રધાનો સિસિલીમાં બળવો જગાડવાનું ઉત્તેજન આપવા ઇચ્છતા ન્હોતા. ફ્રાંસિસ બીજો ગાદીએ આવ્યો કે તરત જ, જુવાન રાજા પોતાનું રાજ્યતંત્ર સુધારે એ સરતે તેઓએ નેપલ્સની સાથે ઓસ્ટ્રિયાની વિરૂદ્ધ મૈત્રિ બાંધવાની દરખાસ્ત મોકલી. ફ્રાંસિસ સમજ્યો હોત તો પોતાનું રાજ્ય બચાવવાની તેને આ છેલ્લી તક હતી. ઉત્તર અને દક્ષિણ ઇટલીનાં બે રાજ્યો વચ્ચે મૈત્રિ થવાથી રાષ્ટ્રીય એકતા ક્યાંઇ પાછી ઠેલાત. પણ ફ્રાંસિસે વિકટર ઇમેન્યુઅલની મિત્રાચારીનો અસ્વીકાર કર્યો અને સાર્ડિનિયાના રાજાનાં ખૂલ્લા દુશ્મનો ઓસ્ટ્રિયા અને પોપના પક્ષમાં જવાનું તેણે વધારે પસંદ કર્યું. મધ્યસ્થ રાજ્યોના જોડાણ સામે ઝગડો ઉઠાવવાનો પોતાનો મનસૂબો ઓસ્ટ્રિયનોએ જાહેર કર્યો અને પાયસ નવમાંએ રોમાના પરથી પોતાનો હક્ક ઉઠાવવાની ના પાડી. તેણે કહ્યું, "એમ કરવું એ તો 'એક ચોરનો હક્ક' સ્વીકારવા જેવું કહેવાય." વિકટર ઇમેન્યુઅલ જાણતો હતો કે નેપલ્સનો રાજા તેની વિરૂદ્ધ કારસ્થાનો રચી રહ્યો હતો. આથી ૧૮૬૦ ના એપ્રિલ માસમાં તેણે તેના પર છેલ્લો વિરોધ દર્શક પત્ર મોકલીને તેને ચેતવણી આપી કે જો તે પોતાના કાવાદાવા છોડી નહિ દે તો તેને પેલા ભયંકર

શબ્દો " ઘણું જ મોડું " ની કડવાશ અનુભવવાનો વખત આવશે. પણ ફ્રાંસિસે એ પત્રની કશી દરકાર કરી નહિ અને આખરે તેને ગાદીએથી ઉઠાડી મૂકનારો બળવો જાગી ઉઠ્યો.

બે સિસિલિયન સજ્જનો, જેઓને પોતાના રાજકીય વિચારો માટે પોતાના દ્વિપમાંથી દેશવટો મળ્યો હતો, તેઓ મેઝિનીના મહાન્ સહાય્યક હોઇ, દક્ષિણમાં બળવા જગાડવાના કાર્યમાં તેને મદદ આપી રહ્યા હતા. તેઓનાં નામ રોસેલિનો પાઇલો અને ફ્રાંસેસ્કો ક્રિસ્પી પાઇલો પિસાકેનનો મિત્ર હતો. આ બન્ને પુરૂષો તરફ એક ઉમદા દેશભક્ત નિકોલો ફેબ્રિઝીની સહાનુભૂતિ હતી, જે એક ડાહ્યો સલાહકાર હતો અને જેનો તેઓના પક્ષમાં ભારે મોભો હતો. ક્રિસ્પી થોડા વખત પહેલાં જ બે વાર ગુપ્ત વેશે સિસિલીમાં જઇ આવ્યો હતો અને જો તે પકડાઈ ગયો હોત તો યે તે પોલિસને ઉપયોગી થઇ પડત નહિ. તેણે પાછા આવીને જણાવ્યું કે જો દ્રવ્ય અને શસ્ત્રો હોય તો બળવા માટે અનુકૂળ સંજોગો હતા. ગેરિબાલ્ડી કે ટ્યુરિનની સરકાર કંઇ પગલું લે તેમ ન હોવાથી મેઝિનીએ સિસિલિયનો જોગી એક હૃદયદ્રાવક અપીલ બહાર પાડી તેમાં તેણે લખ્યું, " પ્રજાસત્તાક કે રાજાનો પ્રશ્ન અત્યારે રહ્યો નથી, હવે તો રાષ્ટ્રીય અસ્મિતા કે નાશનો જ પ્રશ્ન રહ્યો છે. ઇટલી જો સેવોય કુટુંબનું રાજ્ય ઇચ્છતું હોય તો તે ખૂશીથી તેમ કરી શકે છે. આપણી ખરી જરૂર તો એ છે કે હવે ઇટલી પગભર થવું જ જોઇએ. હિમ્મતથી બહાર પડો અને સેંકડો તમારી પાછળ નીકળી પડશે; પણ રાષ્ટ્રીય એકતાને નામે જ બહાર પડજો. ગેરિબાલ્ડીને તમારી કુમકે આવ્યે જ છૂટકો છે. "

આ શબ્દોની ધારી અસર થઇ. તા. ૩ જી એપ્રિલના રોજ એક જ નામના બે પુરૂષોની સરદારી હેઠળ બળવો જગાડવાની યોજના થઇ ચૂકી. એ બે પુરૂષો તે પાલેર્મોનો ઉમરાવ બેરન રિસો અને પ્લમ્બરનો ધંધો કરનાર ફ્રાંસેસ્કો રિસો હતા. પણ કાવત્રું

પકડાઇ ગયું અને હુલ્લડ જગાડવા માટે આગેવાન તરીકે નિમાયેલા ફ્રાંસિસ્કો અને તેના થોડાક સાથીઓ પર, લા ગેન્સિયાના મઠ આગળ આવેલા તેઓના ગુપ્તનિવાસમાં જ નેપલ્સના સૈનિકોએ અચાનક છાપો માર્યો. બળવાખોરો લડતાં લડતાં મઠ સુધી પહોંચ્યા અને પોતાના મિત્રોને કુમકે લાવવાની આશાથી મઠનો ઘંટ જોરથી વગાડવા માંડ્યો. પણ મહોલ્લાઓ પર સખ્ત પહેરો હતો; તેઓને બિલકુલ મદદ મળી નહિ અને તેઓને કેદ પકડવામાં આવ્યા અથવા ગોળીથી ઠાર કરવામાં આવ્યા. ફ્રાંસિસ્કો જખ્મોને લીધે મરણ પામ્યો અને બેરન રિસો તથા બીજા કાવત્રાંખોરોને કેદ કરવામાં આવ્યા. બળવો આસપાસના પ્રદેશમાં ફેલાયો ખરો પણ તે તરત જ દાબી દેવામાં આવ્યો.

બળવો અહીંથી જ ખલાસ થાત પણ ૧૩ મી એપ્રિલના રોજ, રોસેલિનો પાઇલોએ એકાએક સિસિલીમાં દેખાવ દીધો એટલે બાજી પલટાઇ. પખવાડિયાં પહેલાંનો તે જીનોવાથી ઉપડ્યો હતો પણ પ્રતિકૂળ પવનને લીધે વિલંબ થવાથી તે આવ્યો ત્યારે તેને માલમ પડ્યું કે જે બળવો જગાડવાને તે આવ્યો હતો, તે જાગીને શાંત પણ થઇ ચૂક્યો હતો. પણ પાઇલોએ પોતાના દેશબંધુઓને ખાતરી આપી કે જો તેઓ થોડો સમય ટકી રહે તો ગેરિબાલ્ડી જરૂર તેઓની મદદે આવી લાગશે. દ્વિપમાંથી પસાર થતો થતો તે ગેરિબાલ્ડીના ટૂંક સમયમાં આવી પહોંચવાના સમાચાર ચોમેર ફેલાવવા લાગ્યો અને એ જાદુઇ નામના શ્રવણ માત્રથી લોકોમાં પાછી જાગૃતિ આવી. થોડાક બહાદૂર પણ મરણિયા માણસો રોસેલિનોની સાથે જોડાયા તે તેઓને, સિપાહીઓના હાથમાં પકડાતા બચાવવાને પાલેર્મો પાસે આવેલી વેરાન ટેકરીઓમાં લઇ ગયો. ખરૂં જોતાં રોસેલિનો ગપ જ હાંકી રહ્યો હતો. તે જાણતો હતો કે બળવા વગર ગેરિબાલ્ડી આવે તેવો ન્હોતો અને વળી ગેરિબાલ્ડી વગર બળવો ફતેહમંદ નિવડે તેમ ન્હોતું. આથી જે

વાતને તે સાચી ઠરવાની આશા રાખતો હતો તે તેણે હિમતથી જાહેર કરી દીધી અને પછી પોતાની આગાહી ખરી પડવાની નિડરપણે રાહ જોવા લાગ્યો.

જ્યારે પાલેર્મોમાં બળવો જાગ્યાના સમાચાર ક્રિસ્પીએ સાંભળ્યા ત્યારે તે મેડિસી, બિક્ષિયો તથા ગેરિબાલ્ડીના બીજાં મિત્રો તેને સિસિલી ઉપડી જવાની અરજ કરવાને તેની પાસે ગયા, આ વખતે ગેરિબાલ્ડીના સૈનિકો રાજાની નોકરીમાં હતાં. આથી પ્રથમ તો તેને એ સૈનિકોને પોતાની સાથે લઇ જવાની રાજા પાસે પરવાનગી માગી. વિક્ટર ઇમેન્યુઅલે તેની યોજનાઓને ઉતારી પાડી હોય એમ જણાતું નથી પણ, તેના લશ્કરમાંથી એક પણ સૈનિક લઇ જવાની તેણે મનાઇ કરી. તો યે અમલદારો અને સૈનિકોની મોટી સંખ્યા સ્વયંસેવકો તરીકે બહાર પડી, પરંતુ રાજાના લશ્કરનો એક પણ સૈનિક પોતાની સાથે લેવાની ના પાડી. ગેરિબાલ્ડીએ પોતાની રાજભક્તિ બતાવી આપી. તે સૈન્ય ભેગું કરવા માટે જીનોવા ઉપડ્યો અને શહેરથી ચાર માઇલ છેટે આવેલા ક્વોરટોના અખાતના કિનારા પરના વિલા સ્પિનોલા નામના મકાનમાં તે પોતાના મિત્ર ઓગસ્ટો વેશી નો અતિથિ બન્યો. અહીં બને તેટલી છૂપી રીતે બધી તૈયારીઓ ચાલવા માંડી, પણ અફવાઓ તો ઉડી અને આખું ઇટલી ઉત્કંઠાપૂર્વક રાહ જોવા લાગ્યું. આઝાદી માટે આટલા લાંબા સમયથી અને આટલા શૌર્યપૂર્વક ઝૂઝી રહેલા સિસિલિયનો તરફ સાર્વત્રિક સહાનુભૂતિ પેદા થઇ. નાણું ખૂલ્લી રીતે ભેગુ થવા લાગ્યું અને દેશના એકેએક ભાગમાંથી તેમ જ પરદેશથી પણ દ્રવ્યની છોળો આવવા લાગી તથા સ્વયં-સેવકોની મોટી સંખ્યાએ ગેરિબાલ્ડીને મુંઝવી દીધો. આટલી મોટી સંખ્યામાંથી તેણે કાળજીપૂર્વક એક હજાર સૈનિકો પસંદ કર્યા. સરકાર તેને હથિયાર આપે તેમ ન્હોતી અને ગેરિબાલ્ડીને રાષ્ટ્રીય મંડળે આપેલી જૂનીપુરાણી અને કાટવાળી બંદૂકોથી સંતોષ માનવો પડ્યો.

ગેરિબાલ્ડીના સાહસ તરફ પસંદગી બતાવવી કે નાપસંદગી, એ ન સમજવાથી કાઉંટ કાવૂરને તીવ્ર ચિંતા થવા લાગી. દક્ષિણનો બળવો જો ફતેહમંદ નિવડે તો ઇટલીની એકતાનો દિવસ ચોક્કસ નજીક આવી લાગે તેમ હતું. પણ તે અફળ નીવડે અથવા ગેરિબાલ્ડી રણાંગણમાં સાર્યો જાય તો દેશને મહા ભયંકર આફત ખમવી પડે. અને સિસિલીના વીસ કે ત્રીસ હજાર સૈનિકો સામે માત્ર એક હજાર સ્વયંસેવકો શું કરી શકે તેમ હતું? પણ જો નેપલ્સ અને સાર્ડિનિયા વચ્ચે લડાઇનાં રણશીંગાં ફુંકાય તો પહેલો ફટકો ઉગામનાર પક્ષની જીત થાય તેમ હતું. આ પરસ્પર વિરોધી દલીલોથી મુંઝાયેલો મહાસચિવ કોઇ વખત ગેરિબાલ્ડીને ટેકો આપવાનો ગુપ્ત સંદેશો મોકલતો તો બીજી વખત તેને આગળ નહિ વધવાની ચેતવણી આપતો. જાહેરમાં તે વારંવાર એવાંજ લખાણો લખતો અને ભાષણો કરતો કે જાણે સરકાર એ સાહસને અટકાવવા માટે વચ્ચે પડવાની હોય. પણ ગેરિબાલ્ડીના કાર્યમાં દખલ કરનાર કોઇ રાજા હોય કે પ્રધાન પણ તે કોઇ બહાદુર નર હોય તો જ ચાલે કારણ કે સમસ્ત પ્રજા તેને ખૂલ્લો તેમજ ઉત્સાહભર્યો ટેકો આપી રહી હતી.

તા ૨૭મી એપ્રિલે ફેબ્રિમી તરફથી તાર આવ્યો કે પાલેર્મો તેમજ આસપાસના પ્રાંતમાં બળવાને સાવ દાબી દેવામાં આવ્યો હતો. જ્યારે ગેરિબાલ્ડીને આ સંદેશો મળ્યો ત્યારે તેની આંખો ખેદ અને નિરાશાનાં અશ્રુઓથી ભરાઇ ગઇ. તે જાણતો હતો કે એવા સમાચાર સાંભળવા છતાં હવે ઉપડવું એ નરી મૂર્ખતા જ કહેવાય. તેના વધારે જુસ્સાદાર અનુયાયીઓના તેનો નિશ્ચય ફેરવવાના બધાય પ્રયાસો વ્યર્થ ગયા. કેટલાક વળી ઉકળેલા મગજવાળા, જેમાં બિક્ષિયો પણ હતો, તેઓએ તેના વગર ઉપડવાની આપેલી ધમકી પણ વૃથા જ નિવડી. તેનો હુકમ બહાર પડયો, "આપણે ઉપડવાનુ નથી," અને બે દિવસ સુધી ગેરિબાલ્ડી અને તેના સૈનિકો ઉંડી નિરાશામાં ગર્ક રહ્યા.

આવા નિર્ણયથી ક્રિસ્પી હતાશ થઇ ગયો. જો આવી સોનેરી

તરફ પસાર થવા દેવામાં આવે તો સિસિલીના નશીબનાં તાળાં વસાઇ ચૂકે તેમજ હતું. તાર 'શૂન્ય'ની ભાષામાં લખીને મોકલવામાં આવ્યો. હતો; તેણે એવી સૂચના કરી કે કદાચ તે વાંચવામાં ભૂલ થઇ હોય. તેણે તાજા સમાચાર મેળવવા માટે દ્વિપમાંના પોતાના મિત્રોને જરૂરી સંદેશો મોકલ્યો. તેને આ જવાબ મળ્યો: " પાલેર્મોમાં કચડી નાખવામાં આવેલું હુલ્લડ હજી પ્રાંતોમાં જારી છે. " આ તાર ક્યાંથી આવેલો એ હજી યે નક્કી થયું નથી. ક્રિસ્પીના કેટલાક મિત્રો કહે છે કે તેણેજ એ તાર પોતાના ઉપર મોકલ્યો હતો. પણ ગેરિબાલ્ડીએ આશાનું આ કીરણ ઝડપી લીધું; જો તેનાં કોઇ પણ બહાદૂર સિસિલિયન ભાઇઓ હજી ટકી રહ્યા હોય તો તેણે તેઓની કુમકે દોડી ગયે જ છૂટકો. બધુંય વાતાવરણ પાછું આનંદી અને ધામધૂમિયું થઇ ગયું. વિખેરાઇ રહેલા સ્વયંસેવકોને પાછા બોલાવવામાં આવ્યા અને કાફલાને તા. ૫ મી મેના દિવસે ઉપડવાનો હુકમ મળ્યો.

કાવૂરને પણ બળવો ભાંગી પડયાના વિશ્વાસપાત્ર સમાચાર મળ્યા હતા અને તેણે કાફલાને ઉપડતો અટકાવવાનું પગલું રાજાને હાથે લેવડાવવાની કોશિષ કરી પણ વિક્ટર ઇમેન્યુઅલને ગેરિબાલ્ડીના કિસ્મતના બુલંદ સીતારામાં અડગ વિશ્વાસ હતો. તે તેને ઉપડી ગયેલો જોવા ઇચ્છતો હતો.

પોતાની સેનાને સિસિલી લઇ જવા માટે, ગેરિબાલ્ડીને બારકસોની ભારે જરૂર પડી. જીનોવાના બારામાં રૂબેટિનો કંપનીની લોમ્બાર્ડો અને પીમોંટ નામની બે આગબોટો પડેલી હતી. કંપનીના એજંટ ફેશની સાથે ગુપ્ત સમજુતી કરી, બિક્ષિયો પોતાના સ્વયંસેવકો સાથે તા. ૫મી મેની મધરાતે આગબોટો પર ચડી બેઠો. ખલાસીઓને ભર ઉંઘમાંથી જગાડવામાં આવ્યા અને તેઓને એકદમ આગબોટો હાંકી મૂકવાનું કહેવામાં આવ્યું. જ્યારે તેઓને ખબર પડી કે કયા કામસર અને કયે સ્થળે તેઓને જવાનું હતું ત્યારે તેઓ રાજી ખૂશીથી કામે લાગી ગયા.

તે જ દિવસે સંધ્યા સમયે, એ શૂરા એક હજાર આગબોટોમાં બેસવા પહેલાં ખૂલ્લાં જહાજોમાં બેસવા સારૂ ક્વોર્ટોના દરિયાની રેત પર એકત્ર થયા. પાછા આવવાની થોડા જ માણસો આશા રાખી શકે એવું આ ભયભર્યું સાહસ ખેડવાને એ અડગ વીરાઓ શાંતિ અને ગાંભીર્યપૂર્વક ઉપડયા. કેટલાક ગેરિબાલ્ડીના પ્રિયતમ મિત્રો હતા, જેઓ અગાઉ અનેક મુશ્કેલી, ભય તેમ જ કીર્તિમાં તેના ભાગીદાર બની બરાબર કસાયેલા હતા અને તેના વિશ્વાસપાત્ર થઇ પડયા હતા. બીજા ઘણા માણસો અજાણ્યા અને અપરિચિત હતા, જેઓ ઉમદા આશયથી આકર્ષાઇને સ્વેચ્છાપૂર્વક પોતાના પ્રાણ પાથરવાને બહાર પડયા હતા. તેણે તેઓને પોતાના પિડીત બંધુઓ પ્રત્યેની તેઓની ફરજનો ઉજ્જવળ માર્ગ બતાવી દીધો હતો અને તેઓએ ' તેજને પન્થે ' ચાલ્યા જવાને આતુર હતા.

હવે કાર્ય કરવાનો સમય આવી લાગ્યો હોવાથી ગેરિબાલ્ડીના હ્રદયમાં પાછાં શાંતિ અને શ્રદ્ધા સ્થપાયાં અને અસ્થૈર્ય ક્યાંય નાસી ગયું અને અનાદ્યનન્ત પ્રભુની સર્વવ્યાપકતાનું જ્યારે તેને સ્પષ્ટ રીતે ભાન થતુ ત્યારે તેને જેટલો આનંદ થતો તેટલો જ આનંદ તે અત્યારે ભોગવી રહ્યો હતો. જેવું તેણે તારાજડિત આકાશ સામું જોયું કે તરત જ તેને ગૃહોનો ' દિવ્ય સૂર ' સંભળાતો જણાયો; ગંભીર સૌંદર્ય અને પવિત્ર વૃત્તિનું વાતાવરણ ઉત્પન્ન કરતી આવી અનેક રાત્રિયોએ જે જાતનું સંગીત તેણે સાંભળેલુ, તે જ દિવ્ય સંગીત તેણે પાછું આજે સાંભળ્યું.

શ્રદ્ધાના ગર્વથી, ગમે તેવો પ્રયાસ કરવાનું સામર્થ્ય મારામાં ભર્યું હોય એમ મને એ વખતે લાગ્યું."

બિક્ષિયો અને તેનાં વહાણોની રાહ જોવામાં રાત્રિ ચિંતાપૂર્વક પસાર થવા લાગી. તેને આવતાં બહુ ઢીલ થઇ અને કલાકે કલાકે પકડાઇ જવાનું જોખમ વધતું જતું હતું. જ્યારે અન્તે આગબોટો દેખાઇ ત્યારે સૈનિકો ઝપાઝપ ઉતાવળથી તેના પર ચડી ગયા અને સૂર્ય ક્ષિતિજમાં દેખાયો તે વખતે શૂરા એક હજાર સિસિલી જવા ઉપડયા. દારૂગોળાથી ભરેલી હોડીઓને દરિયામાં જ આગબોટોની સામે થઇઃ જવાનો હુકમ આપવામાં આવ્યો હતો પણ પિસાકેનને જેવું દુર્ભાગ્ય સહન કરવું પડયું હતું તેવું જ ગેરિબાલ્ડીને ખમવું પડયું અને હોડીઓ તથા આગબોટો એક બીજાને મળી જ નહિ. આથી ગેરિબાલ્ડીએ ટસ્કેનીના કિનારા પર ટાલમોન મુકામે લાંગરવાનો ઠરાવ કર્યો. ત્યાંથી ઓર્બેટેલોનો દુર્ગ સમીપ હતો. એ દુર્ગમાંથી હથિયારો તથા ખોરાકનો જથ્થો માગી લેવાનો તેણે વિચાર કર્યો. ત્યાંના દુર્ગેશ કર્નલ જીયોર્જીનીએ તેઓને દારૂગોળો તથા ગોળીઓ આપવાની જોખમદારી લેવા જેટલી હામ ભીડી. નહિંતર કાફલો કદી વિજયી થાત નહિ. ટાલમોનમાં ગેરિબાલ્ડીએ શૂરા એક હજારની કવાયદ તપાસી અને આ પ્રમાણે હુકમ બહાર પાડયોઃ "હંમેશની જેમ આ સેનાનો હેતુ, પિતૃભૂમિના પુનરૂદ્ધાર માટે સંપૂર્ણ આપભોગ આપવાનો જ રહેશે. બહાદૂર કાસિયેટરી ડેલ આલ્પીએ (ગેરિબાલ્ડીની સેનાનું નામ) પોતાના અંતરના નાદને સંતોષવાની એક જ આશાએ, એક જ દાવાએ પોતાની માતૃભૂમિની સેવા કરી છે અને હજી યે કર્યા કરશે. આપણી રણહાક આ રહીઃ ઇટલી અને વિકટર ઇમેન્યુઅલ '!"

મેની ૯ મી તારીખે સાર્ડિનિયન કાફલાના નૌકાપતિ પરસાનોને ગેરિબાલ્ડીનાં વહાણો રાજાની સત્તા નીચેના કોઇ પણ બંદરમાં દાખલ થતાં અટકાવવાનો હુકમ મળ્યો. આના પછી તેને તરત જ કાવૂરનો તાર મળ્યો કે ભરદરિયામાં તેઓને કશી અડચણ કરવાની

લોમ્બાર્ડો બ... પર લાધી જવાથી ભારે ભયભરી સ્થિતિમાં આવી પડી. જનરલ ટુરને શહેરનો કબજો લેવા માટે અને લાધી ગયેલી આગબોટને પાણીમાં ખેંચી આણવા માટે જોઇતી હોડીઓ બનતી ત્વરાએ મોકલી આપવા સારૂ કિનારાપર મોકલવામાં આવ્યો.

બપોરના બે વાગ્યા હતા અને નેપલ્સનાં પાર્થેનોપ, સ્ટ્રોમ્બોલી અને કાપ્રી નામનાં બારકસો ઝડપથી કિનારા ભણી આવી રહ્યાં હતાં. પીમોંટમાંથી તો સૈનિકો કિનારાપર સલામત ઉતરી ગયા પણ લોમ્બાર્ડો પર રહી ગયેલા માણસો પર શત્રુને નિશાનબાજી અજમાવવાનું ઠીક ફાવ્યું. પણ નેપલ્સના નૌકાપતિ કેપ્ટન એકટને ગોળી છોડવામાં ઢીલ કરી. માર્સાલામાં ચાલી રહેલો દારૂનો વેપાર

કરતા ઘણા બ્રિટિશ રહીશોનું રક્ષણ કરવા માટે આવેલી બે બ્રિટિશ મનવારો તેના માર્ગમાં પડી હતી. કેપ્ટન એકટને એમ માની લીધું ( સાવ ભૂલથી ) કે ગેરિબાલ્ડીના આગમનને ઢાંકી દેવાના હેતુથીજ બ્રિટિશ મનવારો આવેલી હતી અને બ્રિટિશ બારકસો સામો જવાબ વાળે એ ધાસ્તીથી તેણે ગોળા છોડવાનું માંડી વાળ્યું. તેની વિનંતીથી બ્રિટિશ કેપ્ટનો, વિનિંગટન ઇનગ્રામ અને મારયટ સ્ટ્રોમ્બોલી પર ગયા અને તેઓએ તેને ખાતરી આપી કે બ્રિટીશ ધ્વજને જ્યાં લગી તે માન આપે ત્યાં લગી તે ગમે તે પગલું લે તો તે સામે તેઓને કશો વાંધો ન્હોતો. આટલા વખતમાં તો લોમ્બાર્ડોમાંથી સૈનિકો તથા બધો સરંજામ કિનારા પર આવી ગયો હતો તો યે કિનારા પર કૂચ કરી રહેલા શૂરા એક હજારને નેપલ્સની તોપો ઘણું યે નુકશાન પહોંચાડી શકે તેમ હતું. તેઓએ ગોળા ગબડાવવા માંડ્યા પણ તેઓનાં નિશાન બરાબર તકાયેલા ન હોવાથી તેઓ કશું નુકશાન કરી શકયા નહિ અને પાંચ વાગે તો શૂરા એક હજાર માર્સાલાની દિવાલો પાછળ સુરક્ષિત બનીને બેઠા.

હજારો વિઘ્નો પોતાની સામે આવી પડે ત્યારે પણ ગેરિબાલ્ડી વિજયપતાકા ફરકાવતો બહાર નીકળતો એવો તેનો બુલંદ સીતારો હતો. આ વખતે પણ એવા કોઇ ચમત્કારથી જ તે એક પણ ગોળી છોડયા વગર કે એક પણ જાન આપ્યા વગર સિસિલીમાં સુરક્ષિત પણે દાખલ થઇ શકયો હતો. આથી લોકોના દિલમાં તેના વિજય સંબંધી શ્રદ્ધા બેઠી અને તેઓએ તેને ઉમળકાભર્યો આવકાર આપ્યો. ગેરિબાલ્ડીએ શહેરના અધિકારીઓને ભેગા કર્યા અને સિસિલીમાં ફ્રાંસિસ બીજાના રાજ્યનો અંત આવ્યાનું જાહેર કરનારા ઢંઢેરા પર સહી કરવાનું તેઓએ સહર્ષ કબૂલ કર્યું. ગેરિબાલ્ડીએ વિક્ટર ઇમેન્યુઅલના વતી દ્વિપનું સરમુખત્યારપદ ધારણ કર્યું.

# પ્રકરણ એકવીસમું.

## પાલેર્મોનું પતન.

ઢંઢેરો બહાર પાડીને સિસિલીનો કબજો લેવો એ એક વાત હતી, શસ્ત્રબળ વડે દ્વિપને જીતવો એ બીજી વાત હતી. અને આ કાર્ય હવે ગેરિબાલ્ડીની સામે આવી પડયું. વળતે જ દિવસે, બારમી મેનાં પરોઢિયામાં, તેણે પાલેર્મો ભણી પોતાની કૂચ શરૂ કરી. તે પહેલવહેલો સાલેમી મુકામે થોભ્યો, જ્યાં. સમીપવર્તી પ્રદેશમાંથી લોકોનાં ટોળેટોળાં તેને મળવાને ભેગાં થયાં વળી તેને અહીં નવા રંગરૂટો મળ્યા, જેઓ મુખ્યત્વે કરીને ખેડૂતો જ હતા. તેઓ મેઢાંનાં ચામડાંનાં ડગલા અથવા રંગબેરંગી મખમલનાં કપડાં તથા ઉંચા જોડા પહેરીને આવ્યા હતા. તેઓ નાના ખડતલ ટટુઓ પર બેઠા હતા અને દરેક માણુસની પાસે તેનો અમૂલ્ય ખજાનો—તેની બંદૂક હતી, જેના વગર ઘરની બહાર નીકળવાનું એકકે સિસિલિયન સલામત ધારતો ન્હોતો. તેઓની જોડે ફ્રા પાન્ટેલિયો નામનો એક પાદરી હતો, જેને આવકાર આપતાં ગેરિબાલ્ડીને પોતાના પ્રિય મિત્ર યુગો બાસીનું સ્મરણ થયું. આ પાદરી પણ તેના પ્રત્યે વફાદાર નિવડયો અને તે બહાદૂર પણ હતો. પોતાના પટ્ટામાં બે રિવોલ્વરોની વચ્ચે ક્રોસ રાખીને તે સમરાંગણમાં ઘૂમતો અને પ્રસંગાનુસાર એમાંથી એકનો ઉપયોગ કરતો.

ગેરિબાલ્ડીને અટકાવવા માટે પાલેર્મોથી જનરલ લાન્ડીની સરદારી હેઠળ નેપલ્સનું લશ્કર નીકળ્યું હતું. તેનાથી માત્ર આઠ જ માઇલ દૂર આવેલા કાલેટાફામી નામના પહાડી શહેર આગળ તે આવી લાગ્યો હતો એવા સમાચાર ગેરિબાલ્ડીને સાલેમીમાં મળ્યા. ૧૫ મી મે ને વ્હાણે તે પોતાના અંગરક્ષકોને લઇને શત્રુની હીલચાલ તપાસવાને ઘોડા પર નીકળી પડયો. કાલેટાફામીથી થોડે જ દૂર સાલેમીની

દિશામાં, પીત્રા લુંગા અને પીંઆટો ડિ રેમાની નામની બે ઢોળાવદાર ટેકરાઓ વચ્ચે એક સાંકડી ખીણ આવેલી છે. જ્યારે ગેરિબાલ્ડી પીત્રા લુગાના શિખરપર પહોંચ્યો ત્યારે તેણે પીંઆટો ડિ રેમાનીના મથાળા પર નેપલ્સની મોટી સેનાને પડાવ નાખીને પડેલી જોઇ અને તેણે એ સ્થળને યુદ્ધભુમિ બનાવવાનો નિશ્ચય કર્યો.

જનરલ લાંડી પોતાના દુશ્મનોને ટૂંકમાં જ પતાવી દેવાની ધારણા રાખતો હતો પરંતુ કદાવર અને વયોવૃદ્ધ હોવાથી તે કાલેટા ફ્રામીમાં જ સુખચેનથી રહ્યો અને ગેરિબાલ્ડીનો માર્ગ રોકવાને મેજર સ્ફ્રેઝીને બે હજાર ચૂનંદા માણસો સાથે મોકલવામાં આવ્યો. ઢંગધડા વગરનાં કપડાંવાળા માણસોની તથા લાલ પોશાકવાળા કોઇ છૂટાછવાયા અમલદારોની નાનકડી ટૂકડીને સામી ટેકરી પર એકત્ર થતી જોઇને, નેપલ્સના સૈનિકો તેના તરફ કંઇક તિરસ્કારની નજરે જોવા લાગ્યા અગીઆર વર્ષ પૂર્વે (૧૮૪૯) લાલ પોશાકના દેખાવ માત્રથી અથવા "લાલ પિશાચ" ના નામના શ્રવણ માત્રથી, 'બોંબા' રાજાના સૈનિકોનાં હૃદય થરથરી ઉડતાં હતાં પણ ત્યાર પછી રાજાએ પોતાની ફોજને તાલીમ આપવામાં તથા સાધનસંપન્ન બનાવવામાં દ્રવ્ય કે શ્રમની જરાય કચાશ રાખી ન્હોતી. તે દિવસે નેપલ્સવાળાઓ એટલાં હિમ્મત અને જુસ્સાથી લડયા કે ખુદ ગેરિબાલ્ડીએ તેઓની તારીફ કરી કારણ કે તે પોતાના જેવા જ પાણીવાળા દુશ્મનની સામે લઢવાનું બહુ પસંદ કરતો. આપણા સરદાર પાસે 'સમરાંગણમાં ઝીંપલાવવા સાટે શૂરા એક હજાર હતા અને ઘોંઘાટ મચાવવા માટે બીજા બારસો ખેડૂતો હતા.' સિસિલિયનોમાંથી માત્ર બસો જ જણને તેણે પોતાની સાથે લીધા. બાકીના આસપાસની ટેકરીઓના મથાળા પર ગયા અને ત્યાંથી રણમાં ઝૂઝી રહેલા પોતાના સાથીઓને તેઓ લડવાનું ઉત્તેજન આપવા લાગ્યા !

રાજાના લશ્કરે પીત્રા લુંગાના નીચલા ઢોળાવોને સર કરવાના પ્રયાસથી હલ્લાની શરૂઆત કરી. પણ શૂરા એક હજારના શૌર્યભર્યા

ધસારાને લીધે તેઓને ખીણની પેલી પાર પાછા નાસી જવું પડયું અને યુદ્ધ પીઆંટો ડિ રોમાનીના સીધા ચડાણ પર જામ્યું. દારૂગોળો ઓછો હોવાથી ગેરિબાલ્ડીએ પોતાના માણસોને ગોળીઓ નહિ છોડતાં મુખ્યત્વે કરીને બેગ્નેટથી લડવાનો હુકમ આપ્યો અને નેપલ્સના સૈનિકોને ટેકરી પરથી એકેક પગલું કરીને, હાથોહાથના પ્રાણઘાતક ઝપાઝપી પછી જ પાછા હઠાવવામાં આવ્યા. ગેરિબાલ્ડીના સૈનિકો તૃષા અને મધ્યાહ્નના પ્રખર તાપથી ભયંકર કષ્ટ વેઠી રહ્યા હતા અને દુશ્મનની બરાબર તાકેલી ગોળીઓને લીધે તેઓની ખુવારી પણ બહુ થઈ.

અન્તે ચાલાક અને અનુભવી લડવૈયા બિક્ષિયોએ પોતાના સરદારને કહેવાની હામ ભીડી: " સરદાર, મને બીક રહે છે કે આપણે પાછા હઠવું પડશે. "

પણ ગેરિબાલ્ડી તેના ભણી ડોળા કાઢીને પોકારી ઉઠયો, " બિક્ષિયો ! આપણે અહીં જ ઈટલીને ઘડવાનું છે અથવા આપણા પ્રાણ છોડવાના છે ! "

" જ્યારે મેં આ શબ્દો સાંભળ્યા, " બિક્ષિયોએ પાછળથી કહેલું, " ત્યારે મને એમ થયું કે હું ધરતીમાં દટાઇ જઉં તો સારૂં. "

બપોરે મોડેથી ગેરિબાલ્ડી અને તેના લગભગ ત્રણસો માણસોએ જરા શ્વાસ લેવાને એક પત્થરની દિવાલનો આશ્રય લીધો અને ત્યાર પછી જ તેઓ પોતાની ઉપર આવેલા ટેકરીના મથાળાપર છેવટનો ધસારો લઈ ગયા. થોડે જ છેટે ઉભેલા નેપલ્સના સૈનિકો તેઓના પર ગોળીઓ છોડી રહ્યા હતા અને ગેરિબાલ્ડીના સૈનિકો હુકમ માગતાં, પોતાના સરદારની આસપાસ વીંટળાઇ ગયા હતા.

" ઈટાલિયનો ! " ગેરિબાલ્ડી બોલી ઉઠયો, " આપણે તો અહીં મર્યે જ છૂટકો ! "

પોતાના હાથ પર માથું ટેકવીને તે આરામ લેતો બેઠો હતો

એવામાં તેની પીઠ પર માટીનું એક ઢેફું જોરથી વાગ્યું. પળવારમાં તે કૂદી ઉઠયો.

"ચાલો !" તે પોકારી ઉઠયો, "તેઓનો દારૂગોળો ખૂટી પડયો છે; તેઓ હવે પત્થર ફેંકી રહ્યા છે."

તે ઉપર ધસી ગયો; તેના માણસો તેની પાછળ જ ચડયા. ટેકરીના શિખર પર જઇને તેઓએ તાજુબ પામેલા શત્રુની બહુ સંખ્યક સેના પર છાપો માર્યો અને નેપલ્સવાળાઓ બ્હેબાકળા બની જઇને કાલેટાફ્રામીમાં રક્ષણ મેળવવા માટે ચપોચપ ટેકરી પરથી હેઠે ભાગવા લાગ્યા. તરત જ સમીપવર્તી પ્રદેશમાં વિજયના સમાચાર વિજળીને વેગે પ્રસર્યા અને વિક્ટર ઇમેન્યુઅલ તથા કાવૂરની ખાતરી દઢ થઇ, જ્યારે નેપલ્સની સરકારની શ્રદ્ધાની ઇમારતમાં ભયંકર ગાબડું પડયું.

રોસેલિનો પાઇલો પોતાની નાની ટૂકડી સાથે હજી પાલેર્મો આગળ આવેલી ટેકરીઓમાં જ હતો. ગેરિબાલ્ડીના આશ્રય પર તેણે પોતાની શ્રદ્ધા અને સ્વમાનનો આધાર રાખ્યો હતો અને શૂરા એક હજારના વિજયવંત ધસારાના સમાચાર સાંભળી તેનું હૈયું હર્ષથી ઉછળી ઉઠયું. તા. ૧લી મેના રોજ ગેરિબાલ્ડી પાઇલોના કેંદ્રથી ત્રણેક માઇલ દૂર આવેલા રેન્ડી મુકામે પહોંચ્યો અને બન્ને સરદારો હાથ મિલાવવાની તૈયારી કરી રહ્યા હતા એવામાં તેની શોધમાં નીકળેલી નેપલ્સના સૈનિકોની એક ટૂકડીએ તેનાપર અચાનક છાપો માર્યો. તે ખુલ્લી જગ્યામાં બેસીને ગેરિબાલ્ડીને પત્ર લખી રહ્યો હતો એવામાં દુશ્મનની ગોળીએ તેને ઠાર કર્યો. પોતાના મિત્રની ખોટથી ગેરિબાલ્ડીને ભારે ખેદ થયો અને તેને પોતાની યોજનાઓમાં ફેરફાર કરવાની ફરજ પડી. એવી ગોઠવણ કરવામાં આવી હતી કે પાઇલોએ દુશ્મનનું ધ્યાન એક દિશામાં રોકી રાખવું જ્યારે ગેરિબાલ્ડીને મોન્ટીલ ભણી થઇને પાલેર્મો તરફ કૂચ કરી જવાની હતી. મોન્ટીલમાં જબરૂં લશ્કર

પડેલું હતું અને તેનો સરદાર કર્નલ ફોન મેકલ હતો. આ ઉત્સાહી સેનાપતિ પાઈલોને મારી નાખ્યા પછી પોતાનું બધું ધ્યાન ગેરિબાલ્ડી તરફ રોકવાને સમર્થ થયો. ગેરિબાલ્ડીને તેના આવડા મોટા લશ્કરની સામે થવાનું અશક્ય લાગ્યું. તે આખો દિવસ લડતો લડતો, પીઆનોડી ગ્રેસી નામના શહેરમાં ઘુસી ગયો. આ સ્થળેથી એક મુખ્ય સડક કોર્લિયો થઈને દ્વિપના મધ્યસ્થ ભાગ તરફ જાય છે. અને નેપલ્સના સેનાપતિએ ગેરિબાલ્ડીને આ દિશામાં પાછો હઠતો જોઈને એમ માની લીધું કે પાલેર્મો પર હલ્લો કરવાનો વિચાર માંડીવાળી તે સપાટાબંધ પાછો હટી રહ્યો હતો. પણ જ્યારે અંધકારની સત્તા જામી ત્યારે ગેરિબાલ્ડીએ મુખ્ય સડક પકડી અને પહાડોમાં આવેલા નિર્જન માર્ગે થઈને તે દુશ્મનને ખબર ન પડે એવી રીતે ચોવીસ કલાકમાં મિસિલમેરી પહોંચ્યો. દરમિયાન પોતાનો દુશ્મન તેને હાથ તાળી આપીને આબાદ છટકી ગયો હતો એ વાતની ખબર ન હોવાથી, ફોન મેકલ કોર્લિયોના માર્ગ પર સાવધ ચોકી પહેરો કરાવી રહ્યો હતો.

સંજોગોથી દોરવાઈને કરવી પડેલી આ કુચને લીધે, ગેરિબાલ્ડી અણધારી દિશાએથી પાલેર્મો આગળ જઈ પહોંચ્યો. તેના સિસિલિયન નાયક લામાસાએ ખેડૂત સૈનિકોની મોટી સંખ્યાની ભરતી કરી હતી અને તે સરદારની રાહ જોતો મિસિલમેરી સમીપ છાવણી નાખીને પડયો હતો. પાલેર્મોમાંના મિત્રો તરફથી એવી બાતમી મળી કે શહેરની દક્ષિણ-પૂર્વે આવેલું પોર્ટા ટર્સિનીમા દુશ્મનનું ઘણું થોડું જ સૈન્ય હતું, આથી તેના પર તાબડતોબ હલ્લો લઈ જવાનું ઠરાવવામાં આવ્યું. તે જ બપોરે (૨૬મી મે) ગેરિબાલ્ડીની નાની ફોજ પાટનગરની લાંબી કૂચની છેલ્લી મજલ કાપવાને ઉપડી. મોંટ ગિબેલરોસાનો ઢોળાવ ચડીને, તેઓ સૂર્યાસ્તે ઘાટ પર પહોંચ્યા અને ત્યાંથી તેઓએ છેક નીચે પાલેર્મોના સુંદર અખાત અને શહેર જોયાં. તેઓને સારી પેઠે ખબર હતી કે ત્યાં ૨૦૦૦૦ કરતાં

વધુ સૈનિકોની એક જબરદસ્ત ફોજ તેઓના હુમલાની રાહ જોઇને જ બેઠી હતી અને નેપલ્સના લડાયક બારકસો પોતાની તોપો શહેર ભણી તાકી રાખીને બારામાં જ ફરી રહ્યા હતાં. આવાં ભારે વિઘ્નોના ભયથી જરાય ડગ્યા વગર, એ શૂરા એક હજાર પોતાની નજર હેઠળ પડેલા એ ખૂબસુરત દૃશ્ય સામું આનંદપૂર્વક નિહાળી રહ્યા અને પોતાના વિજયના એ નિર્ણય સ્થાનને સહર્ષ નમ્યા.

પહો ફાટવાના સમયે જ તેઓ શહેરના દરવાજાથી એકાદ માઇલ દૂર આવેલા પોંટ એમિરેગ્લિયો આગળ પડેલા દુશ્મનના પહેલા થાણા પર જઇ પહોંચ્યા. કમનશીબે, ગેરિબાલ્ડીએ સિસિલિયનોની અરજ સાંભળી, તેઓને સેનાને મોખરે રાખ્યા હતા. શત્રુને અચાનક ચોંકાવવાની પોતાની ફરજ સાવ ભૂલી જઇને એ ખેડુત સૈનિકોએ પોતાની હંમેશની ઢબ મુજબ આનંદપૂર્વક ગોળીઓ છોડવા માંડી અને પ્રભાતની શાંતિનો 'જય જય'ના જબરા પોકારો વડે ભંગ કર્યો. તેઓના આગમનની આમ વખતસર ચેતવણી મળી જવાથી થાણાના રક્ષકોએ તેઓને ગોળીબારની જડીથી જ સામો જવાબ આપ્યો અને તાલીમ વગરના ખેડૂત સૈનિકો સસલાંની જેમ નજીકમાં નજીક આવેલા સુરક્ષિત સ્થાનમાં ભરાઇ પેઠા. ગેરિબાલ્ડીનો હુકમ મળતાં વેંત, શૂરા એક હજાર આગળ ધસ્યા, રક્ષકોને પૂલ પરથી હાંકી કાઢયા અને છેક પોર્ટો ટર્મિની સુધી તેઓનો પીછો પકડયો, જ્યાં એક મોરચાએ તેઓને આગળ વધતા અટકાવ્યા. એ મોરચાનો નાશ કરવા માટે તેઓ ભારે ઉતાવળથી મહેનત કરી રહ્યા હતા એવામાં શહેરમાંથી તેઓના પર ગોળીઓ છૂટવા લાગી અને અખાતમાં ફરી રહેલાં બારકસોની તોપોમાંથી છૂટતાં ગોળાઓ તેઓની આસપાસ પડવા લાગ્યા. એ પળે ગેરિબાલ્ડી બન્ને પગે ઉછળ્યો અને પોકારી ઉઠયોઃ "આગળ ધસો! આગળ ધસો!" એક જબરદસ્ત પ્રયાસ વડે



૨૨૨ ચાલો, તેઓનો દારૂગોળો ખુટી પડયો છે.

K. A. W. Vaidhman & Sons Bombay 3.

મોરચાનો એક ભાગ તોડી પાડવામાં આવ્યો અને ગેરિબાલ્ડી પોતાના શૂરા એક હજારને લઇને, શહેરમાં ઘુસ્યો.

તે મિસિલ્મેરી આવી લાગ્યો ત્યારથી ગેરિબાલ્ડીના આગમનના સમાચાર પાલેર્મોના ખૂણેખૂણે ફેલાઈ ગયા હતા. પણ આ સમાચારથી અજાણ્યા રહી ગયેલા સરકારી અમલદારોને એ ખબર પહોંચાડવાની કોઈએ દરકાર કરી નહિ. આગલી સાંજે જ, જે વખતે શૂરા એક હજાર મોંટ ગિબેલરોસાનો ઢોળાવ ઉતરી રહ્યા હતા એ વખતે સિસિલીના સૂબા જનરલ લાન્ઝાએ "ચાંચિયાઓ" ને હાંકી કાઢવાનો આનંદ ઉજવવા પોતાના મિત્રોને જમવા નોતર્યા હતા. ફોન મેકલના શૌર્ય આગળ હાડમાર થઇને, માઇલોના માઇલો દૂર ઉત્પાતિયો ગેરિબાલ્ડી નાસી રહ્યો હશે એવી કલ્પના કરી તે મલકાઈ રહ્યો હતો. લાન્ઝા તો નિરાંતે સૂઈ ગયો; પણ તે એટલી નિરાંતે જાગી શક્યો નહિ. બ્હેબાકળો બનેલો તેનો રક્ષક સવારના પહોરમાં ઉતાવળે પગલે તેના ઓરડામાં દાખલ થયો.

"કેમ, શું છે?" લાન્ઝાએ પ્રશ્ન કર્યો.

"નામવર! ગેરિબાલ્ડી તો પાલેર્મોમાં આવી લાગ્યો!"

૧૮૬૦ ના મે માસની સત્તાવીસમી તારીખ અને રવિવારે પરોઢિયે ચાર વાગ્યે ગેરિબાલ્ડી પાલેર્મોમાં દાખલ થયો અને તેને હૃદયસ્પર્શી સ્વાગત આપવાને મહોલ્લાઓમાં ભેગા થયેલા લોકસમૂહમાંથી પોતાનો માર્ગ કરવા સિવાય કશું વિઘ્ન વેઠયા વગર તે શહેરના ગર્ભસ્થાન સુધી પહોંચી ગયો. તેની હાજરીના સમાચારથી દબાઇ રહેલો બળવો પાછો સળગી ઉઠ્યો અને થોડા કલાકમાં તો આખું શહેર તેના ઉદ્ધારકના વાવટા હેઠળ એકત્ર થયું. લાન્ઝાએ તરતજ શહેર પર તોપનો મારો ચલાવવાનો હુકમ કાઢયો. કાસ્ટેલામેરના દુર્ગમાંથી તથા અખાતમાંની ફરતી નૌકાઓ પરથી છૂટતા ગોળાઓ રસ્તામાં પડવા લાગ્યા. આથી ઘરોને હાની

પહોંચવા લાગી અને કેટલાંકમાં તો આગ પણ લાગી. ચારે બાજુથી ફેલાયેલા મોતના પંજામાંથી છટકવાનાં ફાંફાં મારી રહેલાં અનેક સ્ત્રી બાળકો ટપોટપ મરવા લાગ્યાં. દુર્ભાગી લોકો સાવ હતાશ થઈ ગયા અને મિલાનના પાંચ દિવસના ઇતિહાસનું પાલેર્મોમાં પુનરાવર્તન થયું. સળિયાઓ, લાકડીઓ અને જે કંઇ હથિયાર તેઓને મળે ( કારણ કે સરકારે તેઓનાં હથિયારો તો ખુંચવી લીધાં હતાં ) તે લઇને તેઓ લડાઈમાં જોડાયા. તેઓએ સડકના પત્થરો ઉખેડી નાખીને, તેવડે મોરચાઓ ઉભા કર્યા, જેની પછવાડે રહીને મુઠ્ઠીભર દૃઢનિશ્ચયી માણસો, મોટી ફોજને પણ ખાળી શકે તેમ હતું. બારીઓમાંથી તેઓએ ઉકળતું પાણી રેડયું અને પોતાના દુશ્મનનાં માથાં પર વજનદાર ચીજો ફેંકવા માંડી. તેઓએ બધાઃ ઘંટો વગાડીને કોઇ જબરદસ્ત ઘોંઘાટ મચાવી મૂક્યો, જેને લીધે સિસિલિયનોને ખૂબ જુસ્સો ચડતો ત્યારે તેઓના દુશ્મનો ઉલટા હતાશ થઈ જતા. થોડા જ કલાકમાં જનરલ લાન્ઝા અને તેની ફોજ, શહેરના એક ભાગમાં ગોંધાઇ ગયાં. શહેરના બીજા છેડા પર આ-વેલી બરાકોમાં પડેલા બીજા લશ્કર સાથે જોડાઇ જવા માટે તેઓને શહેરીઓએ ઉભા કરેલા મોરચાઓ જીતીને જવાનું હતું, જેમ કરવાની તેઓનામાં શક્તિ રહી ન્હોતી.

પાલેર્મોના મધ્યસ્થાનમાં, વાયા ટોલેડો અને વાયા મેકેડા નામના બે મુખ્ય રસ્તાઓના સંગમપર ભયંકરમાં ભયંકર ઝપા-ઝપી ચાલી. તે સ્થળની પડખે જ દેવળ, મુખ્ય પાદરીનો મહેલ, જેસ્વિટ કૉલેજ અને બાદશાહી મહેલ આવેલાં હતાં, જે બધાંનો કબજો સરકારી લશ્કરે લીધો હતો. લાગલગાટ બે દિવસ સુધી ( ૨૭મી અને ૨૮મી મે ) સતત્ યુદ્ધ ચાલ્યું અને ૨૯ મીની બપોરે ગેરિબાલ્ડીએ શત્રુનાં મથકોપર હલ્લો લઇ જવાનો હુકમ આપ્યો.

સરકારી લશ્કરને દેવળમાંથી હાંકી મૂકવામાં આવ્યું પણ સામો હલ્લો કરીને તેણે પાછું પોતાનું સ્થાન સંભાળી લીધું અને તેઓ

વાયા ટોલેડો પર આગળ વધી રહ્યા હતા એ વખતે ગેરિબાલ્ડી મોખરે આવ્યો અને શત્રુના ધસારાને ખાળ્યો. પણ શત્રુની ગંજાવર સંખ્યા સામે જીત મેળવવાનું અશક્ય હતું અને વળી પોતાનો દારૂગોળો ખૂટી પડવા આવ્યો હતો. આ લડાઇમાં ગેરિબાલ્ડીને મુખ્ય વિઘ્ન દારૂગોળાની તંગીનું હતું. તેને પોતાના દારૂ તથા ગોળીઓ પોતાને હાથે જ બનાવવાનાં હતાં. તે બનાવવાની સામગ્રી પણ ખલાસ થવા આવી હતી અને તેને બીજી સામગ્રી મળે તેવો સંભવ પણ ન્હોતો. પાલેર્મોમાંથી પાછા હટવાનો અને પર્વતોમાં આશ્રય લેવાનો તે ગંભીરપણે વિચાર કરી રહ્યો હતો. આ વિચાર તેના મગજમાં ઘોળાઈ રહ્યો હતો એવામાં તા. ૩૦મી મેના રોજ છેક સળસ્કે, તહકુબીની માગણી કરનારો જનરલ લાન્ઝાનો પત્ર તેને મળ્યો.

લાન્ઝાનો ખોરાક તથા દારૂગોળાનો જથ્થો પણ ખલાસ થવા આવ્યો હતો. તે હથિયારખાનામાંથી વધુ દારૂગોળો મેળવવા તથા કાસ્ટેલામેરના દુર્ગમાં પડેલા પોતાના અમલદારો જોડે મસલત ચલાવવા માગતો હતો. પોતાનો શત્રુ તેના કરતાં વધારે કફોડી સ્થિતિમાં હતો એવો તેને ખ્યાલ સુદ્ધાં ન્હોતો. આથી તેણે સંધિ કરવાનો નિશ્ચય કર્યો. આ પત્ર વાંચી ગેરિબાલ્ડીને જે નિરાંત વળી તેનું વર્ણન કરવાને પૂરતા શબ્દો યે જડતા નથી; આ દરખાસ્તથી તેના મન પર લદાયેલો ચિંતાનો ભારે બોજો દૂર થયો; જે વખતે પોતે પરાભવ ખમવાની તૈયારી કરી રહ્યો હતો એ જ વખતે નશીબનું ચક્ર તેની તરફેણમાં ઉતર્યું. બહારથી શાંત રહીને પણ દિલમાં તો ભારે આનંદ ભોગવતા ગેરિબાલ્ડીએ તહકૂબી સ્વીકારી. સંધીની સરતો વિષે ચર્ચા કરતી વખતે તે એક નારંગીની છાલ ઉતારી રહ્યો હતો, જેમાંથી કેટલીક ચીરીઓ, પોતાના ખંજરની અણી પર ભરાવીને પોતાના સ્વાભાવિક વિનય સહિત, અતિ અક્કડ રહેતા નેપલ્સનાઅમલદારો આગળ ધરી. ચોવીસ કલાક સુધી યુદ્ધ થંભાવવું અને પાલમાના અખાતમાં પડેલા 'હેનિબાલ' નામના બ્રિટીશ જહાજ

પર ગેરિબાલડીએ જનરલ લેટિઝિયાને મળવું, એવી સરતો નક્કી થઇ.

બપોરે, તહકૂબી શરૂ થવાના વખતે જ ગેરિબાલ્ડીને સમાચાર મળ્યા કે નેપલ્સના લશ્કરની એક નવી આવેલી ટુકડીએ પોર્ટા ટર્મિની પર હલ્લો કર્યો હતો અને તે શહેરમાં ઘુસવાની મહેનત કરી રહી હતી. ગેરિબાલ્ડીને પકડવાનાં મિથ્યા ફાંફાં મારીને પાછો ફરેલો ફોન મેકલ આગલી સાંજે જ પાલેર્મોની બહાર આવી લાગ્યો હતો પણ સવાર સુધી શહેરમાં દાખલ નહિ થવાનું તેણે દોઢ-ડહાપણ કર્યું. તે તહકૂબીનો ભંગ કરી રહ્યા હતા, એ વાતની તેને ખબર ન હોવાથી તે લડવા મંડી પડયો હતો. મસલત સમિતિની છેવટની ગોઠવણ કરવા માટે એડમિરલ મંડી તરફથી મોકલવામાં આવેલો એક જુવાન અંગ્રેજ લેફ્ટેનંટ વિલ્મોટ, ગોળીઓ ચલાવી રહેલા બન્ને પક્ષો વચ્ચે સપડાઇ ગયો. બાર વાગી ગયા હતા એ બતાવવાને તેણે પોતાની ઘડિયાળ હાથમાં પકડી રાખી અને નેપલ્સના સરદારોને બૂમ પાડીને તહકુબીના સમાચાર સંભળાવ્યા. આવી દગલબાજીથી ફફડી ઉઠેલો ગેરિબાલ્ડી ત્યાં આવી લાગ્યો અને ચોવીશ કલાક પર્યંત યુદ્ધ થંભાવવાનું લાન્ઝાનું ફરમાન ફોન મેકલના હાથમાં મૂકવામાં આવ્યું. જે વાંચીને ફોનમેકલ એટલો બધો ચીડાઈ ગયો કે તે ફરમાનને તેણે બંધનકર્તા ગણ્યું નહિ. તે જ સવારે લાન્ઝાને ફોન મેકલના આવી પહોંચવાના સમાચાર મળી ગયા હતા પણ તાજુબીની વાત તો એ હતી કે જો નવું લશ્કર બીજા એક સ્થળેથી હલ્લો લાવે તો તેને માટે વિજય મેળવવાની તક ફરી ઉભી થઈ હતી એ વાત તે સમજી શકયો નહિ. ખરું જોતાં તેણે જીતની અણી પર આવ્યા પછી, આખી બાજી ઉંધી વાળી હતી. તહકૂબીએ શૂરા એક હજાર અને સિસિલીને ઉગાર્યાં.

તે બપોરે ' હેનિબાલ ' પર મળેલી મસલતસમિતિમાં એવું નક્કી થયું કે બન્ને પક્ષોએ પોતાના ચાલુ મોખરા જાળવી રાખવા,

નેપલ્સના જખ્મી સૈનિકોને તેઓનાં વહાણ પર પહોંચાડવા અને સરકારી લશ્કર તથા શહેરીઓને માટે ખોરાકનો જથ્થો આવવા દેવો. જનરલ લેટિઝિયાએ એક એવી સરત ઉમેરી કે પાલેર્મોની રૈયતે પોતાની ઇચ્છાઓ દર્શાવનારી એક અરજી, નામદાર રાજા ફ્રાંસિસ પર મોકલી આપવી. આ આ સરતનો ઇનકાર કરતાં ગેરિબાલ્ડી બરાડી ઉઠયો, " હરગીજ નહિ ! " પાલેર્મોના શહેરીઓ મહેરબાનીની ભીખ માગી રહ્યા ન્હોતા, તેઓ તો આઝાદ માણસો હતા, જેઓએ પોતાની આઝાદીનો હકક કયારનો સ્થાપિત કરી બતાવ્યો હતો. રાજાને અરજીઓ કરવાના જમાના વહી ગયા હતા. ' હેનિબાલ ' પરથી પાછા આવીને ગેરિબાલ્ડીએ, પ્રીટોરિયા મહેલની અટારીમાંથી લોકોની એક ગંજાવર સભા સમક્ષ ભાષણ આપ્યું. તેણે તેઓને લેટિઝિયાની સૂચના જણાવીને કહ્યું કે શહેરની કીર્તિ પર કલંક લાવનારી એ દરખાસ્ત ન સ્વીકારતાં તેણે ફરી લડાઇ કરવાનો નિશ્ચય કર્યો હતો. ઉત્સાહના એ ઓઘમાં લોકસમૂહ પુકારી ઉઠયોઃ " લડાઇ ! લડાઈ ! " આખી રાત દારૂગોળો તૈયાર કરવામાં, મોરચાઓને સબળ બનાવવામાં અને વળતે દિવસે જીવનમરણનું યુદ્ધ કરવાની તૈયારીઓમાં જ વ્યતીત થઈ.

પણ તહકૂબીની મુદતને ખલાસ થવાને બે કલાક રહ્યા હતા એ વખતે લાન્ઝા તરફથી એ મુદત બીજા ત્રણ દિવસ લંબાવવાનો વિનંતીપત્ર ગેરિબાલ્ડીને મળ્યો. ફરી તેણે એ વાતનો સ્વીકાર કર્યો કારણ કે વિલંબ તેને માટે અનુકૂળ જ હતો. આમ છતાં તહકૂબીના ત્રણે દિવસ ગેરિબાલ્ડીએ ભારે ચિંતામાં ગાળ્યા. દુશ્મનને તેઓની નબળી સ્થિતિની ખબર પડે તો તેઓ ધસારાબંદ હલ્લો લાવે એ બીક ગેરિબાલ્ડીને ચિંતા કરાવી રહી હતી પણ લાન્ઝાએ તો સંધી કરવાની ગાંઠ વાળી હતી. ઓછામાં ઓછું ચોથા ભાગનું સુંદર પાલેર્મો તોપના મારાથી નાશ

પામ્યું હતું અને હજી યે ધૂમાડાંના ગોટેગોટ કાઢી રહેલાં એ ખંડિયેરોમાં છસો કરતાં વધારે માણસો દટાઈ ચૂક્યા હતા. નેપલ્સના સરદારો પોતાના સિપાહીઓને કાબૂમાં રાખી શક્યા ન્હોતા, જેઓએ લુંટ ચલાવવાના હેતુથી ઘરોને ઇરાદાપૂર્વક આગ લગાડીને તથા બિચારા દુઃખી લોકોની નિર્દય રીતે કતલ કરીને, લડાઇની ભયંકરતામાં ઓર વધારો કર્યો હતો. લાન્ઝા વૃદ્ધ પુરૂષ હતો અને તેનું હ્રદય નરમ હતું. આથી તે આ નિરૂપયોગી ખુનરેજી અને ભયંકર દેખાવો અટકાવવાને આતુર હતો. તેણે પોતાના સરદારો લેટિઝિયા અને બોનાપેનને રાજાને મળવા નેપલ્સ મોકલ્યા. ત્યાં જઇ તેઓએ રાજાને, ઉશ્કેરાયેલા લોકોની સક્રમતાના તથા શહેરના રક્ષણ માટે તેઓએ ઉભા કરેલા મજબૂત મોરચાઓના ભડકાવનારા સમાચાર આપ્યા. તેઓએ જણાવ્યું કે ફરી તોપનો મારો ચલાવવામાં આવે તો જ પાલેર્મોને શરણે લાવી શકાય. પોતાનું રાજ્ય હણી લે એવો બળવો નેપલ્સમાં જાગી ઉઠવાની બીક તો ક્યારની ફ્રાંસિસના દિલમાં પેઠી હતી અને સિસિલીમાં ઘાતકી પગલાં લેવા જતાં તેની રૈયત વકરી જાય એવો ડર તેને લાગ્યો. પાલેર્મોના સર્વનાશ સામે સક્રોધ ઉછળી ઉઠેલી પરદેશી સરકારોની સામે થવાની પણ તેનામાં હિમ્મત ન્હોતી. પોતાના પ્રધાનમંડળની મંજૂરી લઈ તેણે સિસિલિયન પાટનગર શરણ કરી દેવાનો હુકમ આપ્યો અને સરદારો પાછા આવ્યા એટલે લાન્ઝાએ ગેરિબાલ્ડી સાથે કરારો નક્કી કર્યા.

૧૮૬૦ના જુનની સાતમી તારીખે, નેપલ્સના ૨૦૦૦૦ સૈનિકોએ શહેર ખાલી કર્યું. વાયા ટોલેડોના લાંબા માર્ગ પરથી એક એક ટૂકડી પસાર થઈ, પોર્ટો ફેલિસને માર્ગે બહાર જઈ રહી હતી. અહીં લાલ ખમીસ પહેરી, કાળા ઘોડાપર બેઠેલો મેનોટી ગેરિબાલ્ડી પોતાના થોડાક સશસ્ત્ર સાથીઓને લઇને ઉભો

હતો. અજીત શૂરા એક હજારને તાબે થયેલા સરંજામવાળા સરકારી લશ્કરને પસાર થતું તેઓએ શાંતિપૂર્વક નિહાળ્યું. પોતાના શત્રની, એક સૈનિકને છાજે તેવી પ્રશંસા કરતાં ગેરિબાલ્ડીએ કહ્યું: " તેઓ બહાદૂર લડવૈયાઓ હતા અને તેઓ લડયા યે સારૂં. " સરકારી લશ્કર, સામા પક્ષના ચડિયાતા સંખ્યાબળને લીધે કે ચડિયાતી યુક્તિ પ્રયુક્તિયોને લીધે હાર્યું ન્હોતું પણ આઝાદીને દરેક મનુષ્યનો પવિત્ર અધિકાર ગણી, તેની માંગણી કરી રહેલા લોકોનાં હૃદયમાં દેશાભિમાનની જે જીવંત જ્યોત સળગી રહી હતી, તેના વડે જ નેપલ્સની સેના હાર પામી હતી.



પામ્યું હતું અને હજી યે ધૂમાડાંના ગોટેગોટ કાઢી રહેલાં એ ખંડિયેરોમાં છસો કરતાં વધારે માણસો દટાઈ ચૂક્યા હતા. નેપલ્સના સરદારો પોતાના સિપાહીઓને કાબૂમાં રાખી શક્યા ન્હોતા, જેઓએ લુંટ ચલાવવાના હેતુથી ઘરોને ઇરાદાપૂર્વક આગ લગાડીને તથા બિચારા દુઃખી લોકોની નિર્દય રીતે કતલ કરીને, લડાઇની ભયંકરતામાં ઓર વધારો કર્યો હતો. લાન્ઝા વૃદ્ધ પુરૂષ હતો અને તેનું હ્રદય નરમ હતું. આથી તે આ નિરૂપયોગી ખુનરેજી અને ભયંકર દેખાવો અટકાવવાને આતુર હતો. તેણે પોતાના સરદારો લેટિઝિયા અને બોનાપેનને રાજાને મળવા નેપલ્સ મોકલ્યા. ત્યાં જઇ તેઓએ રાજાને, ઉશ્કેરાયેલા લોકોની મક્કમતાના તથા શહેરના રક્ષણ માટે તેઓએ ઉભા કરેલા મજબૂત મોરચાઓના ભડકાવનારા સમાચાર આપ્યા. તેઓએ જણાવ્યું કે ફરી તોપનો મારો ચલાવવામાં આવે તો જ પાલેર્મોને શરણે લાવી શકાય. પોતાનું રાજ્ય હણી લે એવો બળવો નેપલ્સમાં જાગી ઉઠવાની બીક તો ક્યારની ફ્રાંસિસના દિલમાં પેઠી હતી અને સિસિલીમાં ઘાતકી પગલાં લેવા જતાં તેની રૈયત વકરી જાય એવો ડર તેને લાગ્યો. પાલેર્મોના સર્વનાશ સામે સક્રોધ ઉછળી ઉઠેલી પરદેશી સરકારોની સામે થવાની પણ તેનામાં હિમ્મત ન્હોતી. પોતાના પ્રધાનમંડળની મંજૂરી લઈ તેણે સિસિલિયન પાટનગર શરણુ કરી દેવાનો હુકમ આપ્યો અને સરદારો પાછા આવ્યા એટલે લાન્ઝાએ ગેરિબાલ્ડી સાથે કરારો નક્કી કર્યા.

૧૮૬૦ના જુનની સાતમી તારીખે, નેપલ્સના ૨૦૦૦૦ સૈનિકોએ શહેર ખાલી કર્યું. વાયા ટોલેડોના લાંબા માર્ગ પરથી એક એક ટૂકડી પસાર થઈ, પોર્ટો ફેલિસને માર્ગે બહાર જઈ રહી હતી. અહીં લાલ ખમીસ પહેરી, કાળા ઘોડાપર બેઠેલો મેનોટી ગેરિબાલ્ડી પોતાના થોડાક સશસ્ત્ર સાથીઓને લઇને ઉભો

હતો. અજીત શૂરા એક હજારને તાબે થયેલા સરંજામવાળા સરકારી લશ્કરને પસાર થતું તેઓએ શાંતિપૂર્વક નિહાળ્યું. પોતાના શત્રની, એક સૈનિકને છાજે તેવી પ્રશંસા કરતાં ગેરિબાલ્ડીએ કહ્યું: " તેઓ બહાદૂર લડવૈયાઓ હતા અને તેઓ લડયા યે સારૂં. " સરકારી લશ્કર, સામા પક્ષના ચડિયાતા સંખ્યાબળને લીધે કે ચડિયાતી યુક્તિ પ્રયુક્તિયોને લીધે હાર્યું ન્હોતું પણ આઝાદીને દરેક મનુષ્યનો પવિત્ર અધિકાર ગણી, તેની માંગણી કરી રહેલા લોકોનાં હૃદયમાં દેશાભિમાનની જે જીવંત જ્યોત સળગી રહી હતી, તેના વડે જ નેપલ્સની સેના હાર પામી હતી.



પામ્યું હતું અને હજી યે ધૂમાડાંના ગોટેગોટ કાઢી રહેલાં એ ખંડિયેરોમાં છસો કરતાં વધારે માણસો દટાઈ ચૂક્યા હતા. નેપલ્સના સરદારો પોતાના સિપાહીઓને કાબૂમાં રાખી શક્યા ન્હોતા, જેઓએ લુંટ ચલાવવાના હેતુથી ઘરોને ઇરાદાપૂર્વક આગ લગાડીને તથા બિચારા દુઃખી લોકોની નિર્દય રીતે કતલ કરીને, લડાઇની ભયંકરતામાં ઓર વધારો કર્યો હતો. લાન્ઝા વૃદ્ધ પુરૂષ હતો અને તેનું હૃદય નરમ હતું. આથી તે આ નિરૂપયોગી ખુનરેજી અને ભયંકર દેખાવો અટકાવવાને આતુર હતો. તેણે પોતાના સરદારો લેટિઝિયા અને બોનાપેનને રાજાને મળવા નેપલ્સ મોકલ્યા. ત્યાં જઇ તેઓએ રાજાને, ઉશ્કેરાયેલા લોકોની મક્કમતાના તથા શહેરના રક્ષણ માટે તેઓએ ઉભા કરેલા મજબૂત મોરચાઓના ભડકાવનારા સમાચાર આપ્યા. તેઓએ જણાવ્યું કે ફરી તોપનો મારો ચલાવવામાં આવે તો જ પાલેર્મોને શરણે લાવી શકાય. પોતાનું રાજ્ય હણી લે એવો બળવો નેપલ્સમાં જાગી ઉઠવાની બીક તો ક્યારની ફ્રાંસિસના દિલમાં પેઠી હતી અને સિસિલીમાં ઘાતકી પગલાં લેવા જતાં તેની રૈયત વકરી જાય એવો ડર તેને લાગ્યો. પાલેર્મોના સર્વનાશ સામે સક્રોધ ઉછળી ઉઠેલી પરદેશી સરકારોની સામે થવાની પણ તેનામાં હિમ્મત ન્હોતી. પોતાના પ્રધાનમંડળની મંજૂરી લઈ તેણે સિસિલિયન પાટનગર શરણ કરી દેવાનો હુકમ આપ્યો અને સરદારો પાછા આવ્યા એટલે લાન્ઝાએ ગેરિબાલ્ડી સાથે કરારો નક્કી કર્યા.

૧૮૬૦ના જુનની સાતમી તારીખે, નેપલ્સના ૨૦૦૦૦ સૈનિકોએ શહેર ખાલી કર્યું. વાયા ટોલેડોના લાંબા માર્ગ પરથી એક એક ટુકડી પસાર થઈ, પોર્ટો ફેલિસને માર્ગે બહાર જઈ રહી હતી. અહીં લાલ ખમીસ પહેરી, કાળા ઘોડાપર બેઠેલો મેનોટી ગેરિબાલ્ડી પોતાના થોડાક સશસ્ત્ર સાથીઓને લઇને ઉભો

હતો. અજીત શૂરા એક હજારને તાબે થયેલા સરંજામવાળા સરકારી લશ્કરને પસાર થતું તેઓએ શાંતિપૂર્વક નિહાળ્યું. પોતાના શત્રની, એક સૈનિકને છાજે તેવી પ્રશંસા કરતાં ગેરિબાલ્ડીએ કહ્યું: “ તેઓ બહાદૂર લડવૈયાઓ હતા અને તેઓ લડયા યે સારૂં. ” સરકારી લશ્કર, સામા પક્ષના ચડિયાતા સંખ્યાબળને લીધે કે ચડિયાતી યુક્તિ પ્રયુક્તિયોને લીધે હાર્યું ન્હોતું પણ આઝાદીને દરેક મનુષ્યનો પવિત્ર અધિકાર ગણી, તેની માંગણી કરી રહેલા લોકોનાં હૃદયમાં દેશાભિમાનની જે જીવંત જ્યોત સળગી રહી હતી, તેના વડે જ નેપલ્સની સેના હાર પામી હતી.



# પ્રકરણ બાવીસમું.

## બુર્બો રાજ્યનો અન્ત.

સિસિલીમાં ગેરિબાલ્ડીએ મેળવેલા વિજયથી નેપલ્સમાં ભારે આશ્ચર્ય ફેલાયું અને ફ્રાંસિસ મદદ સાટે આમતેમ ફાંફાં મારવા લાગ્યો. ૧૮૪૮માં ઓસ્ટ્રિયનોએ ફરડિનાન્ડ બીજાની ગાદીનું રક્ષણ કર્યું હતું પણ શહેનશાહ ફ્રાંસિસ જોસેફ સામે હંગેરીમાં બળવો જાગવાનો ભય ધુરકી રહેલો હોવાથી, પોતાની થોડા જ વખત પહેલાં થયેલી હાર પછી હવે ઇટલીમાં ફરી લડાઇ જગાડવાને તે રાજી ન્હોતો. આથી ફ્રાંસિસે પોતાના પ્રતિનિધિયોને ફ્રેન્ચોના સમ્રાટ્ પાસે મોકલ્યો, જેણે પણ તેને ઉત્તેજન આપ્યું નહિ. તેણે એવો ખુલાસો કર્યો કે સિસિલીના રાજ્યને સંયુક્ત ઇટલીના રાજ્યમાં ગર્ક થયેલું જોવાની તેની ઇચ્છા ન્હોતી પણ રાષ્ટ્રીયતાના સિદ્ધાંતને ટેકો આપવા તે લોમ્બાર્ડીમાં લડેલો હોવાથી, હવે નેપલ્સમાં એજ સિદ્ધાંતની વિરૂદ્ધ તે હથિયાર ઉપાડી શકે તેમ ન્હોતું. તેણે ફ્રાંસિસને તેનું રાજ્ય ઉગારવાની છેલ્લી તક ઝડપવાનું કહી, સિસિલીને કોઈ બુર્બો રાજકુમારના હાથ નીચે સ્વરાજ્ય આપવાની, તેના આખા શાસનતંત્રને બરાબર સુધારવાની અને સાર્ડિનિયા પાસે મૈત્રિની માગણી કરવાની સલાહ આપી. વિક્ટર ઇમેન્યુઅલે ફ્રાંસિસને જે ચેતવણી આપી હતી તે હવે ખરી પડી હતી; આમાંનું એક પણ પગલું લેવાનો હવે અવસર રહ્યો ન્હોતો. સિસિલી હવે તેનું રહ્યું ન્હોતું; લોકોને રાજ્યબંધારણ બક્ષનારી અને નેપલ્સમાં ઉદારમતવાદી સચિવોને નિયુક્ત કરનારી ઘોષણા કરીને પણ તે પ્રજાનો પ્રેમ જીતી શક્યો નહિ કારણ કે પ્રજા જાણતી હતી કે બીકને લીધે તેણે એ હક્કો બક્ષ્યા હતા. એક બાબતમાં ફ્રાંસિસને

આશ્વાસન મળ્યું. ફ્રાંસ, ગ્રેટબ્રિટન, રશિયા અને ઓસ્ટ્રિયાએ એકકે અવાજે કબૂલ કર્યું કે ગેરિબાલ્ડીને મેસિનાની સામુદ્રધુની ઓળંગવા દેવો નહિ તથા નેપલ્સના રાજ્ય પર ચડાઈ કરવા દેવી નહિ. સમય વર્તીને એ વખતે તો વિક્ટર ઇમેન્યુઅલ અને કાવૂરે પણ આ નિર્ણય કબૂલ રાખ્યો.

પણ ગેરિબાલ્ડીએ એ નિર્ણય સ્વીકાર્યો નહિ. નેપલ્સના બાકીના લશ્કરને સિસિલીમાંથી હાંકી કાઢવાનો અને પછી નેપલ્સને જીતવા માટે નીકળી પડવાનો તેનો ઈરાદો હતો. તેના શૂરા એક હજારના કાફલાને મંજૂરી આપવાની ના પાડનાર રાજા તથા કાવૂર, હવે તેના સિસિલિયન વિજયનું ફળ ભોગવવાને તૈયાર હતાં; આથી વિરોધો દર્શાવ્યા છતાં તેઓ, તેને બીજા સ્થળોએ મળનારી જીતોનું પરિણામ પણ સ્વીકારવાને રાજી જ હતા એમ તેણે માની લીધું. સિસિલીને ધોરણપૂર્વક એકદમ સાર્ડિનિયા સાથે જોડી દેવાની કાવૂરની માગણીનો ગેરિબાલ્ડીએ ઇનકાર કર્યો કારણ કે એમ થાય તો દ્વિપમાં રાજાની સત્તા સર્વોપરિ થઈ પડે અને તેને ટ્યુરિનથી છૂટતા ગમે તેવા હુકમો પાળવા પડે. ગેરિબાલ્ડી વધુ લશ્કર મેળવવાની અને લશ્કરી સરંજામનો વધુ જથ્થો મેળવવાની રાહ જોતો પાલેર્મોમાં થોભ્યો. રાષ્ટ્રીય મંડળના પ્રયાસોથી ઉભી થયેલી અને કાવૂરે છૂપી રીતે પહોંચાડેલાં નાણાં અને શસ્ત્રોથી સજ્જ થયેલી સ્વયંસેવકોની ટૂકડીને લઇને મેડિસી અને કોસેન્ઝ ક્યારના આવી પહોંચ્યાં હતા.

આ નવા લશ્કરની મદદથી ગેરિબાલ્ડી આખા ટાપુમાં પોતાની આણ ફેરવવાને સમર્થ થયો. તેણે બિક્સિયો અને હંગેરિયન સરદાર એબર્સને દક્ષિણમાં કાટેનિયા તરફ મોકલ્યા અને મેડિસી કિનારે કિનારે કૂચ કરતો બાર્સેલોના તરફ ઉપડી ગયો, બાર્સેલોનાની નજીક જ, મિલાઝો નામનો એક સુરક્ષિત દુર્ગ હતો, જેમાં ૧૦૦૦ સરકારી સૈનિકો પડેલા હતા અને થોડાક માઇલ દૂર, રાજાના

૧૮૦૦૦ સિપાહીઓ હજી મેસિનાનો દુર્ગ જાળવી રહ્યા હતા. અહીંનો સેનાપતિ માર્શલ કલેરી હતો અને તેના હાથ નીચે જનરલ બોસ્કો હતો, જે ગેરિબાલ્ડીને પકડી પાડવાના વ્યર્થ પ્રયાસ વખતે ફોન મેકલની સાથે જ હતો, આ ઉત્સાહી યોદ્ધાએ મહા મહેનતે પોતાના સરદારને સમજાવીને, મેડિસીના ધસારાને અટકાવવા તથા મિલાઝોનું રક્ષણ કરવા ૩૦૦૦ માણસોનું એક લશ્કર મેળવ્યું હતું. તેણે મેડિસી પર જબ્બર હલ્લો કર્યો. આથી મેડિસીએ પાલેર્મોથી વધુ મદદ મંગાવી. ગેરિબાલ્ડીએ પોતે જ યુદ્ધભૂમિ પર પહોંચી જવાનો સત્વર ઠરાવ કર્યો અને પોતાની જોડે નવા આવેલા ૧૨૦૦ માણસોને લઇને તે એજ રાતે આગબોટમાં બેસીને દક્ષિણ ભણી જવા માટે પાલેર્મોથી ઉપડયો. વળતે જ દિવસે તે મેડિસી અને કોસેન્ઝને મળ્યો અને બીજે જ દિવસે ( જુલાઇ ૨૦ મી, ૧૮૬૦ ) મિલાઝો પર છાપો મારવાનો નિશ્ચય કર્યો.

કિનારાના બહાર ધસી આવેલા એક સાંકડા ભાગ પર મિલાઝો શહેર આવેલું છે અને એક ખડબચડા ખડક પર તેનો દુર્ગ આવેલો છે, જેના પરથી સમુદ્ર તેમજ ભૂમિવાટે શહેરમાં આવવાના રસ્તાઓ પર બરાબર ચોકી રાખી શકાય છે. હલ્લો ખુલ્લા પ્રદેશ પરથી કરવાનો હતો, જ્યાં બગીચાઓ તથા દ્રાક્ષની વાડીઓની આસપાસ આવેલી પત્થરની દિવાલો અને ઝાડ ડાંખળાંની એભેદ્ય વાડોને લીધે સરકારી લશ્કરને, સુરક્ષિત આશ્રય મળી ગયો હતો. સિસિલિયન બેફત–સૈનિકોમાં ઘણાખરા જુવાન છોકરાઓ હતા, જેઓએ બંદૂકો ફોડવાની હજી પૂરતી તાલીમે લીધી ન્હોતી. આવા સૈનિકો માટે એ અખ્તરો ખરેખરી કસોટી કરનારો જ હતો, પણ તેઓને અજીત શૂરા એક હજારની બહુ સારી મદદ હતી અને જ્યાં જ્યાં ભય વધારે જણાતો ત્યાં ગેરિબાલ્ડી પોતાના સાથીઓની જોડાજોડ લડવાને પહોંચી જતો જ. આખા દિવસની લડાઇ દરમિયાન વિજય ત્રાજવામાં જ તોળાયા કર્યો. અન્તે મેડિસીના હાથ નીચેની

ટૂકડી છેક મિલાઝોના દરવાજા સુધી આગળ ધસી ગઈ. અહીં દુશ્મનના તોપના મારાને લીધે તેઓનો ધસારો અટક્યો.

સિસિલિયન સેના ઉભી કરનાર અંગ્રેજ સરદાર ડન, દુશ્મનના તોપખાના પર હલ્લો લઈ જવા માટે પોતાના માણસો સહિત આવી લાગ્યો અને ખુદ ગેરિબાલ્ડી પણ એ ધસારામાં જોડાયો. આ જ પળે નેપલ્સના ઘોડેસવારોએ એ સાંકડી ગલી પરથી ધસારાબંધ હલ્લો કર્યો અને ડનના જુવાન રંગરૂટો, ગભરાઇ જઇને વાડમાં છૂટાછવાયા સંતાઇ ગયા અને સરમુખ્ત્યાર તથા તેનો અંગરક્ષક મિસોરી થોડાઘણા સૈનિકો સાથે ત્યાં એકલા પડયા. ઘોડેસવારોનો નાયક એકાએક ફર્યો અને પોતાના માણસો સાથે સીધો ગેરિબાલ્ડી તરફ કૂદી પડી, પોતાની તલવારનો ઘા તેના પર ઉગામ્યો. ગેરિબાલ્ડીએ તેના ઘોડાની લગામ પકડી અને તેને ઠાર કર્યો; મિસોરીએ બીજા બે માણસોને પરલોક પહોંચાડી દીધા અને આ રીતે તેણે પોતાના સરદારની જીંદગી ઉગારી. દરમિયાન સિસિલિયનોએ બાકીના ઘોડેસવારો પર ગોળીઓ છોડી, જેઓ પોતાના જાન બચાવવાને શહેરના દરવાજામાં થઇને નાસી છૂટયા. આ જીતથી યુદ્ધના વાતાવરણમાં અજબ ફેરફાર થયો. દુશ્મન તેની પાછળથી મિલાઝોમાં દાખલ થઇ જશે એવા ભયથી બોસ્કોએ યુદ્ધભૂમિના બીજા બધા ભાગોમાંથી પોતાનું લશ્કર પાછું બોલાવી લીધું અને પોતાના નિરાશ માણસોને લઇને તેણે દુર્ગની દિવાલ પાછળ આશ્રય લીધો. આથી ગેરિબાલ્ડી બિલકુલ નડતર વગર શહેરનો કબજો લઈ શકયો. સરમુખ્ત્યાર ભારે શ્રમને લીધે થાકી ગયો હતો. આથી તે એક દેવળ નીચે પોતાના ઘોડાના પલાણનું ઓશીકું કરીને સૂતો અને ઘસઘસાટ ઉંઘી ગયો. તે એટલો બધો થાકી ગયેલો હતો કે પોતાની પાસે પડેલાં ભોજન તથા જળ લેવાની શક્તિ પણ તેનામાં ન્હોતી.

તોપોથી સબળ રીતે રક્ષાયેલો મિલાઝોનો દુર્ગ, સહેલાઇથી

૧૮૦૦૦ સિપાહીઓ હજી મેસિનાનો દુર્ગ જાળવી રહ્યા હતા. અહીંનો સેનાપતિ માર્શલ ક્લેરી હતો અને તેના હાથ નીચે જનરલ બોસ્કો હતો, જે ગેરિબાલ્ડીને પકડી પાડવાના વ્યર્થ પ્રયાસ વખતે ફોન મેક્લની સાથે જ હતો, આ ઉત્સાહી યોદ્ધાએ મહા મહેનતે પોતાના સરદારને સમજાવીને, મેડિસીના ધસારાને અટકાવવા તથા મિલાઝોનું રક્ષણ કરવા ૩૦૦૦ માણસોનું એક લશ્કર મેળવ્યું હતું. તેણે મેડિસી પર જબ્બર હલ્લો કર્યો. આથી મેડિસીએ પાલેર્મોથી વધુ મદદ મંગાવી. ગેરિબાલ્ડીએ પોતે જ યુદ્ધભૂમિ પર પહોંચી જવાનો સત્વર ઠરાવ કર્યો અને પોતાની જોડે નવા આવેલા ૧૨૦૦ માણસોને લઇને તે એજ રાતે આગબોટમાં બેસીને દક્ષિણ ભણી જવા માટે પાલેર્મોથી ઉપડયો. વળતે જ દિવસે તે મેડિસી અને કોસેન્ઝને મળ્યો અને બીજે જ દિવસે ( જુલાઇ ૨૦ મી, ૧૮૬૦ ) મિલાઝો પર છાપો મારવાનો નિશ્ચય કર્યો.

કિનારાના બહાર ધસી આવેલા એક સાંકડા ભાગ પર મિલાઝો શહેર આવેલું છે અને એક ખડબચડા ખડક પર તેનો દુર્ગ આવેલો છે, જેના પરથી સમુદ્ર તેમજ ભૂમિવાટે શહેરમાં આવવાના રસ્તાઓ પર બરાબર ચોકી રાખી શકાય છે. હલ્લો ખુલ્લા પ્રદેશ પરથી કરવાનો હતો, જ્યાં બગીચાઓ તથા દ્રાક્ષની વાડીઓની આસપાસ આવેલી પત્થરની દિવાલો અને ઝાડ ડાંખળાંની અભેદ્ય વાડોને લીધે સરકારી લશ્કરને, સુરક્ષિત આશ્રય મળી ગયો હતો. સિસિલિયન ખેડૂત-સૈનિકોમાં ઘણાખરા જુવાન છોકરાઓ હતા, જેઓએ બંદૂકો ફોડવાની હજી પૂરતી તાલીમે લીધી ન્હોતી. આવા સૈનિકો માટે એ અખ્તરો ખરેખરી કસોટી કરનારો જ હતો, પણ તેઓને અજીત શૂરા એક હજારની બહુ સારી મદદ હતી અને જ્યાં જ્યાં ભય વધારે જણાતો ત્યાં ગેરિબાલ્ડી પોતાના સાથીઓની જોડાજોડ લડવાને પહોંચી જતો જ. આખા દિવસની લડાઈ દરમિયાન વિજય ત્રાજવામાં જ તોળાયા કર્યો. અન્તે મેડિસીના હાથ નીચેની

ટૂકડી છેક મિલાઝોના દરવાજા સુધી આગળ ધસી ગઈ. અહીં દુશ્મનના તોપના મારાને લીધે તેઓનો ધસારો અટક્યો.

સિસિલિયન સેના ઉભી કરનાર અંગ્રેજ સરદાર ડન, દુશ્મનના તોપખાના પર હલ્લો લઈ જવા માટે પોતાના માણસો સહિત આવી લાગ્યો અને ખુદ ગેરિબાલ્ડી પણ એ ધસારામાં જોડાયો. આ જ પળે નેપલ્સના ઘોડેસવારોએ એ સાંકડી ગલી પરથી ધસારાબંધ હલ્લો કર્યો અને ડનના જુવાન રંગરૂટો, ગભરાઇ જઈને વાડમાં છૂટાછવાયા સંતાઇ ગયા અને સરમુખ્ત્યાર તથા તેનો અંગરક્ષક મિસોરી થોડાઘણા સૈનિકો સાથે ત્યાં એકલા પડયા. ઘોડેસવારોનો નાયક એકાએક ફર્યો અને પોતાના માણસો સાથે સીધો ગેરિબાલ્ડી તરફ કૂદી પડી, પોતાની તલવારનો ઘા તેના પર ઉગામ્યો. ગેરિબાલ્ડીએ તેના ઘોડાની લગામ પકડી અને તેને ઠાર કર્યો; મિસોરીએ બીજા બે માણસોને પરલોક પહોંચાડી દીધા અને આ રીતે તેણે પોતાના સરદારની જીંદગી ઉગારી. દરમિયાન સિસિલિયનોએ બાકીના ઘોડેસવારો પર ગોળીઓ છોડી, જેઓ પોતાના જાન બચાવવાને શહેરના દરવાજામાં થઇને નાસી છૂટયા. આ જીતથી યુદ્ધના વાતાવરણમાં અજબ ફેરફાર થયો. દુશ્મન તેની પાછળથી મિલાઝોમાં દાખલ થઇ જશે એવા ભયથી બોસ્કોએ યુદ્ધભૂમિના બીજા બધા ભાગોમાંથી પોતાનું લશ્કર પાછું બોલાવી લીધું અને પોતાના નિરાશ માણસોને લઇને તેણે દુર્ગની દિવાલ પાછળ આશ્રય લીધો. આથી ગેરિબાલ્ડી બિલકુલ નડતર વગર શહેરનો કબજો લઈ શક્યો. સરમુખ્ત્યાર ભારે શ્રમને લીધે થાકી ગયો હતો. આથી તે એક દેવળ નીચે પોતાના ઘોડાના પલાણનું ઓશીકું કરીને સૂતો અને ઘસઘસાટ ઉંઘી ગયો. તે એટલો બધો થાકી ગયેલો હતો કે પોતાની પાસે પડેલાં ભોજન તથા જળ લેવાની શક્તિ પણ તેનામાં ન્હોતી.

તોપોથી સબળ રીતે રક્ષાયેલો મિલાઝોનો દુર્ગ, સહેલાઇથી

ગેરિબાલ્ડીની સામે પોતાનો બચાવ કરી શકત, કારણ કે ગેરિબાલ્ડી પાસે એકકે તોપ ન્હોતી. બોસ્કોએ શરણે થવાની માગણીનો સક્રોધ ઇન્કાર કર્યો પણ તે મેસિનાના દુર્ગ પર ઉપરાઉપરી સંદેશાઓ મોકલી રહ્યો હતો કે તેની પાસે ખોરાક કે પાણી ન હોવાથી તેના ચાર હજાર માણસો બળવો જગાડવાની અણી પર હતા. તેણે લશ્કરની મદદ અથવા શરણે જવાની રજાની માગણી કરી. તેણે મોકલેલા આ સંદેશા ગેરિબાલ્ડીના સૈનિકો વાંચી ગયા, જેઓને હવે સમજાયું કે સમુદ્રમાર્ગે કુમક આવી પહોંચે નહિ તો દુર્ગના માણસો ઝાઝા દિવસ ટકી શકે તેમ ન્હોતું. એવામાં નેપલ્સનાં લડાયક બારકસો નજરે પડયા, એ બારકસો રક્ષણ માટે નહિ પણ મિલાઝોને ખાલી કરવાની ગોઠવણ કરવા માટે આવેલા હતા એ સમાચાર જાણ્યા પહેલાના થોડાક કલાક સુધી ગેરિબાલ્ડીનો જીવ ઉચક જ રહ્યો. એ દિવસ પછી ( જુલાઇ ૨૫ મી ) દુર્ગનો કબજો છોડવામાં આવ્યો જનરલ બોસ્કો. " એક પ્રચંડ કદ્રૂપો માણસ, " પોતાના લશ્કર સાથે દુર્ગ બહાર કૂચ કરી ગયો ત્યાંસુધી તે મિજાજમાં જ રહ્યો.

મિલાઝો આગળ ગેરિબાલ્ડીના હાથ નીચે લડનારા સ્વયંસેવકોમાંના કેટલાક અંગ્રેજો હતા, જેઓ ઇટાલિનન પ્રજાની દુઃખી સ્થિતિની દયા ખાઇને, ઇટલીની આઝાદી માટે પોતાના જાનનું જોખમ વહોરી રહ્યા હતા. આમાંનો કર્નલ પીઅર્ડ નામનો એક માણસ ' ગેરિબાલ્ડીના અંગ્રેજ ' તરીકે ઓળખાતો કારણ કે સરમુખ્ત્યાર તેના પ્રત્યે સ્નેહ ધરાવતો હતો. બીજો અંગ્રેજ કર્નલ ડન હતો. તેણે પોતાના માણસો, જેઓ સિસિલિયનો જ હતા, તેઓને થોડાં જ અઠવાડિયાંમાં તાલીમ આપીને તૈયાર કર્યા હતા. લડાઇમાં સિસિલિયનો આગળ વધતા ગભરાતા હતા વખતે ડને પોતાના ઘોડા પરથી નીચા નમી, પોતાના માણસોને આખાને આખા ઉંચકી, છૂપાઇ રહેલા શત્રુના માથા પર આવેલી દિવાલ પર ફેંકવા માંડયા, હલ્લો કરવાની આ નવીન પદ્ધતિથી

નેપલ્સના સૈનિકો ચોંકી ઉઠયા અને તેઓના લશ્કરમાં ભંગાણ પડયું. તેઓ નાસતા ગયા અને બૂમો પાડતા ગયા: "પ્રભુ તોબાહ! એ લોકો તો ઉડી શકે છે!"

મિલાઝોના વિજય પછી મેસિનાનો દુર્ગ પણ પડયો. માર્શલ ક્લેરીએ નગરની રક્ષા કરવાનો કશો પ્રયાસ કર્યો નહિ અને જ્યારે મેડિસી પોતાની નાની સેના સાથે દરવાજા આગળ ખડો થયો ત્યારે તે તેની જોડે સુલેહ કરવા માટે બહાર દોડી આવ્યો. એવું નક્કી થયું કે સરકારી લશ્કરના અમુક ભાગને દુર્ગની અંદર રહેવા દેવો. પણ શહેરનો કબજો તો ગેરિબાલ્ડીને જ સોંપવો. મેસિનાની સામુદ્રધુની, જેની ચોકી નેપલ્સના બારકસો કરી રહ્યાં હતાં, તે સરમુખ્ત્યારનાં વહાણો માટે પણ ખુલ્લી રહે એવી સરત થઇ. આ સરતો થવાથી, નેપલ્સ સરકારની જે થોડી ઘણી સત્તા ટાપુમાં ચાલતી હતી, તે પણ છીનવી લેવાઇ અને સિસિલીમાં બુર્બો રાજ્યનો અન્ત આવ્યો. (૨૮ મી જુલાઈ ૧૮૬૦)

ગેરિબાલ્ડી હજી મિલાઝોમાં હતો એ વખતે ટયુરિનથી આવેલા એક ખાસ દૂતે તેના હાથમાં વિકટર ઇમેન્યુઅલના બે પત્રો મૂકયા. વિદેશી સરકારોને સંતોષવા ખાતર લખાયેલા પહેલા પત્રમાં સિસિલીની ચડાઇ સામે વિરોધ બતાવવામાં આવ્યો હતો અને તેમાં રાજાએ સરમુખ્ત્યારને લખ્યું હતું કે "નેપલ્સના રાજ્ય સામે વધુ કોઇ પગલું ન લેવું એ વધારે વ્યાજબી થઇ પડશે." એક ખાનગીમિત્ર તરીકે લખેલા તેના બીજા પત્રમાં તેણે એવી સૂચના કરી કે ગેરિબાલ્ડીએ તેના અંતરના નાદ મુજબ જ ચાલવું અને બાદશાહી હુકમ માનવાની ના પાડવી. ગેરિબાલ્ડીએ પોતાનો પ્રત્યુતર મોકલવામાં વાર લગાડી નહિ. તેણે લખ્યું: "આપ નામવર પ્રત્યે સંપૂર્ણ રાજભક્તિ અને માન ધરાવવા છતાં, ઇટલીની પવિત્ર લડતને જોખમમાં આવી પડતી બચાવવાને ખાતર હું આપ નામવરના હુકમોનો સ્વીકાર કરી શકતો નથી. ઘૃણિત ધુરામાંથી આ લોકોને મુક્ત કરવાનું જે

કાર્ય મેં ઉપાડી લીધું છે તે જેવું પૂરૂં થશે કે તરત જ હું મારી તલવાર આપને ચરણે ધરી દઇશ અને તે પછીના મારા બાકીના જીવન માટે હું આપનો આજ્ઞાંકિત થઇને રહીશ. ”

ગેરિબાલ્ડીની હવે ખાતરી થઇ ગઇ કે વિકટર ઇમેન્યુઅલ તેની યોજના તરફ સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતો હતો અને તેને જાહેર રીતે તેમ કરતો અટકાવવામાં કાવૂર જ સાધનભૂત હતો. એમ દેખાય છે કે આ વખતે રાજાએ કાવૂરની સલાહ લીધા વગર પત્રો લખ્યા હતા. કાવૂરને માત્ર પહેલા પત્રની જ ખબર હતી અને જ્યારે ગેરિબાલ્ડીનો જવાબ આવ્યો ત્યારે તેણે એ પત્ર પ્રકટ કરીને દુનિયાને બતાવી આપ્યું કે મગજનો ફરેલો દેશભકત ખુદ તેના રાજાની આજ્ઞા ઉઠાવવાની પણ ના પાડી રહ્યો હતો.

ગેરિબાલ્ડીએ સામુદ્રધુની પાર કરવાની તૈયારીઓ તાબડતોબ કરવા માંડી. તેનું લશ્કર મેસિનાના દુર્ગની નીચે આવેલા રેતાળ કિનારા પર, દિવાદાંડીની નજીક જ પડેલું હતું. અહીં સામુદ્રધુનીનો પટ માત્ર બે માઇલ પહોળો છે પણ પુરાણા સમયના નાવિકો આ સાંકડા માર્ગને અત્યંત ભયંકર ગણતા હતા કારણ કે દિવાદાંડીની પાસે સિસિલિયન કિનારા પર ચેરીબ્ડીસના ખડકો આવેલા હતા અને કેલેબ્રિયાના સામા કિનારા પર સાઇલાનો વમલ ઘૂમી રહ્યો હતો. પણ ગેરિબાલ્ડીને તો જે એક ભય જણાયો તે, સામુદ્રધુનીનો પહેરો કરી રહેલાં નેપલ્સનાં બારકસોની હાજરીનો હતો. એક અંધારી રાતે (૮ મી ઓગસ્ટ) મિસોરીના હાથ નીચે ૨૦૦ માણસની એક ટૂકડી સામે પાર પહોંચી ગઇ અને આલ્ટિ-ફ્યુમારાના કિલ્લા પર છાપો માર્યો. કિલ્લાની તોપોના ગોળા, રસ્તા પર જ પડે તેમ હતું. વળી આટલી નાની ટૂકડીથી જીતી શકાય એટલો નબળો તે કિલ્લો ન્હોતો. આથી મિસોરી પહાડોમાં નાસી ગયો, જ્યાં કેલેબ્રિયન ખેડૂતોની સહાનુભૂતિને લીધે, તેની

શોધમાં નીકળેલા સિપાહીઓના હાથમાંથી છટકવાને તે ભાગ્યશાળી નિવડ્યો. દિવાદાંડી આગળ પડેલા ગેરિબાલ્ડીના સૈનિકો વહાણો બાંધવામાં, સામાન પેક કરવામાં અને વહાણો પર માલ ચડાવવામાં મશગૂલ હતા; અને તેઓની આ તૈયારીઓથી છેતરાઇને શત્રુએ પોતાનો આખો કાફલો તેઓને સામુદ્રધુની પાર કરતાં અટકાવવા માટે ત્યાં એકત્ર કર્યો. પણ પોતે જે પક્ષીને પકડવા ઇચ્છતો તેની નજર આગળ જ પોતાની જાળ બિછાવવા જેટલો ગેરિબાલ્ડી મૂર્ખ ન્હોતો. પોતાના દિલની વાત કોઇને પણ કહયા વગર, તેણે ૧૮મી ઓગસ્ટના રોજ મેસિના છોડ્યું અને ટાઓરમિના નામના એક ડુંગરાળ શહેરની નીચે આવેલા જીયાર્ડિની નામના સમુદ્ર પરના ગામમાં તે એકલો જ ગયો. અહીં તેણે બિક્ષિયોને પોતાના હાથ નીચેના માણસો સાથે મળવાને બોલાવ્યો હતો. તે સામે પાર આવેલા મેલિટો નામના શહેર પર તે સાંજે જ છાપો મારવા ઇચ્છતો હતો. તેણે એ ઉત્સાહી અને જુસ્સાદાર સરદારને પોતાના માણસો સાથે વાતો કરતો જોયો અને રાતે એ નાનકડી સેના ગેરિબાલ્ડીની સરદારી હેઠળ ફ્રાંકલિન અને ટોરિનો નામના બે નાની આગબોટોમાં રવાના થઈ. સાહસ ભારે જોખમભર્યું હતું પણ ગેરિબાલ્ડીએ પોતાની જાળ ઠીક બિછાવી રાખી હતી, એટલે સરકારી બારકસો દિવાદાંડીની આસપાસ એકત્ર થઇ રહ્યાં હતાં. પ્રભાત પહેલાં તો તેઓ સુરક્ષિતપણે મેલિટો પહોચી ગયા અને નેપલ્સના રાજ્ય પર ચડાઇ શરૂ થઇ. (૧૯મી ઓગસ્ટ, ૧૮૬૦.)

નેપલ્સ પહોંચવા માટે ગેરિબાલ્ડીને ત્રણ માઇલનો કઠિણ પ્રદેશ ઓળંગવો પડે તેમ હતું, પહાડો, જંગલો, છાતીસરસા ઘાટો અને ઉંડી ખીણોવાળા એ પ્રદેશના માર્ગો, માત્ર ત્યાંના ખેડૂતો જ જાણતા હતા. આવા ગાઢ પ્રદેશમાં, થોડા જ અડગ યોદ્ધાઓ; ગેરિબાલ્ડી એકત્ર કરી શકે તેનાથી વધારે મોટી સેનાને પણ ખાળી શકે તેમ હતું. એક માત્ર સારો માર્ગ દરિયા કિનારા

કાર્ય મેં ઉપાડી લીધું છે તે જેવું પૂરૂં થશે કે તરત જ હું મારી તલવાર આપને ચરણે ધરી દઇશ અને તે પછીના મારા બાકીના જીવન માટે હું આપનો આજ્ઞાંકિત થઇને રહીશ. ”

ગેરિબાલ્ડીની હવે ખાતરી થઇ ગઇ કે વિક્ટર ઇમેન્યુઅલ તેની યોજના તરફ સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવતો હતો અને તેને જાહેર રીતે તેમ કરતો અટકાવવામાં કાવૂર જ સાધનભૂત હતો. એમ દેખાય છે કે આ વખતે રાજાએ કાવૂરની સલાહ લીધા વગર પત્રો લખ્યા હતા. કાવૂરને માત્ર પહેલા પત્રની જ ખબર હતી અને જ્યારે ગેરિબાલ્ડીનો જવાબ આવ્યો ત્યારે તેણે એ પત્ર પ્રકટ કરીને દુનિયાને બતાવી આપ્યું કે મગજનો ફરેલો દેશભક્ત ખુદ તેના રાજાની આજ્ઞા ઉડાવવાની પણ ના પાડી રહ્યો હતો.

ગેરિબાલ્ડીએ સામુદ્રધુની પાર કરવાની તૈયારીઓ તાબડતોબ કરવા માંડી. તેનું લશ્કર મેસિનાના દુર્ગની નીચે આવેલા રેતાળ કિનારા પર, દિવાદાંડીની નજીક જ પડેલું હતું. અહીં સામુદ્રધુનીનો પટ માત્ર બે માઇલ પહોળો છે પણ પુરાણા સમયના નાવિકો આ સાંકડા માર્ગને અત્યંત ભયંકર ગણતા હતા કારણ કે દિવાદાંડીની પાસે સિસિલિયન કિનારા પર ચેરીબ્ડીસના ખડકો આવેલા હતા અને કેલેબ્રિયાના સામા કિનારા પર સાઇલાનો વમલ ઘૂમી રહ્યો હતો. પણ ગેરિબાલ્ડીને તો જે એક ભય જણાયો તે, સામુદ્રધુનીનો પહેરો કરી રહેલાં નેપલ્સનાં બારકસોની હાજરીનો હતો. એક અંધારી રાતે (૮ મી ઓગસ્ટ) મિસોરીના હાથ નીચે ૨૦૦ માણસની એક ટૂકડી સામે પાર પહોંચી ગઇ અને આલ્ટિ-ફ્યુમારાના કિલ્લા પર છાપો માર્યો. કિલ્લાની તોપોના ગોળા, રસ્તા પર જ પડે તેમ હતું. વળી આટલી નાની ટૂકડીથી જીતી શકાય એટલો નબળો તે કિલ્લો ન્હોતો. આથી મિસોરી પહાડોમાં નાસી ગયો, જ્યાં કેલેબ્રિયન ખેડૂતોની સહાનુભૂતિને લીધે, તેની

શોધમાં નીકળેલા સિપાહીઓના હાથમાંથી છટકવાને તે ભાગ્યશાળી નિવડ્યો. દિવાદાંડી આગળ પડેલા ગેરિબાલ્ડીના સૈનિકો વહાણો બાંધવામાં, સામાન પેક કરવામાં અને વહાણો પર માલ ચડાવવામાં મશગૂલ હતા; અને તેઓની આ તૈયારીઓથી છેતરાઇને શત્રુએ પોતાનો આખો કાફલો તેઓને સામુદ્રધુની પાર કરતાં અટકાવવા માટે ત્યાં એકત્ર કર્યો. પણ પોતે જે પક્ષીને પકડવા ઇચ્છતો તેની નજર આગળ જ પોતાની જાળ બિછાવવા જેટલો ગેરિબાલ્ડી મૂર્ખ ન્હોતો. પોતાના દિલની વાત કોઇને પણ કહ્યા વગર, તેણે ૧૮મી ઓગસ્ટના રોજ મેસિના છોડ્યું અને ટાઓરમિના નામના એક ડુંગરાળ શહેરની નીચે આવેલા જીયાર્ડિની નામના સમુદ્ર પરના ગામમાં તે એકલો જ ગયો. અહીં તેણે બિક્ષિયોને પોતાના હાથ નીચેના માણસો સાથે મળવાને બોલાવ્યો હતો. તે સામે પાર આવેલા મેલિટો નામના શહેર પર તે સાંજે જ છાપો મારવા ઇચ્છતો હતો. તેણે એ ઉત્સાહી અને જુસ્સાદાર સરદારને પોતાના માણસો સાથે વાતો કરતો જોયો અને રાતે એ નાનકડી સેના ગેરિબાલ્ડીની સરદારી હેઠળ ફ્રાંકલિન અને ટોરિનો નામના બે નાની આગબોટોમાં રવાના થઈ. સાહસ ભારે જોખમભર્યું હતું પણ ગેરિબાલ્ડીએ પોતાની જાળ ઠીક બિછાવી રાખી હતી, એટલે સરકારી બારકસો દિવાદાંડીની આસપાસ એકત્ર થઇ રહ્યાં હતાં. પ્રભાત પહેલાં તો તેઓ સુરક્ષિતપણે મેલિટો પહોંચી ગયા અને નેપલ્સના રાજ્ય પર ચડાઇ શરૂ થઇ. (૧૯મી ઓગસ્ટ, ૧૮૬૦.)

નેપલ્સ પહોંચવા માટે ગેરિબાલ્ડીને ત્રણ માઇલનો કઠિણ પ્રદેશ ઓળંગવો પડે તેમ હતું, પહાડો, જંગલો, છાતીસરસા ઘાટો અને ઊંડી ખીણોવાળા એ પ્રદેશના માર્ગો, માત્ર ત્યાંના ખેડૂતો જ જાણતા હતા. આવા ગાઢ પ્રદેશમાં, થોડા જ અડગ યોદ્ધાઓ; ગેરિબાલ્ડી એકત્ર કરી શકે તેનાથી વધારે મોટી સેનાને પણ ખાળી શકે તેમ હતું. એક માત્ર સારો માર્ગ દરિયા કિનારા

પરનો જ હતો અને તે માર્ગ પર આવેલા મોટાં શહેરોમાં નેપલ્સનું જબરૂં લશ્કર પડેલું હતું અને કિલ્લાઓ પર ગંજાવર તોપો ગોઠવાયેલી હતી. ગેરિબાલ્ડી પાસે તોપો હતી જ નહિ અને મેડિસી સામુદ્રધુની ઓળંગવામાં ફત્તેહ મેળવે ત્યાં લગી કશી કુમક આવી પહોંચે તેમ પણ ન્હોતું; એટલે એ વખતે તો તેને પોતાના ૪૦૦૦ અને મિસારીના ૨૦૦ માણસો પર જ બધો આધાર રાખવાનો હતો.

મેલિટોથી બારેક માઈલ દૂર રેગિયો નામનું મહત્ત્વનું શહેર આવેલું હતું, જ્યાં જનરલ ગેલોટી મોટું લશ્કર લઇને પડયો હતો. એનાથી થોડા માઇલ દૂર વિલા સાં ગિયોવાની મુકામે જનરલ બ્રિગાંન્ટીએ પોતાના ૧૬૦૦૦ માણસ સાથે પડાવ નાખ્યો હતો. ગેલોટી ભયમાં આવી પડે તે વખતે બ્રિગાન્ટીએ તેની વ્હારે ચડી જવાનું હતું. ગેરિબાલ્ડીએ રાત્રિને સમયે રેગિયો પર છાપો મારવાનો નિશ્ચય કર્યો અને શહેરની પછવાડે આવેલી ટેકરીઓ પર તે પોતાના સૈનિકોને લઇને ગયો અને બિક્ષિયો, કિનારા પરના માર્ગે થઇને, તેની હાજરીની શત્રુને ખબર પડે એ પહેલાં શહેરના મધ્યભાગમાં પહોંચી ગયો. થોડા જ કલાકના તુમૂલ યુદ્ધ પછી રેગિયો ગેરિબાલ્ડીના હાથમાં પડયું. બીજે દિવસે બ્રિગાન્ટી તરફથી આવનારી મદદ નહિ મળવાથી, ગેલોટી આખા લશ્કર સહિત ગેરિબાલ્ડીને તાબે થયો.

રેગિયોના પતનથી નેપલ્સ ખાતેના અધિકારીઓના ક્રોધનો પાર રહ્યો નહિ અને ગેરિબાલ્ડીને અટકાવવાનું તાત્કાલિક ફરમાન મુખ્ય સેનાપતિ જનરલ વાયલને તારથી પહોંચાડવામાં આવ્યું. વાયલનું મથક મોંટલિયો આગળ હતું. ત્યાંથી થોડા જ લશ્કરને સાથે લઇ વાયલ બ્રિગાન્ટીની જોડે મસલત ચલાવવા માટે વિલા સાં ગિયોવાની જવા ઉપડયો. તે કિનારે એકલો જ ઉતર્યો અને કિલ્લામાંના લશ્કરને મદદ આપવા માટે પોતાના માણસોને ઉતારવાનું

તેણે નક્કી કર્યું. પણ જ્યારે તે વહાણ પર પાછો આવ્યો ત્યારે દરિયામાં તોફાન જાગવાથી માણસોથી ઉતરી શકાય તેમ ન્હોતું. આથી પોતાની યોજનામાં ફેરફાર કર્યાનું જનરલ બ્રિગાન્ટીને કહેવડાવ્યા વગર વાયલે ધીમે રહીને પોતાની આગબોટને પોતાના બંદર તરફ હંકારી મૂકી. આમ વાયલના ચાલ્યા જવાથી જનરલ બ્રિગાન્ટીને શું કરવું તે સૂઝયું નહિ અને તેણે પોતાના કિંમતી કલાકોને એમ જ વ્યતીત થવા દીધા, જ્યારે ગેરિબાલ્ડી સરકારી લશ્કરને ઘેરી લેવાને ઝપાટાબંધ આગળ વધવા લાગ્યો. સામુદ્રધુની પાર કરી આવેલા મેડિસીના સૈનિકો અને કેલેબ્રિયાના ખેડૂત રંગરૂટોની મદદથી તેની સેના વધવા પામી હતી. કેલેબ્રિયાના ખેડૂતો તેઓના જમીનદારોની સરદારી હેઠળ ગેરિબાલ્ડીની સાથે જોડાવાને આવ્યા હતા. તા. ૨૩ મી ઓગસ્ટના રોજ, ગેરિબાલ્ડીની સેનાએ બ્રિગાન્ટીના મથક પર આવેલા ઘાટોનો કબજો લીધો, જ્યાંથી તેની છાવણીની બન્ને બાજુના માર્ગોએથી આવતી સેનાને અટકાવી શકાય તેમ હતું. નિરર્થક હત્યાકાંડ થતો અટકાવવા ખાતર, ગેરિબાલ્ડીએ તેને શરણે આવવાનું કહાવી મોકલ્યું. બ્રિગાન્ટી જવાબ આપવાનાં ગલ્લાંતલ્લાં કરતો હતો એવામાં તેની સેનામાં અવ્યવસ્થા અને ગભરાટ ફેલાયાં; પોતાના સરદાર પરથી વિશ્વાસ ઉઠી ગયેલો હોવાથી તેના સિપાહીઓ પોતાનાં હથિયાર ફેંકી દઇને ટેકરીઓમાં નાસી જવા લાગ્યા. તેઓનામાં “લાલ પિશાચ” ની સામે થવાની હામ રહી ન્હોતી. તેઓ તેની તાકાત વિષે એવો સખ્ત વહેમ ધરાવતા હતા કે તે શયતાનનો સાથી હોવાથી તેની જીંદગીને, કશી હાનિ પહોંચતી ન્હોતી. તેઓ સોગંદપૂર્વક કહેતા કે તેના પર છોડેલી ગોળી તેને કશું નુકશાન કર્યા વગર તેના લાલ ખમીસમાં ભરાઈ પેસતી અને તે તેઓનાં શરીરને ઉંઘમાં ખૂબ ધ્રુજાવી દેતો !

સાવ અવ્યસ્થિત બનેલી દુશ્મનની છાવણીની વચ્ચે ગેરિબાલ્ડી

ઘોડે ચડીને ગયો અને ભાગતા સિપાહીઓને પોતાની આસપાસ ભેગા કરીને તેણે ખાતરી આપી કે તેઓ પણ માતા ઇટલીના પુત્રો હોઇ, તેઓને તેનાથી જરાય ડરવાનું ન્હોતું. તેણે કહ્યું: "તમારામાંનો કોઇ મારી સાથે જોડાવા ઇચ્છતો હોય તો તે ખૂશીથી તેમ કરે; બાકીનાને પોતાના ઘરમાં ભરાઇ બેસવાની છૂટ જ છે." પોતાના લશ્કરને પોતાની આંખ આગળ જ ઓસરતું જોઇને, બ્રિગાન્ટીને પોતાનાં હથિયારો, તોપો અને સામ્રગીનો વગર સરતે કબજો આપી દેવો પડયો. પણ તેની આ નાલાયકી અને પોતાના રાજા પ્રત્યેની અધૂરી વફાદારી માટે તેને થવી જોઇતી સજામાંથી તે છટકવા પામ્યો નહિ. ગેરીબાલ્ડીએ તો તેને જતો કર્યો પણ તે ગુપ્ત વેશે નેપલ્સ તરફ પોતાનો ઘોડો દોડાવી રહ્યો હતો તે વખતે તેના કેટલાક સિપાહીઓએ તેને ઓળખી કાઢયો, જેઓ તેને એક દગાબાજ માણસ ગણતા હતા. "દગાબાજ! દગાબાજ!" ના મોટા પોકારો સાથે તેઓ તેના પર તૂટી પડયા, તેને તથા તેના ઘોડાને મારી નાખ્યા અને એક હોળી પ્રકટાવી તેમાં બન્ને શબોને ખૂલ્લી બજારમાં બાળ્યા. કોઇએ તેમને આ ખૂન કરતાં અટકાવ્યા નહિ.

જનરલ વાયલને પાટનગર ભણી આવવાનો હુકમ નેપલ્સથી મળ્યો પણ તેણે તો પોતાની સલામતીનો વિચાર કર્યો અને પોતાના ૧૦૦૦૦ સૈનિકોની સરદારી જનરલ ઘિયોને સોંપીને તેને ભૂમિમાર્ગે પાછા હટવાનો હુકમ આપી, પોતે સમુદ્ર માર્ગે એકલો પસાર થઇ ગયો. તા. ૨૯ મી ઓગસ્ટે, લાલ સૈનિકોના ભયથી નાસી રહેલા આ મોટા લશ્કરે, પોતાના માર્ગમાં જ ઘાટોનો કબજો લેનાર એક્ત સૈનિકોની ટુકડીને પડેલી જોઈ. આમ તેઓના પલાયનમાં વિઘ્ન આવ્યું અને જો તેઓ લડવાનું પસંદ કરે તો આગળ તથા પાછળ, બન્ને બાજૂથી તેઓને માર પડે તેમ હતું. પણ એ ક્લાંત અને નિરૂત્સાહી માણસોમાં હવે વીરશ્રી રહી ન્હોતી. તેઓ તો મ્લાન વદને પોતાની આસપાસ, સમીપને સમીપ આવતા દુશ્મનના ચક્રાવાને જોઇ જ રહ્યા! પલાયન કરી

રહેલા શત્રુને પકડી પાડવા માટે તનતોડ મહેનત કરનાર કર્નલ પીઅર્ડ અને ગેરિબાલ્ડીના બીજા અમલદારોએ એકાએક છાવણીમાં દેખાવ દીધો અને ધિયોને શરણે થવાનું કહ્યું. શત્રુની સેનાનો મોટો ભાગ નજીક આવી લાગેલો માની, સરદારે શરણ સ્વીકાર્યું અને તેના માણસો પોતાનો લશ્કરી સરંજામ ફેંકી દઇને ગભરાયેલા મેંઢાંઓની જેમ વિખેરાઇ જઇને ટેકરીઓમાં ભરાઇ પેઠા. આ સાહસિક અમલદારો પોતાના લશ્કરને સાઇલોના માઇલ દૂર રાખી, અગાઉથી આવી લાગ્યા હતા એ જો ધિયોએ જાણ્યું હોતતો તે જૂદો જ નિશ્ચય કરત. ગોરબાલ્ડીની સેના તો ખૂબ વળાણવાળા માર્ગેથી સખ્ત ગરમી વેઠતી ધીમે ધીમે જ કૂચ કરી રહી હતી.

ગેરિબાલ્ડીએ પોતાના લશ્કરની રાહ નહિ જોતાં, બને તેટલા વેગપૂર્વક આગળ વધવાનો ઠરાવ કર્યો. તે અને તેના થોડા સાથીઓ આગળ જવા નીકળી પડયા. બરટાનીએ કહ્યું, “આપણે સાત ખચ્ચર પર બેઠેલા સાત માણસો, એક રાજ્ય જીતવા નીકળી પડયા છીએ.” ગામજનોએ ગેરિબાલ્ડીને સુંદર આવકાર આપ્યો. તેને શયતાનનો સાથી સમજનારા સરકારી સિપાહીઓથી ઉલટું, કેલિબ્રિયનો તેને ઇશ્વરે મોકલેલો પોતાનો ઉદ્ધારક સમજતા હતા. આ ખેડૂતોનો મરદાનગી ભર્યો સ્વતંત્ર જુસ્સો જોઇને ગેરિબાલ્ડીને ભારે આનંદ થયો અને તેઓને ધન્યવાદ આપતાં તેણે તેઓની એક ઉંચી ટોપી પોતાને માથે મૂકી. તેને પોતાના પ્રત્યે આટલી બધી સહાનુભૂતિ દર્શાવતો જોઇને લોકો એ વીર નર પર મોહી પડયા.

જ્યારે બરટાની ગેરિબાલ્ડીની સાથે જોડાયો ત્યારે તેણે અને મેઝિનીએ નોંધેલા અને તૈયાર કરેલા ૧૫૦૦ નવા સૈનિકો તે પોતાની જોડે લેતો આવ્યો હતો. એ સૈનિકોને જનરલ ટુરની સરદારી હેઠળ રાખીને, સમુદ્રમાર્ગે સપ્રી મોકલવામાં આવ્યા હતા. તેઓને બીજી સ્પટેમ્બરને દિવસે સપ્રી આવી પહોંચેલા ગેરિબાલ્ડીએ જોયા. તે વિચારવા લાગ્યો કે પોતાના આ નાના સૈન્ય વડે તેણે, ૧૨૦૦૦

માણસો સાથે સાલેર્નોમાં પડેલા જનરલ સ્કોટી પર હલ્લો લઇ જવો કે નહિ ? કર્નલ પીઅર્ડ અને કર્નલ ફ્રેબ્રિઝીને માર્ગની જાસૂસી કરવાને મોકલવામાં આવ્યા. દરમિયાન સરમુખ્ત્યારના આગમનની અફવા ફેલાઇ ચુકી હતી એટલે ઝુલતી દાઢીવાળા અને ઉંચી કાઠીવાળા પીઅર્ડને લોકો ભૂલથી ગેરિબાલ્ડી સમજવા લાગ્યા. લોકોને ના કહેવા છતાં તેઓ માનતા જ નહિ. તેઓને કહેવામાં આવ્યું કે પીઅર્ડ તો ગેરિબાલ્ડીનો એક સેવક જ હતો.

લોકોએ જવાબ આપ્યો, " તમે વાત છાની ભલે રાખો પણ અમે છેતરાવાના નથી. અમે જાણીએ છીએ. "

પીયર્ડે ગેરિબાલ્ડીને ભૂમિકા ભજવવાનો આ લાગ જતો કર્યો નહિ. તે તરત જ ગાડીમાં કૂદી પડ્યો અને શહેરના રાષ્ટ્રીય સૈનિકોએ તેને માન આપ્યું તથા આખા શહેરમાં રોશની થઇ. તેણે આ ખૂશાલી સામે કશી આનાકાની કરી નહિ અને સરમુખ્ત્યારને નામે હુકમો બહાર પાડ્યા. એક અંગત મિત્ર તરફથી આવેલો હોય એવી રીતનો એક તાર તેણે નેપલ્સ મુકામે રહેતા યુદ્ધ સચિવપર મોકલ્યો. તેમાં તેણે ગેરિબાલ્ડીનું લશ્કર સાલેર્નો મુકામે ઉતરવાની તૈયારીમાં હોવાના સમાચાર આપી કિલ્લામાંનું લશ્કર પાછું ખેંચી લેવાની તેને સલાહ આપી હતી. પછી પોતે ઓળખાઇ જાય એ પૂર્વે પીઅર્ડ પોતાના સરદાર આગળ પાછો જઇ પહોંચ્યો.

" તમને લાગે છે, " તેના એક સાથી ફોર્બસે પૂછ્યું, " કે તેઓને તમે જે જે કહો તે બધું માનવા જેટલા તેઓ બેવકૂફ બનશે ? "

" ભયથી તેઓનો જીવ જ ઉડી જશે. " પીઅર્ડે કહ્યું, " કાલે તમને માલમ પડશે કે સાલેર્નો તેઓ ખાલી કરી જવાના."

અને ખરેખર બન્યું પણ તેમ જ. વળતે જ દિવસે જનરલ સ્કોટીને નેપલ્સ તરફ પાછા હટવાનો હુકમ મળ્યો. આમ દુશ્મને સરમુખ્ત્યારની વેગવતી કૂચને અટકાવવાની છેલ્લી તક પણ ગૂમાવી.

# પ્રકરણ ત્રેવીસમું.



## ગેરિબાલ્ડીનો વિજયડંકો.

ઉન્હાળાના સૂર્ય આગળ જેવી રીતે બરફ ઓગળી જાય તેવી રીતે ગેરિબાલ્ડીના નામના પ્રતાપ આગળ બુર્બોનાં લશ્કરો એક પછી એક ઓસરવાં લાગ્યાં અને નેપલ્સમાં આશ્ચર્ય અને ભયનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું. પોતાના પાટનગરનું રક્ષણ કરવા માટે ફ્રાંસિસ બીજા પાસે ૪૦૦૦૦ વફાદાર સિપાહીઓ તૈયાર ઉભા હતા અને તેના કેટલાક સલાહકારોએ—જેમાં રાણી મેરિયા સોફ્યા પણ હતી—ખુદ તેને લશ્કરની સરદારી લઇ, ધસી આવતા શત્રુની સામે જવાની વિનંતી કરી. આવું કૃત્ય અતિ ડહાપણભર્યું અને હિમ્મતભર્યું ગણાત કારણ કે ગેરિબાલ્ડીના લશ્કરમાંથી જનરલ તુર પોતાના પંદરસો માણસો સાથે હજી સાલેર્નોથી બે દિવસના રસ્તા પર પડયો હતો અને બાકીનું સૈન્ય પણ પખવાડિયા સુધી આવી પહોંચત નહિ. નેપલ્સનું રક્ષણ કરવું કે રાજાએ ગાયેટા કે કાપુઆના મજબૂત કિલ્લામાં આશ્રય લેવો, એ વિષે વિચાર ચલાવવાને તા. ૪ થી સપ્ટેમ્બરે, નેપલ્સમાં યુદ્ધસમિતિ બેઠી. એક વૃદ્ધ સરદાર, કારાકોસાએ ફ્રાંસિસને ચેતવણી આપી કે જો તે પોતાની રાજધાની છોડી જશે તો કદી તેનાં દર્શન તે પામશે નહિ પણ યુદ્ધસમિતિની બહુમતિએ તેને ગાયેટાના દુર્ગમાં જવાની સલાહ આપી. આથી બે દિવસ પછી, રાજા અને રાણીએ પાછા આવવાની ખાતરીઓ આપતાં, પોતાના દરબારીઓની રજા લીધી. તેઓની વિદાયથી તેની રૈયતમાં કશી અસર થવા પામી નહિ અને તેઓ લગભગ ચૂપચાપ ઉપડી ગયાં. જેઓના પર તેઓએ પોતાની કૃપા ઉતારી હતી, તેઓ તેમના દુર્ભાગ્યના સમયમાં તેમને એક પછી એક છોડી ગયા અને પોતાની જોડે લઇ જવા માટે પસંદ કરેલા તેઓના રસાલામાંથી માત્ર એક

જ—કાઉંટ માઇકલ ઇમ્પીરિયલ—તેઓની ઇચ્છાને વશ થયો. આ બાદશાહી યુગલનાં સુખસગવડની પણ એટલી અવગણના કરવામાં આવી કે તેઓની આગબોટ પર તેઓને માટે ખોરાકની પણ ગોઠવણ કરવામાં આવી ન્હોતી અને જ્યારે બંદરમાં પડેલા નેપલ્સના કાફલાને, વિદાય થતા રાજાને વળાવવાનો ઇશારતી હુકમ પહોંચાડવામાં આવ્યો ત્યારે એક વહાણ પણ હાલ્યું નહિ. આમ, ખિન્ન અને એકલવાયાં, કંઇકંઇ અમંગલ આગાહીઓથી ભરેલાં હૃદયે, ફ્રાંસિસ અને તેની જુવાન રાણી તુતક પર બેઠાં બેઠાં, પોતાની નજર આગળથી ધીમે ધીમે દૂર ખસતા નેપલ્સના સુંદર અખાત સામું જોઇ રહ્યાં.

દક્ષિણ ઇટલીમાંથી બુર્બો રાજ્યના આવા એકાકી અન્તનો આક્ષેપ એકલા ફ્રાંસિસ બીજા પર મૂકી શકાય નહિ. પણ તેને પોતાના પૂર્વજોએ વાવેલાં બીનાં કડવાં ફળ ભોગવવાં તો પડયાં જ. સ્વાર્થી મહત્ત્વાકાંક્ષા, ધનનો લોભ, અને કોઇ ઉચ્ચ આદર્શ વગરના ચારિત્ર્યને લીધે જ બુર્બોની સત્તા દટાઇ જવા પામી અને લોકોના મનોરાજ્ય પરથી તો તેઓ ક્યારના પદભ્રષ્ટ થઇ ચૂક્યા હતા. રાજાથી માંડીને નાના હમાલ સુધીનો રાજ્યનો દરેક નોકર ખૂશાલ લાંચ લેતો, ગરીબોને લૂટતો અને તેઓના પર જુલમ ગૂજારતો. અને છૂપા જાસૂસ તથા પરદેશી સિપાહીના ભયથી પ્રજાની પ્રગતિ અટકાવી દેવાતી. આવા રાજાઓ માટે નેપલ્સના લોકોના દિલમાં કશું માન કે રાજ-

આરામાંથી ભાગ્યે જ ઉપડી હશે કે તરત જ રાજાના મુખ્ય સચિવ ડૉન લિબોરિયો રોમાનોએ ગેરિબાલ્ડીને વધાવી લેનારો સંદેશો મોકલ્યો પણ નેપલ્સમાં પ્રવેશ કરવા પહેલાં તેના લશ્કરની રાહ જોવાની તેણે સલાહ આપી. દુર્ગસેના હજી રાજભક્ત રહી હતી અને સેંટ એલ્મો તથા કારમાઇનના દુર્ગોની તોપો શહેર પર ગોળાઓ છોડવામાં જૂનો અનુભવ ધરાવતી હતી. ગેરિબાલ્ડી એક ગુપ્ત ભેદ પામી ગયો. યોગ્ય અવસરને ઝડપી લેવાની તેની બુદ્ધિમત્તાએ જ તેને દુરના નાના સૈન્યની પણ રાહ જોયા વગર ઉપડી જવાને તૈયાર કર્યો કારણ કે નેપલ્સમાં હરકોઇ પળે અંધાધુની અને બળવો જાગી ઉઠે એવું તેને લાગ્યા કરતું હતું. આવા સાહસિક નિર્ણયથી તેના મિત્રો ખૂબ ચોંકી ઉઠયા પણ સરદાર તો કૃતનિશ્ચય બની બેઠો હતો. " નેપલ્સ ભયમાં આવી પડયું છે. તેના રક્ષણાર્થે આપણે આ પળે જ ઉપડી જવું જોઇએ. "

તા. ૭ મી સપ્ટેમ્બરે ગેરિબાલ્ડી અને તેના સાથીઓ સાલેર્નોથી ટ્રેનમાં ઉપડયા. નેપલ્સના ઉપગ્રામોમાં વસતા લોકોનાં ટોળેટોળામાંથી પસાર થવાનું હોઇ, ટ્રેનની ગતિ સાવ ધીમી કરી નાખવી પડી કારણ કે લોકો વીર ગેરિબાલ્ડીનાં દર્શન પાછળ ઘેલા થઇ, કશા પણ ભયની પરવા કર્યા વગર રેલ્વેના પાટા પર ઉભરાઇ રહ્યા હતા. મધ્યાહ્ને ટ્રેન કારમાઇન સ્ટેશનમાં દાખલ થઇ અને જેવા લાલ સૈનિકો ઉતર્યા કે તરત જ લોકોએ તેઓને ભેટીભેટીને મુંઝવી નાખ્યા. દરેક માણસ જેને તેને ચુમવા લાગ્યો અને લોકોએ એક વૃદ્ધ પુરુષને, ભૂલમાં ગેરિબાલ્ડી ગણી, ખૂબ ભેટીભેટીને મૃતપ્રાયઃ કરી નાખ્યો. સરમુખ્ત્યાર અને તેનો રસાલો ઉઘાડી ગાડીમાં બેસી શહેરમાંથી પસાર થયા. સ્ટેશન છોડયા પછી તરત જ શ્વાસ ઉંચા રાખનારી એક પળ આવી કારણ કે ગેરિબાલ્ડીને કારમાઇનના દુર્ગના દરવાજામાંથી પસાર થવાનું હતું. દરવાજા પર શહેર ભણી તાકી રાખેલી તોપો પડેલી હતી અને તેની પછવાડે તોપચીઓ પણ

ખડા જ હતા. તોપના એક જ ધડાકે ગાડી અને તેમાં બેસનારાઓના ભૂકેભૂક્કા ઉડી જાય તેમ હતું. સરમુખ્ત્યારની ગાડી હાંકનારે ત્યાં આવતાં ગાડી ઝડપથી હાંકવા માંડી પણ ગેરિબાલ્ડી બોલી ઉઠ્યો, "ધીમે હાંકો–હજી ધીમે," અને પછી ઉભો થઇને હાથોની અદબ વાળી તે તોપચીઓ સામે બરાબર તાકી રહ્યો. તેના ચહેરાના પ્રભાવની બરાબર અસર પડી; સિપાહીઓએ સલામ કરી અને સરદાર પસાર થઇ ગયો.

નેપલ્સના પચાસે હજાર રહેવાસીઓ મહોલ્લાઓમાં ભેગા થયેલા અથવા છાપરાં પરથી અને બારીઓમાંથી જોતા દેખાતા હતા. સાતમા માળ સુધીનાં ઘરો પણ, વાવટાઓ, ફુલો અને ફરફરતા રૂમાલોથી શણગારાઈ ગયાં હતાં. તાળીઓનો સતત્ ગડગડાટ કર્ણપટ પર દરિયાના ઘુઘવાટ જેવો ગાજી રહ્યો હતો. ગેરિબાલ્ડીના અત્યંત ઉત્સાહી અનુયાયીઓએ પણ આવો વિજય મેળવવાનો ખ્યાલ રાખ્યો ન્હોતો. નાચ, ગાયન, નગરકીર્તિનો, વિગેરેથી શહેર આખું આનંદસાગરમાં તરવા લાગ્યું. ગેરિબાલ્ડીનો ઉતારો, ટોલેડો નામના ભારે ધામધૂમવાળા લત્તામાં જ હતો. લોકોને ખબર પડી કે સરદાર તો આરામ લેવા માગતો હતો ત્યાંસુધી અહીં ખૂબ ઘોંઘાટ મચી રહ્યો હતો. અન્તે સંપૂર્ણ શાન્તિ છવાઈ અને ગાજી રહેલો લોકસમૂહ અતિશય ધીમે પગલે રવાના થતાં એકબીજાના કાનમાં બોલવા લાગ્યો, "સર મુખ્ત્યાર ઉંઘે છે." ત્રણ દિવસ અને રાત સુધી સ્વાગતનો ઉત્સવ ચાલ્યો અને ખૂબ બરાડા પાડીને જેઓનો અવાજ બેસી ગયો હતો તેઓ પોતાની વફાદારી દર્શાવવાને એક આંગળી ઉંચી રાખીને જ શહેરમાં ફરવા લાગ્યા.

ગેરિબાલ્ડીના આગમન બાદ બે જ દિવસે, દુર્ગનો સેનાપતિ પોતાના લશ્કરને લઇને પાછો હટ્યો અને કાપુઆ તથા ગાયેટાનાં લશ્કરોને મદદ આપવા માટે ગમગીન શાંતિમાં તેઓ ત્યાંથી કુચ કરી ગયા. સરકારી નૌકાસૈન્ય તો બળવાખોરો તરફ લાંબા સમય અગાઉથી

પોતાની સહાનુભૂતિ છૂપી રીતે બતાવી ચૂક્યું હતું અને તેણે એડમિરલ પરસાનોની સરદારી સ્વીકારવાનો સરમુખ્ત્યારનો હુકમ માથે ચડાવ્યો હતો. ગેરિબાલ્ડીએ સિસિલીમાં વિક્ટર ઇમેન્યુઅલનાં સાર્વભૌમત્વની ઘોષણા કરી પરંતુ પોતે ઉપાડી લીધેલું કાર્ય સંપૂર્ણ થાય ત્યાં સુધી તેણે પોતાનું સરમુખ્ત્યારપદ ચાલૂ રાખ્યું. તેનો ઇરાદો પ્રથમ કાપુઆ સર કરવાનો અને પછી પોપના રાજ્યમાં લડાઇ ચલાવવાનો હતો. કમનશીબે, તેની આ યોજનાને કાઉંટ કાવૂરની સંમતિ મળી નહિ. તે ખૂબ ભડકી ઉઠયો કે કદાચ ગેરિબાલ્ડી પોતાની વધતી જતી સત્તાને લીધે રાજાની સત્તાને પણ ઉથલાવી દે. ઇટલીના ઐક્યની ખાતર આટલું અતિ મહત્વનું હતું કે રાષ્ટ્રીય રાજભક્તિનું કેંદ્ર, વિક્ટર ઇમેન્યુઅલ જ બનવો જોઇએ. તેને ગેરિબાલ્ડીનો અણવિશ્વાસ ન્હોતો પરંતુ હવે તેના મુખ્ય સલાહકારો થઇ પડેલા મેઝિની, બરટાની અને ક્રિસ્પી જેવા ઉત્સાહી પ્રજાસત્તાકવાદીઓ તરફથી તેને શંકા હતી કે કદાચ તેઓ રાજાને વફાદાર રહેવાની ના પાડી દે. ગેરિબાલ્ડીને પોપના રાજ્ય પર ચડી જતો અટકાવવાનો અને તેની સરમુખ્ત્યારીનો સત્વર અન્ત આણવાનો તેણે નિશ્ચય કર્યો. આમ કરવામાં તે સબળ કારણ ધરાવતો હતો કારણકે પાલેર્મો અને નેપલ્સની સરકારો ગુંચવાડામાં પડેલી હતી અને લોકો સત્વર પ્રજાસત્તાકની ઘોષણા કરવાની માગણી કરી રહ્યા હતા. કાવૂર ગેરિબાલ્ડી સાથે ખૂલ્લા દિલથી વર્ત્યો હોત તો ઘણું કરીને પોતાના હેતુમાં સફળ થાત પરંતુ આ પહેલાં કેટલાક વખતથી તે છૂપી બાજી ખેલી રહ્યો હતો અને સરમુખ્ત્યાર નેપલ્સ પહોંચ્યો તે પહેલાં તેણે નેપલ્સને જીતવાની કોશિષ કરી જોઇ હતી. જે માણસ જીવનભર બળવાને વખોડતો જ રહ્યો હતો, તેણે જ નેપલ્સના બળવાખોરોને એવી સરતે મદદ આપવાનું ગુપ્ત રીતે વચન આપ્યું કે તેઓએ વિક્ટર ઇમેન્યુઅલના રક્ષણની સહાય માગીને બળવો જગાડવો. આ રીતે તેણે એક મૈત્રિ દર્શાવી રહેલા રાજા સામે બળવો જગાડવાની ઉશ્કેરણી કરી. તેના

કાવાદાવાથી તેને કશો લાભ થયો નહિ કારણ કે પોતાની આઝાદી માટે લડવા ઉભા થાય એવા પાણીદાર, નેપલ્સના લોકો ન હતા અને આથી જ તેની આંખ ઉઘડી કે નેપલ્સ મેળવવાનો એક માત્ર માર્ગ, તે ગેરિબાલ્ડીને જીતવા દેવું, તે હતો.

મહાસચિવ તેની વિરૂદ્ધ કાવાદાવા કરી રહ્યો હતો એ વાત જાણીને ગેરિબાલ્ડીનું લોહી ઉકળી આવ્યું. તેણે એમ માન્યું કે કાવૂર કોઇ ઉંડી ઇર્ષ્યાને લીધે આમ વર્તી રહ્યો હતો. પણ આમાં તેની ભૂલ થતી હતી કારણ કે દેશભક્ત સરદાર માટે કાવૂરના દિલમાં ખરેખરી પ્રશંસાની લાગણી ભરી હતી અને ઇટલીની તેની મોટી સેવાઓની તેને ભારે કદર હતી. તેની સેવાઓ વિષે તે કહેતો, "કોઇ પણ પુરુષ આપી શકે તે કરતાં સહુથી મોટામાં મોટી સેવાઓ ગેરિબાલ્ડીની છે." ગેરિબાલ્ડીની ઘવાયેલી લાગણીને શાંત પાડવામાં કાવૂરે પોતાની બધી ચાલાકી અને ધૈર્યનો ઉપયોગ કરવામાં કશી મણા રાખી નહિ પણ પાલેર્મો તથા નેપલ્સનો વહીવટ કરી રહેલા ક્રિસ્મી અને બરટાનીની વગથી તેના પ્રયાસો મિથ્યા ગયા. આ બન્ને પુરૂષો પોતાના સરદારના ભક્ત હતા અને તેની સત્તા માટે તેઓ મગરૂર હતા. બન્ને દિલથી માનતા કે સરમુખ્ત્યારી વધારીને તથા રાજ્યપ્રકરણનો વહીવટ પોતાના હાથમાં રાખીને, તેઓ દેશનું હિત જ સાધી રહ્યા હતા. પણ ગેરિબાલ્ડી પરની તેઓની વગ આપત્તિકારક નિવડી કારણ કે તેઓએ ગેરિબાલ્ડીને કાવૂરની સામે ઉશ્કેરી મૂક્યો. વિચાર કરી કરીને સળગાવેલી ક્રોધની જ્વાળા, ગમે તેવી ઉંચામાં ઉંચી ન્યાયવૃત્તિને ખાક કરી દે છે અને સારામાં સારા સ્વભાવને બગાડી મૂકે છે; અને પોતાના શત્રુ પ્રત્યે પણ પોતાની પ્રકૃતિજન્ય ઉદારતા બતાવનાર ગેરિબાલ્ડીએ પોતાની ક્રોધની જ્વાળાને એટલી હદ સુધી વધવા દીધી કે તે એમ માનતો થઇ ગયો કે કાવૂર જે કંઇ કરતો તે બધું અશુભ હેતુથી જ કરતો. આમ તે એક મૂર્ખાઇભર્યું અને અપ્રતિષ્ઠિત કૃત્ય કરવાને પ્રેરાયો. તેણે રાજાને એક પત્ર લખી તેમાં

મહાસચિવને બરતરફ કરવાનું જણાવ્યું. આથી વિકટર ઇમેન્યુઅલને ભારે અપમાન લાગ્યું અને ગેરિબાલ્ડીના ખરાબ મિજાજની ખાતર કાવૂરનો ભોગ આપવાનું તેને જરાય દિલ થયું નહિ.

જેવું આટલું ઉઘાડું થયું કે ગેરિબાલ્ડી સિસિલીને જીતવામાં સફળ નિવડયો કે તરત જ કાવૂરે મજબૂત પગલું લેવાનો ઠરાવ કર્યો. કારણ કે તેને એમ કરવું એ અતિઆવશ્યક જણાયું. વિકટર ઇમેન્યુઅલનું ઉત્તરનું રાજ્ય અને ગેરિબાલ્ડીએ રાજા માટે જીતેલા દક્ષિણના નવા રાજ્ય વચ્ચે જ પોપનું રાજ્ય આવેલું હતું, આથી ઇટલીના ઐક્ય માટે એ રાજ્યનો કબજો ઘણો જરૂરી હતો. ગેરિબાલ્ડી પોપના રાજ્યનો કબજો ન લે એવો કાવૂરનો નિશ્ચય હોઇ, તે જીતવાને સરકારી લશ્કર મોકલવાનો એક જ માર્ગ હવે રહ્યો હતો. સરમુખ્ત્યાર દક્ષિણ ઇટલીમાં વિજય મેળવવાને કૂચ કરી રહ્યો હતો એ વખતે પોતાની આ યોજના માટે નેપોલિયન ત્રીજાની સંમતિ મેળવવા સારૂ કાવૂરે એલચીઓ મોકલ્યા. શહેનશાહ, પોપનું હિત સાચવવાને બંધાયેલો હતો પણ લોકોને સાવ વ્યાજબી સુધારા પણ નહિ બક્ષવા જેટલી જક્કી બનેલી પોપની સરકાર પરથી તેનું દિલ સાવ ઉતરી ગયું હતું અને ફ્રાંસનાં સબળ કેથલિક પક્ષને માઠું લગાડવાની જો તેને બીક ન હોત તો તે વિકટર ઇમેન્યુઅલને રોમનો કબજો ખૂશીથી લેવા દેત. તેને પણ કાવૂરની જેવી બીક હતી કે ગેરિબાલ્ડીની વિજયપરંપરાથી ઇટલીમાં કદાચ પ્રજાસત્તાકવાદી જુસ્સો પાછો ઉછળી ઉઠે, જે ઇટલીમાંથી ફ્રાંસમાં પણ ફેલાવા પામે. આથી તેણે કાવૂરને એવી સરતે મંજૂરી આપી કે રોમ શહેર પાર હલ્લો કરવો નહિ તથા ખુદ પોપને રંજાડવો નહિ. તેણે તેને એકદમ પગલાં લેવાની અરજ કરી કારણ કે એ વાત બહાર પડી જાય તો ફ્રાંસ અને ઓસ્ટ્રિયાના રોમન કેથલિક પક્ષો જરૂર દખલગીરી કરે એવી તેને બીક હતી. “ જે કરવું હોય તે કરો, ” તેણે કહ્યું, “ પણ જલદી કરી નાખો. ”

કાવૂરે પોપને અલ્ટિમેટમ મોકલવામાં જરાય વાર લગાડી નહિ. સાર્ડિનિયા પર હલ્લો કરવામાં નેપલ્સના ફ્રાંસિસને મદદ કરવા તથા પોપની રૈયતમાં બળવો જાગે તો તે દાબી દેવાના બેવડા હેતુથી ઉભી કરવામાં આવેલી પોપની સેનાનું વિસર્જન કરવાની તેણે માગણી કરી. પોપની સેના એક ફ્રેંચ સરદાર લામોરિશિયેરનાં હાથ નીચે હતી અને તેમાં મુખ્ય કરીને દરેક રોમન કેથલિક દેશના ગૃહસ્થ સ્વયંસેવકો જોડાયેલા હતા. તેઓ પોતાના ધર્મયોદ્ધાઓ કહેવડાવતા કારણ કે તેઓ માનતા હતા કે પોપના રાજ્યના હકોનું રક્ષણ કરીને, તેઓ ઇશ્વર અને ધર્મની સેવા કરી રહ્યા હતા. કાર્ડિનલ એન્ટોનેલી, જે હજી પોપનો મુખ્ય સલાહકાર હતો. તે જાણતો હતો કે સાર્ડિયાની સરકાર માત્ર ઝઘડાનું કારણ જ શોધી રહી હતી અને લડાઇ વહેલીમોડી થવાની જ હતી. નેપોલિયન અને કાવૂર વચ્ચે થયેલી ગુપ્ત સમજુતી વિષે કશું ન જાણતો હોવાથી, તેણે ઓસ્ટ્રિયા તેમ જ ફ્રાંસની મદદની આશા રાખીને કાવૂરનો અલ્ટિમેટમ માનવાની ના પાડી. તરત જ લડાઇનું નિશાન ફરક્યું અને તા. ૧૦મી સપ્ટેમ્બરે સાર્ડિનિયન લશ્કરે સીમા ઓળંગી. તેનો મુખ્ય સેનાપતિ જનરલ ફ્રાન્ટી હતો અને ડેલા રોકા તથા સિયાલડિની તેના સરદારો હતા. ડેલા રોકાએ પેરૂગિયા અને સ્પોલેટોને ઘેરો ઘાલ્યો જ્યારે સિયાલડિની, લામોરિશિયેરના લશકરના મુખ્ય ભાગની સામે થવા કિનારા ભણી ઉપડ્યો, લામોરિશિયેર, ચડિયાતા ઇટાલિયન લશ્કરથી ડરી જઇને અંકોના તરફ પાછો હટ્યો, જ્યાં તેને મદદ આવી મળે ત્યાં લગી ટકી રહેવાનો તેણે મનસૂબો કર્યો. પણ સિયાલડિની ત્વરિત ગતિથી કેસલફિડાર્ડોની ટેકરીઓ પર પહોંચી ગયો અને અંકોનાનો રસ્તો રોકીને પડ્યો. આથી એક મજબુત મથકની બધી નાકાબારીઓનો કબજો લઇ બેઠેલા શત્રુ પર હલ્લો કરવાની લામોરિશિયેરને ફરજ પડી. પોપના લશ્કરે ભારે વીરતા દાખવી; તેઓના સરદાર લામોરિશિયેર અને પિમોદાને અજબ

ધૈર્ય દાખવી ખ્યાતિ મેળવી પણ સિયાલડિનીએ એક ચડિયાતા સેનાપતિ તરીકે પોતાનું સામર્થ્ય બતાવી આપ્યું. મધ્યાહ્નને સમયે તેણે પોતાના શત્રુને ઘેરો ઘાલીને હરાવ્યો. પિમોદાન રણભૂમિ પર માર્યો ગયો અને લામોરિશિયેર થોડાક માણસો સાથે અંકોના નાસી ગયો. તેને મળવાને એકત્ર થયેલા માણસોને તેણે હતાશ સ્વરે કહ્યું, "હું તો આ રહ્યો પણ મારૂં લશ્કર હું ગૂમાવી બેઠો છું." શહેરના રક્ષણ માટે રખાયેલા લશ્કરે બહાદૂરીભર્યો બચાવ કર્યો. જ્યારે સિયાલડિનીએ તેને ભૂમિમાર્ગે ઘેરો ઘાલ્યો ત્યારે પરસાનો સમુદ્રમાર્ગે હલ્લો કરવાને પોતાનો કાફલો લાવ્યો અને ૨૯ મી સપ્ટેમ્બરે અંકોના પડ્યું. આ અઢાર દિવસની વિજયશાળી લડાઇથી ઉમ્બ્રિયા અને માર્શિસ નામનાં બે પરગણાં વિક્ટરના રાજ્યમાં ઉમેરાયાં જ્યારે પોપના હાથમાં માત્ર રોમ શહેર તથા પશ્ચિમ તરફનો દરિયા સુધીનો જમીનનો ટૂકડો રહ્યો.

કેસલફિડાર્ડોના યુદ્ધ પછી આટલું ખૂલ્લું થયું કે ફ્રાંસિસ બીજાને જો પોતાનું રાજ્ય બચાવવાની ઇચ્છા હોય તો ગેરિબાલ્ડીને વિજયશાળી સાર્ડિનિયન સેનાની કુમક આવી મળે તે પહેલાં તેણે તેને હરાવવો જોઇએ. નેપલ્સના ત્રીસ હજાર સિપાહીઓ જનરલ રિટુસીની સરદારી હેઠળ, નેપલ્સથી અઢારેક માઇલ દૂર આવેલા કાપુઆના દુર્ગમાં અને તેની આસપાસ એકત્ર થયા. શત્રુની સાથે લડીને પોતાના પાટનગરનો માર્ગ પાછો નિષ્કંટક બનાવવાના હેતુથી, ફ્રાંસિસ કાપુઆ આવ્યો હતો અને પોતાના રાજાની નજર આગળ બુર્બો સૈનિકોએ ખરેખરી અડગતા બતાવી. ગેરિબાલ્ડીનો માર્ગ રોકવાને અસમર્થ નિવડેલા સૈનિકોનો બેપરવા સ્વભાવ જોતાં આ સૈનિકોનો જુસ્સો સ્તુત્ય જ હતો.

કાપુઆનો મજબૂત દુર્ગ વોલટર્નો નદીના કિનારા પર આવેલો હતો. તે ઓળંગવાને શહેરના દરવાજા પાસે આવેલો એક જ પૂલ હતો. હલ્લો કરીને આવું મજબૂત મથક જીતી શકાય તેમ નહોતું;

આથી ગેરિબાલ્ડી ખુલ્લા મેદાનમાં દુશ્મનના છાપાની રાહ જોતો બેઠો. તેણે નદી ભણી મોં રાખી કાસેર્ટા શહેરની ઉત્તરે પોતાનો મુકામ કર્યો તેને ડાબે પડખે સાન્ટા મેરિયા નામનું ગામ હતું અને જમણે પડખે સેંટ એન્જેલો હતું. પાછળના ભાગનું રક્ષણ બિક્ષિયોને સોંપી તેને મેડાલોની આગળ રાખવામાં આવ્યો અને ટુરને પોતાના લશ્કર સાથે એ રસ્તા પર આવેલા કોઇ પણ મથક આગળ ઉતરી પડવાના હુકમ સાથે ટ્રેનમાં બેસવા સારૂ કાસેર્ટા આગળ જ છોડી દેવામાં આવ્યો હતો. રેલ્વે પરની ગેરિબાલ્ડીની સત્તા, યુદ્ધ જીતવામાં અતિ મહત્વની થઇ પડી.

તા. ૧લી ઓકટોબરની સવારે બુર્બોં લશ્કરે નદી ઓળંગી અને શરદ્ ઋતુની ધુમ્મસમાં સંતાઇને તે ગેરિબાલ્ડીની છાવણી સુધી પહોંચી ગયું. તેઓએ સાન્ટા મેરિયાનાં થાણાંઓ પર અચાનક છાપો માર્યો અને સેંટ એન્જેલો આગળ પડેલા મેડિસીના લશ્કર સામે ધસી ગયા. આ બે મથકો વચ્ચે આખો દિવસ લડાઇ ચાલી. ભારે વિઘ્નો છતાં સાન્ટામેરિયા જાળવી શકાય તેમ હોવાનો પોતાના દિલને સંતોષ થયા પછી, ગેરિબાલ્ડી ગાડીમાં બેસી સેંટ એન્જેલો જવા ઉપડયો. ગાઢ ધુમ્મસમાંથી અચાનક શત્રુના કેટલાક સૈનીકો નીકળી આવ્યા અને તેઓએ તેની ગાડી પર હલ્લો કર્યો. ગાડીવાનને મારી નાખવામાં આવ્યો, ઘોડો જખ્મી થયો અને સરસુખ્ત્યાર ભારે ભયમાં આવી પડયો એટલામાં મેડિસીના સૈનિકો તેની વ્હારે ધાયા અને તેને ઉગાર્યો. સેંટ એન્જેલો આવીને તેણે જોયું કે નેપલ્સની સેના ગામમાં ઘુસી જવા પામી હતી અને તેના મથક પાસે જ આવેલી મોંટિફાટાની ટેકરી પર દુશ્મનો ચડી રહ્યા હતા. ગેરિબાલ્ડીએ મશહૂર જીનોવિસ સૈનિકોને મોખરે બોલાવ્યા અને ખુદ પોતાની સરદારી હેઠળ તેણે ધસારો લઇ જવા માંડયા તથા દુશ્મનના હલ્લા ખૂલ્લી બેયોનેટોથી પાછા પાડાવમાં આવ્યા.

બિક્ષિયોનું મેડાલોની પરનું મથક જીતવાને જનરલ રિટુસીએ

ફ્રેન મેકલને મોકલ્યો હતો અને ત્યાંથી તેને કાસેર્ટા તરફ પાછા આવવાનું હતું, જ્યાં આખું બુર્બો લશ્કર તે સાંજે એકઠું થવાની વકી રાખવામાં આવતી હતી. ફ્રેન મેકલે પોતાની ૮૦૦૦ની સેનાને વહેંચી નાખીને ભારે મૂર્ખાઇ કરી. તેણે એક ભાગની સરદારી જનરલ રૂઇઝને સોંપી અને પાછળથી બિક્ષિયો પર તૂટી પડવાનો હુકમ આપ્યો. અને આગળથી લડવા માટે પોતે ઉપડયો. કેસલ મોરોં નામના નાના કિલ્લાની મજબૂત ટકકરને લીધે રૂઇઝની કૂચમાં વિલંબ થયો. એ કિલ્લામાં પિલાદ બ્રોન્ઝેટી ૨૮૦ માણસ જ લઇને પડયો હતો. તેણે રૂઇઝના મોટા લશ્કરને અડતાલીસ કલાક સુધી હંફાવ્યું. જ્યારે નેપલ્સનું લશ્કર અન્તે કિલ્લામાં ઘુસ્યું ત્યારે તેઓએ બ્રોન્ઝેટીને ઘાયલ થઇને ભૂમિ પર પડેલો જોયો, જેને તેઓએ જાનથી મારી નાખ્યો. રૂઇઝની કૂચમાં થયેલા આ વિલંબથી ફ્રેન મેકલની યોજના ઉંધી વાળી તેણે ઠરાવેલા સમય પહેલાં જ બિક્ષિયો ઉપર હલ્લો કર્યો પણ એકેક કલાક પસાર થવા લાગ્યો તોયે રૂઇઝ દેખાયો નહિ. બિક્ષિયોના સંખ્યાબળ આગળ ફ્રેન મેકલને હાર કબૂલ કરવી પડી અને આખરે જ્યારે રૂઇઝ આવી પહોંચ્યો ત્યારે લડાઇમાં ભાગ લેવા માટે હવે સમય રહ્યો ન્હોતો.

બપોરના ત્રણ વાગે ખરેખરો અણીનો વખત આવ્યો. ગેરિબાલ્ડી સાન્ટા મેરિયા પાછો આવ્યો હતો, જ્યાં તેના સૈનિકો કરતાં દુશ્મનનું બળ અધિક હતું. તેણે ટુરને પોતાના ફારેગ સૈનિકો સહિત આવી પહોંચવાનો હુકમ કર્યો અને સૈન્યની સરદારી પોતે લઇને, તેણે પોતાના લશ્કરને સરકારી સેના પર ખૂલ્લી જગ્યામાં હલ્લો કરવા માટે શહેરમાં થઇને કાઢયું. એ અજીત સરદારના હાથ નીચે આવેલા નવા લશ્કરને જોઇને નેપલ્સના સૈનિકો હિમ્મત હારી ગયા કારણ કે તેઓ ઘણા કલાકની લડાઇથી થાકી ગયા હતા. ગેરિબાલ્ડીના હયદળના જબરદસ્ત ધસારા સામે તેઓ ટકી શકયા નહિ અને જેવા તેઓ પાછા પડયા એટલે તેઓની આખી હરોળમાં

પાછા પડવાની હીલચાલ શરૂ થઈ. પોતાનાં મથકો છોડીને ગેરિબાલ્ડીના સૈનિકો દુશ્મનની પૂંઠે બરાબર લાગ્યા, બુર્બો લશ્કરને પૂલ પર થઇને કાપુઆમાં પાછું હાંકી કાઢ્યું અને સૂર્યાસ્તને સમયે તો તેઓનો સરદાર સમરક્ષેત્રનો માલેક બની ગયો.

વોલટર્નોની જીત થઈ એટલે કાવૂરે સિસિલીને સાર્ડિનિયાના રાજ્ય સાથે જોડવાની ઘોષણા બહાર પાડવામાં ઢીલ કરી નહિ. તેણે પાર્લામેંટ આગળ દરખાસ્ત રજુ કરી કે લોકોની ઇચ્છા જાણવા માટે મધ્યસ્થ રાજ્યોમાં કરવામાં આવ્યું હતું તેમ દક્ષિણ ઇટલીમાં પણ લોકમત લેવો જોઇએ. તેણે ગેરિબાલ્ડીના મુક્તકંઠે વખાણ કર્યાં પણ તેણે ખૂલ્લું કહી નાખ્યું કે સરમુખ્ત્યારી વધારવાથી ઇટાલિયન ઐક્ય ભયમાં આવી પડે તેમ હતું. લોકસભાએ ભારે બહુમતિથી સિસિલીના જોડાણનો ઠરાવ પસાર કર્યો. ( ઓક્ટોબર ૧૧મી, ૧૮૬૦ ). ગેરિબાલ્ડીની રાજસભામાં પણ આવો જ નિર્ણય થયો. તેની વિનંતિથી રાજાએ મારકિવસ જિયોર્જિયો પાલાવિસિનીને મદદનીશ સરમુખ્ત્યાર તરીકે મોકલ્યો હતો, જેણે વર્ષો પહેલાં કાઉંટ કોન્ફેલિયોનીરીની સાથે સ્પીલબર્ગની જેલ ભોગવી હતી. સિસિલીને જોડી દેવાનું કાર્ય સપાટાબંધ પતાવવાનો ટ્યુરિનનો સખ્ત હુકમ લઇને પાલાવિસિની આવ્યો હતો અને ગેરિબાલ્ડીના કેટલાક સુજ્ઞ મિત્રોએ પણ તેને એ જ સલાહ આપી. બરટાનીને બરતરફ કરવામાં સરદાર સંમત તો થયો પણ તેની જગ્યાએ આવનાર ક્રિસ્પીએ લોકમત લેવા સામે સજ્જડ વાંધો ઉઠાવ્યો. આ બે પરસ્પર વિરૂદ્ધ અભિપ્રાયોથી ગેરિબાલ્ડી મુંઝાયો, " હું એક લડવૈયો છું, " તેણે કહ્યું, " અને મને આ બધી વાતો સમજાતી નથી. " નેપલ્સના લોકોએ પોતે જ આ પ્રશ્નનો નિકાલ આણ્યો. સિસિલીના જોડાણની તરફેણમાં મોટમોટા સમારંભો લોકોએ આદર્યા. આવો દેખાવ જોઇને ગેરિબાલ્ડીએ લોકમત લેવાનો હુકમ કર્યો. ૧૮૬૦માં તા. ૨૧મી ઓક્ટોબરના રોજ, નેપલ્સવાસીઓએ વિક્ટર ઇમેન્યુઅલનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું.



 ગેરિબાલ્ડીનો વિજય ડંકો.

K. A. W. Vardhman & Sons Bombay 3.



ઈ. સ. ૧૮૬૦ માં ગેરિબાલ્ડી અને વિક્ટર ઇમેન્યુઅલનો ભેટો.



K. A. W.

Vardhman & Sons Bombay 3.

# પ્રકરણ ચોવીસમું.

## કાવૂરનું અવસાન.

કેસલફિડાર્ડોના વિજયની ખબર સાંભળી ગેરિબાલ્ડીને ભારે આનંદ થયો પરંતુ તેને જાણીને નિરાશા થઇ કે ફ્રેન્ચોને માઠું નહિ લગાડવાની ખાતર, રોમને હજી એક પરદેશી સત્તાના રક્ષણ તળે રાખવામાં આવ્યું હતું. પોતાના જ બાહુબળથી રોમને જીતવાનો નિશ્ચય આથી વધુ મક્કમ થયો. તેણે કહ્યું: “ રોમ ઇટલીનું છે અને તેને ઇટલીની બહાર રાખવાનો અધિકાર નથી પોપને, કે નથી શહેનશાહને. ” પરંતુ તે જાણતો હતો કે કાપુઆ આગળ ખાઇઓ ખોદીને પડેલા બુર્બો લશ્કર પર હુમલો કરવા જેટલું તેનું લશ્કર જોરાવર ન્હોતું. તેઓના પર સંપૂર્ણ વિજય મેળવવા માટે તેણે સાર્ડિનિયન લશ્કરના આગમનની રાહ જોવી પડે તેમ હતું. વિક્ટર ઇમેન્યુઅલ પોતે પોતાના લશ્કરની સરદારી લઇને નેપલ્સ આવવા ઉપડી ચૂક્યો હતો અને ગેરિબાલ્ડી પોતાની એક ટૂકડી સાથે તેને મળવાને ઉત્તર ભણી જવા નીકળ્યો.

બાદશાહી ફોજ જે સડકેથી આવી રહી હતી, તે સડકપર જ, કાજાનેલો અને વેગિરાનો નામનાં બે ગામો પાસે, બે રસ્તાઓનો ભેટો થતો હતો અને એ ભેટાપર એક નાની ઝુંપડી આવેલી હતી. અહીં સરમુખ્ત્યાર અને તેની ટૂકડી થોભી અને થોડી વારમાં તો રાજાનું આગમન સૂચવનારાં લશ્કરી વાજાં વાગ્યાં. વિક્ટર ઇમેન્યુઅલ એક પાણીદાર ઘોડા પર બેઠેલો દેખાયો અને ગેરિબાલ્ડી, જરા આગળ વધીને, તેને નમ્રતાપૂર્વક શિર ઝુકાવીને નમ્યો અને બોલી ઉઠ્યો, “ ઘણું જીવો ઇટલીના પહેલા રાજા ! ” “ પ્રિય ગેરિબાલ્ડી, કેમ છો ? ” રાજાએ કહ્યું અને તેણે તેનો હાથ જોરથી દાબ્યો.

# પ્રકરણ ચોવીસમું.

## કાવૂરનું અવસાન.

કેસલફિડાર્ડોના વિજયની ખબર સાંભળી ગેરિબાલ્ડીને ભારે આનંદ થયો પરંતુ તેને જાણીને નિરાશા થઇ કે ફ્રેન્ચોને માઠું નહિ લગાડવાની ખાતર, રોમને હજી એક પરદેશી સત્તાના રક્ષણ તળે રાખવામાં આવ્યું હતું. પોતાના જ બાહુબળથી રોમને જીતવાનો નિશ્ચય આથી વધુ મક્કમ થયો. તેણે કહ્યું: “ રોમ ઇટલીનું છે અને તેને ઇટલીની બહાર રાખવાનો અધિકાર નથી પોપને, કે નથી શહેનશાહને. ” પરંતુ તે જાણતો હતો કે કાપુઆ આગળ ખાઇઓ ખોદીને પડેલા બુર્બો લશ્કર પર હુમલો કરવા જેટલું તેનું લશ્કર જોરાવર ન્હોતું. તેઓના પર સંપૂર્ણ વિજય મેળવવા માટે તેણે સાર્ડિનિયન લશ્કરના આગમનની રાહ જોવી પડે તેમ હતું. વિક્ટર ઇમેન્યુઅલ પોતે પોતાના લશ્કરની સરદારી લઇને નેપલ્સ આવવા ઉપડી ચૂક્યો હતો અને ગેરિબાલ્ડી પોતાની એક ટૂકડી સાથે તેને મળવાને ઉત્તર ભણી જવા નીકળ્યો.

બાદશાહી ફોજ જે સડકેથી આવી રહી હતી, તે સડકપર જ, કાજાનેલો અને વેગિરાનો નામનાં બે ગામો પાસે, બે રસ્તાઓનો ભેટો થતો હતો અને એ ભેટાપર એક નાની ઝુંપડી આવેલી હતી. અહીં સરમુખત્યાર અને તેની ટૂકડી થોભી અને થોડી વારમાં તો રાજાનું આગમન સૂચવનારાં લશ્કરી વાજાં વાગ્યાં. વિક્ટર ઇમેન્યુઅલ એક પાણીદાર ઘોડા પર બેઠેલો દેખાયો અને ગેરિબાલ્ડી, જરા આગળ વધીને, તેને નમ્રતાપૂર્વક શિર ઝુકાવીને નમ્યો અને બોલી ઉઠ્યો, “ ઘણું જીવો ઇટલીના પહેલા રાજા ! ” “ પ્રિય ગેરિબાલ્ડી, કેમ છો ? ” રાજાએ કહ્યું અને તેણે તેનો હાથ જોરથી દાબ્યો.

તેઓ પોતાના ઘોડા જોડાજોડ ચલાવવા લાગ્યા અને પછવાડે તેઓના માણસો હતા.

પોતાના ભૂપાળ માટે યુરોપિયન રાજ્યોમાંનું એક અતિ મહત્ત્વનું રાજ્ય જીતી આપનાર ગેરિબાલ્ડીને તો આ મેળાપથી કોઈ દિવ્ય સંતોષ અનુભવવા મળવો જોઇએ પણ તેને બદલે, તેને સખ્ત નિરાશા ભોગવવી પડી. ફ્રાંસિસ બીજા સામેના છેલ્લા યુદ્ધમાં તેના સૈનિકોને બાદશાહી લશ્કર સાથે જોડવાનું તેણે મહેરબાની દાખલ માગી લીધું. પણ વિક્ટર ઇમેન્યુઅલે જવાબ વાળ્યો, " મારા માણસો તાજા જ છે; તમારા કંટાળી ગયા છે. " અને ગેરિબાલ્ડીને જણાયું કે તેને તથા તેના માણસોને હવે છૂટા કરવામાં આવ્યા હતા. એજ સડક પર થોડુંક ચાલ્યા પછી રાજા ટિયાનો તરફ વળ્યો અને ગેરિબાલ્ડી ઉંડી નિરાશા અનુભવતો પોતાના મથક પર પાછો ફર્યો. તેણે પોતાના નરેંદ્રના કઠોર નિર્ણય સામે કશી ફરિયાદ કરી નહી પણ પોતાના મિત્રોને ખેદપૂર્વક કહ્યું: " તેઓએ આપણને પાછળના ભાગમાં મોકલ્યા છે. "

વિક્ટર ઇમેન્યુઅલ, યુદ્ધની વ્યવસ્થા કરવા માટે જનરલ ફ્રાન્ટીને પોતાની જોડે લાવ્યો હતો અને નેપલ્સમાં ગેરિબાલ્ડીને બદલે સરકારના ઉપરી તરીકે નિમવા સારૂ ફેરિનીને ( મોડેનાનો આગલો સરમુખત્યાર ) લાવ્યો હતો. આગલા વર્ષમાં પોપના રાજ્ય પરની તેની ચડાઇની સામે થવા માટે ગેરિબાલ્ડી આ બન્ને માણસો સાથે લડી ચૂક્યો હતો અને તેઓની સલાહથી જ રાજા પોતાનું પ્રકૃતિ-જન્ય સૌજન્ય છોડીને, ગેરિબાલ્ડીની સાથે આમ અવિનય અને કર્કશતાભર્યું વર્તન ચલાવી રહ્યો હતો. સ્વયંસેવકોને કાસેર્ટા જવાનો હુકમ મળ્યો, જ્યાં રાજા તેઓને તપાસવાનો હતો પણ વરસાદ અને ઠંડીમાં કલાકોના કલાક હાડમાર થયા પછી તેઓને કોઇ પણ જાતના ખુલાસા કે માફી વગર કાઢી મૂકવામાં આવ્યા. આમ વિક્ટર ઇમેન્યુઅલ એક સુંદર તક ગૂમાવી બેઠો. તેની આવી સરસ સેવા

બજાવનારા માણસો પ્રત્યે થોડાં પ્રશંસા અને આભારનાં વચનો તે બોલ્યો હોત તોયે ગેરિબાલ્ડી અને તેની વીર સેનાના દિલને સંતોષ થાત.

પોતાના પૂજ્ય સરદારના આવા અપમાનથી ગેરિબાલ્ડિના સૈનિકો સ્વાભાવિક રીતે જ કુપિત થયા અને તેઓના કોપના પરિણામે પાછળથી અણછાજતાં કંકાસ અને ઇર્ષ્યા ઉભાં થયાં. દુર્ભાગ્યે, ગેરિબાલ્ડી એમ માનતો હતો કે ફ્રાન્ટી અને ફેરિની કાવૂરના હુકમ મુજબ વર્તી રહ્યા હતા પણ ઉલટું, કાવૂરે તો ફ્રાન્ટીને સ્વયંસેવકો તરફ પૂરતું ધ્યાન આપવાની સલાહ આપી રાખી હતી. તેણે કહેલું કે તેઓના તરફ કશો પણ અપકાર થતો જોવા કરતાં તે લેરી મુકામે દફનાઈ જવાનું વધારે પસંદ કરે. તેણે રાજાને લખ્યું, " ગેરિબાલ્ડી મારો જબરદસ્ત દુશ્મન બન્યો છે પણ હું માતા ઇટલીના કલ્યાણની ખાતર તથા આપ નામદારના સ્વમાનની ખાતર એમ ઇચ્છું છું કે તેને ખૂબ સંતોષ્યા પછી જ નિવૃત્તિ આપવી જોઇએ. "

૧૮૬૦ના નવેમ્બરની બીજી તારીખે, સાર્ડિનિયન તોપોના થોડાક મારા પછી, કાપુઆ, વિક્ટર ઇમેન્યુઅલના હાથમાં પડયું અને નવેમ્બરની ૭મી તારીખે તેણે નેપલ્સમાં વિજયપ્રવેશ કર્યો. જે વખતે તેની ગાડીમાં ગેરિબાલ્ડી તેની પાસે જ બેઠો હતો. વળતે દિવસ બુર્બો રાજાના સિંહાસન પર બેઠેલો વિક્ટર ઇમેન્યુઅલને, લોકમતની રૂએ સિસિલીનું સાર્વભૌમત્વ સોંપવામાં આવ્યું. જોડાણના—સંયોજનના કાનૂન પર રાજાએ તેમજ ગેરિબાલ્ડીએ સહી મૂકી અને જ્યારે આ વિધિ પૂરો થયો ત્યારે સરદારે પોતાના સરમુખ્ત્યારપદનું રાજીનામું આપ્યું અને ફરી તે એક સાદો નાગરિક—સેનાની બની ગયો.

સમરક્ષેત્ર પર તેની સેવાઓ સ્વીકારવાની રાજાએ ના પાડી એટલે તેણે પોતાની સેનાનું વિસર્જન કરીને કાપ્રેરા મુકામે નિવૃત્ત થવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના શૂરા સૈનિકોની હૃદયસ્પર્શી વિદાય લીધી, જેઓ ખેદને લીધે જોરથી રડી પડયા અને ગેરિબાલ્ડી પણ

પોતાના દિલને રોકી શક્યો નહિ. તેણે કહ્યું, "આવજો દોસ્તો ! તમે ઘણું કરી બતાવ્યું છે; હજી યે તમારે કરી બતાવવાનું રહ્યું છે. આપણે હવે રોમને પન્થે પાછા મળીશું." વિક્ટર ઇમેન્યુઅલ, ગેરિબાલ્ડી પર માન ઇક્રામના ઢગલેઢગલા ઢોળવાને તૈયાર હતો. રાજાના પિત્રાઇને જ આપી શકાતું માન—એનનઝિયાટાની પંક્તિનું માન તેણે ગેરિબાલ્ડીને આપવા માંડ્યું; જમીન આપવા માંડી, તેના છોકરાઓને સાનઇક્રામના ખિતાબો આપવા માંડ્યા અને તેની પુત્રી ટેરેસાને કન્યાદાન આપવા માંડ્યું. પણ ગેરિબાલ્ડીએ તે બધાનો ઇનકાર કર્યો; ખિતાબો કે દોલતની તલભાર પરવાહ કરતો ન્હોતો. લોકો તરફથી મળતા હજારો પાઉંડો તેના હાથ માંથી પસાર થતા હતા છતાં તે વધારે ગરીબ બનીને પાછો કાપ્રેરા આવ્યો કારણ કે સિસિલિયન કાફલાનો બધો ખર્ચ તેણે પોતે જ આપેલો હતો. કોઈ પણ જાતની જાહેર ધાંધલ થતી અટકાવવા ખાતર તે નવેમ્બર માસના એક મળસ્કામાં જ નેપલ્સ છોડી ગયો. તે પોતાના બગીચા માટે જોઇતાં બીઆંનો કોથળો અને પોતાના શિયાળાના ખોરાક માટે સુકી માછલી સાથે લેતો ગયો. નેપલ્સવાસીઓએ તેનાપર કેટલાય હૃદયસ્પર્શી સંદેશાઓ મોકલ્યા. "અમે નિતનિત, કલાકે કલાકે, તમને આશીર્વાદ આપીએ છીએ," તેઓએ લખ્યું. "તમારા પર અમારી શ્રદ્ધા અચળ છે અને તમારૂં નામ પેઢીઓ સુધી અમર રહેશે."

પોતાના આખા રાજ્યમાંથી હવે ફ્રાંસિસ બીજાના હાથમાં એકલું ગાયેટા રહ્યું, જેનો કિલ્લો નેપલ્સથી ચાલીસ માઇલ દૂર સમુદ્ર તીરે આવેલો હતો. અહીં ૪૦૦૦૦ માણસો લઇને, રાજા છેલ્લી ટક્કર ઝીલી રહ્યો હતો અને આ પ્રસંગે દુશ્મનના ઘેરાનાં સંકટો ધૈર્યપૂર્વક સહન કરીને રાજાએ પોતાનું ક્ષાત્રત્વ દાખવી આપ્યું. તેના સરદારોમાં ખાસ કરીને જનરલ બોસ્કોએ ઠીક પાણી બતાવ્યું અને આખા લશ્કરે સુંદર લડાયક જુસ્સો દાખવ્યો. પરંતુ કથાની નાયિકા તો રાણી મેરિયા સોફિયા જ ગણાય. તે દરરોજ તોપખાનાં અને

હોસ્પીટલો તપાસવા જતી અને મોતના સપાટામાંથી અનેકવાર બચી જતી ત્યારે તે હસતી. તે પોતાના વીરત્વથી સિપાહીઓના હૃદયમાં જોશ લાવતી હતી.

દુર્ગના રક્ષકોની હરોળો, રોગોપદ્રવ અને ભૂખમરાને લીધે સપાટાબંધ ઘટવા લાગી પણ ફ્રાંસ કે પોતાના ઓસ્ટ્રિયન સગાં વહાલાંઓની મદદની આશાએ ફ્રાંસિસ સકકસ રહ્યો. પણ જ્યારે ( ઇટાલિયન કાફલાને ગાયેટા પર હલ્લો કરતો અટકાવવા માટે બારામાં પડેલી ) ફ્રેંચ મનવારોને નેપોલિયન ત્રીજાએ પાછી બોલાવી લીધી ત્યારે આશાનું છેલ્લું કીરણ અદૃશ્ય થયું અને ૧૮૬૧ના ફેબ્રુઆરીની તેરમી તારીખે સુલેહ થઇ. વળતી જ સવારે, તેઓના પલાયનમાં મદદ કરવા માટે મોકલવામાં આવેલી ફ્રેન્ચ આગબોટમાં રાજા અને રાણી બેઠાં. જેવું તેઓએ બંદર છોડયું કે તરત જ બુર્બોનો ધ્વજ નીચો ઉતારવામાં આવ્યો અને ફ્રાંસનો ત્રિરંગી વાવટો તેની જગ્યાએ ફરકવા લાગ્યો. બુર્બો વંશનો ફ્રાંસિસ તથા મેરિયા સોફિયા હવે સિસિલીનાં રાજકર્તાઓ રહ્યાં ન્હોતાં. એ રાજદંપતિએ રોમમાં આશ્રય લીધો, જ્યાં કમનશીબે ફ્રાંસિસ પાછો અવળી સલાહનો ભોગ થઈ પડયો. વિધવા રાજમાતા ( જે પણ રોમમાં આવીને રહી હતી ) અને કાર્ડિનલ એન્ટોનેલીની સલાહથી, તેણે આસપાસના પ્રદેશના ચારિત્ર્યહીન માણસોને ભેગા કરી તેઓને તથા પોતાની વિખરાયેલી સેનાને નેપલ્સના મુલકમાં બહારવટું ખેડવાનું ઉત્તેજન આપ્યું. જ્યારે વિક્ટર ઇમેન્યુઅલના સૈનિકો તેઓની પૂંઠે લાગતા ત્યારે તેઓ પોપના મુલકમાં નાસી જતા, જ્યાં તેઓને પોપના અધિકારીઓ તરફથી પગાર અને રક્ષણ મળતાં. આ બહારવટાથી નેપલ્સની નવી સરકારમાં ઘણાં વિઘ્નો અને નડતરો ઉભાં થયાં પરંતુ તેમાં નિરાધાર ખેડૂતોનો વગર કારણે મરો થતો હતો કારણ કે આ નિર્દય બદમાસો તેઓને જ લૂંટતા અને તેઓનાં જ ખૂન કરતા.

થોડાં વર્ષ પછી ફ્રાંસિસ અને મેરિયા સોફિયા રોમ છોડી પેરિસ ગયા, જ્યાં માજી રાજા ૧૮૯૪માં મરણ પામ્યો અને માજી રાણી પોતાનાં મરણ પર્યંત નિવૃત્તિમાં જ રહી.

ગાયેટાના પતન પછી એક અઠવાડિયાની અંદર, સંયુક્ત ઇટલીની પ્રથમ પાર્લામેંટ ૧૮૬૧ના ફેબ્રુઆરીની ૧૮મી તારીખે ટ્યુરિનમાં મળી અને એવો કાનૂન પસાર કરવામાં આવ્યો કે “ વિક્ટર ઇમેન્યુઅલ બીજો, પોતાના માટે તથા પોતાના વારસો માટે ઇટલીના રાજાની પદવી ધારણ કરે છે. ” ઈટલીની એકતા સધાઇ અને વિકટર ઇમેન્યુઅલની પચાસ લાખની પ્રજા, અઢાર માસની અંદર, બે કરોડ વીસ લાખની થઈ ગઈ. વેનિસ અને રોમ સિવાયનો આખો દ્વિપકલ્પ આઝાદ થયો હતો. હવે કાવૂરે રોમ ભણી ધ્યાન પહોંચાડયું. “ ઇટલીનો સીતારો રોમ છે. ” તેણે કહ્યું. “ પચીસ પચીસ સૈકાંઓની કીર્તિથી ઝળહળી રહેલા એ અમર શહેરને, ઈટલીના રાજ્યનું ભવ્ય પાટનગર બનાવ્યે જ છૂટકો. ”

વિકટર ઇમેન્યુઅલે કાનૂનો પસાર કરી, પોતાના રાજ્યમાં દેવળના હક્કો સાવ મર્યાદિત કરી નાખ્યા હતા અને તેણે પોતાના મુલક સાથે પોપના રાજ્યનો કેટલોક ભાગ જોડી દીધો હતો. તે આમ અંતઃકરણપૂર્વક અને દેશાભિમાનપૂર્વક વર્તી રહ્યો હતો છતાં પાયસ નવમો તેના તરફ બહુ નાખૂશ થયો હતો, જેણે તેનો ધર્મ-માંથી બહિષ્કાર કરનારો હુકમ બહાર પાડયો હતો. આમ રાજાની રાજકીય સત્તા, પોપની ધાર્મિક સત્તાની વિરોધી બની હતી, જે ધર્મ તેમજ રાજ્ય બન્નેને હાનિકારક હતી. જ્યારે રોમને ઇટલીનું પાટનગર બનાવવાનો પ્રશ્ન ખડો થયો ત્યારે કલેશે વધુ કડવાશ પકડી કારણ કે રોમન દેવળનો સિદ્ધાંત એવો હતો કે પોપની એક રાજકર્તા તરીકેની સ્વતંત્રતા, ધર્મના હિતની ખાતર આવશ્યક હતી. પણ કાવૂર પાયસ નવમા અને ઇટલીના નવા રાજ્ય વચ્ચે અથડામણ થતી અટકાવવાને બહુ આતુર હતો પણ હરકોઈ પળે દુશ્મન બની બેસનારા એક હરીફ

રાજકર્તાને રાજાના મુલકના મધ્યસ્થ કેંદ્રમાં જ રહેવા દેવો એ પણ દેશના હિતને એટલું જ હાનિકર્તા હતું. કોઈ પણ રીતે પોપની રાજકીય સત્તાનો અન્ત લાગ્યે જ છૂટકો. પાયોનોનો પોતાની પ્રજાથી ડરીને પલાયન કરી ગયેલો અને પોતાની ગાદી પાછી મેળવવા માટે પરદેશી લશ્કરને નોતરી આવેલો ત્યારનો જ તે પોતાની રાજકીય સત્તાને પ્રાણઘાતક પ્રહાર મારી ચૂક્યો હતો. જેવું ફ્રેન્ચ લશ્કર ઉઠાવી લેવામાં આવે કે તરત જ પોપની રૈયતનો મોટો ભાગ ચોક્કસ બાકીના ઈટલીની સાથે જોડાઈ જાય તેમ હતું.

કાવૂરે એક યોજના રજુ કરી. તે પ્રમાણિકપણે માનતો હતો કે એ યોજનાથી દેવળને લાભ થશે. ધર્મની વગનો ઉપયોગ કરીને રાજ્ય પ્રકરણમાં પોપ દખલગીરી કરતો. આ સ્થિતિ અટકાવવાને ધર્મની સત્તાને મર્યાદિત કરનારા સખ્ત કાનૂનો પ્રત્યેક રોમન કેથલીક દેશમાં ઘડાઈ ચૂક્યા હતા. કાવૂર "આઝાદ ઇટલીમાં આઝાદ દેવળ" ઉભું થાય એમ ઇચ્છતો હતો, જે પોપ પોતાની રાજકીય સત્તાનો ત્યાગ કરી દે ત્યારે જ બને તેમ હતું. પોપના આ ત્યાગના બદલામાં તે દેવળને હરકોઈ પ્રકારના અંકુશોથી મુક્ત રાખવા માગતો હતો. દેવળના અધિકારીએ, પોતાના પાદરીઓ પોતાની શાળાઓ અને મઠો પર કુલ સત્તા ભોગવે અને બધા પાદરીઓને પૂરતી આવક મળે એવી તેની ઇચ્છા હતી. રાજ્યનાં દિવાની તથા ધાર્મિક પ્રકરણોને નોખાં નોખાં રાખવાં જોઈએ કારણ કે એક પ્રકરણનો ઉપરી રાજા હતો જ્યારે બીજાનો પોપ હતો. કાવૂરે કહ્યું, "ધાર્મિક બાબતોમાં દેવળ રાજ્યથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે એ બતાવી આપવું એ, પાયસ નવમાનું ઉચ્ચમાં ઉચ્ચ કર્તવ્ય છે."

પાયસ નવમો આવી દરખાસ્તો પળભર પણ સ્વીકારે એમ ધારવું નિરર્થક હતું. સૈકાઓથી પોપની રાજકીય સત્તા, તેની ધાર્મિક સત્તાના ચિહ્નરૂપ ગણાતી આવતી હતી અને તેના મત પ્રમાણે એ બન્ને સત્તાઓને વિખૂટી પાડી શકાય તેમ જ નહોતું. તેના

રાજ્યારોહણ વેળાએ તેને જે શપથ લેવા પડેલા તે મુજબ પોતાના મુલકો કે હક્કોમાંથી તલભાર પણ જતું નહિ કરવાને તે બંધાયેલો હતો અને આવી ઉઘાડી સૂચના તો તેને પવિત્ર અને દૈવી બાબત પર હુમલો કરવા જેવી જણાઈ. "જેઓ રાજકીય સત્તાનો અન્ત લાવવાની ખાહેશ ધરાવે છે." તેણે કહ્યું, "તેઓનો હેતુ આપણા પવિત્ર ધર્મને ઉથલાવી પાડવાનો છે." પોપના સલાહકારોમાં કેટલાક એવા હતા, જેઓ પોતાને પોપના દરબારમાં મળતી પદવીની સત્તા માટે જેટલી દરકાર કરતા હતા તેટલી યે ધર્મ માટે કરતા ન્હોતા. પોપ પ્રત્યેની વફાદારીને પ્રામાણિકપણે વળગી રહેનારા બીજાઓ વળી કાવૂરની કોઈ સૂચના સ્વીકારે તેમ ન્હોતું. કારણ કે તેઓ તેને દેવળનો મહાન્ શત્રુ ગણતા. આથી તેની યોજના અફળ જવાને સરજાયેલી જ હતી અને પોપે જાહેર રીતે તેના પર સજ્જડ ટીકાઓ કરી આખી યોજનાને વખોડી કાઢી. કાવૂરને ભારે નિરાશા થઈ પણ એક દિવસ દેવળ અને રાજ્ય વચ્ચે— 'પોપ અને ઇટાલિયનો વચ્ચે અમર સુલેહ' થશે એવી તેને શ્રદ્ધા હતી. તેણે કહ્યું, "જમાનો બુદ્ધિ અને પ્રગતિને પોતાના પક્ષમાં લે, તેનો જ થઇ રહે છે." તે એમ પોતાના કાર્યમાં પાછો હઠે તેવો ન્હોતો. તેણે પોતાની યોજના પાર્લામેંટમાં રજુ કરી અને ૧૮૬૧ ના માર્ચની ૨૭મી તારીખે રાજસભાએ પોતાનો નિર્ણય જાહેર કર્યો કે રોમને ઈટાલિયન રાજ્યનું પાટનગર બનાવવું જ જોઇએ.

એપ્રિલની અઢારમી તારીખે, નેપલ્સના પ્રતિનિધિ તરીક ચૂંટાયેલો ગેરિબાલ્ડી, જનરલ ફ્રાન્ટીએ સ્વયંસેવકો પ્રત્યે ચલાવેલા દુર્વર્તન સામે વિરોધ બતાવવા માટે લોકસભામાં હાજર થયો. તેના સૈનિકોને સરકારી લશ્કરમાં જોડવાનું વચન આપીને રાજાએ ગેરિબાલ્ડીની આશાઓને પોષી હતી; પણ તેના સૈનિકોની સંખ્યા ગંજાવર હોવાથી તેમાંના એક ભાગને જ લશ્કરમાં રાખી શકાયો હતો. બન્ને લશ્કરો વચ્ચે સજબૂત હરીફાઈ અને અદેખાઇ પ્રવર્તી રહી હતી અને જનરલ ફ્રાન્ટી, જો કે ઘણું કરીને ન્યાય મુજબ વર્તવા માગતો



૨૬૬ કુશળ રાજપુરૂષ કાઉન્ટ કાવૂર.

Vaidhman & Sons Bombay 3.

હતો, છતાં તે સ્વયંસેવકો પ્રત્યે ઉદારભાવ રાખવાને આતુર ન્હોતો. આથી તેઓમાંના ઘણાને પગાર તથા તેમાં થતાં વધારાના સંબંધમાં નિરાશ થવું પડ્યું હતું અને આથી તેઓએ પોતાની ફરિયાદો ગેરિબાલ્ડી પાસે રજુ કરી. તે ક્રોધથી ઉછળતો ટ્યુરિન આવ્યો અને રાજસભામાં ભારે કડક ભાષણ કર્યું. તેમાં તેણે કાવૂરપર ટીકાપ્રહાર કર્યો અને સ્વયંસેવકો સામેની સરકારી લશ્કરની અદેખાઇને ઉત્તેજવાનો આક્ષેપ સચિવ-મંડળ પર આણ્યો. તેણે જાહેર કર્યું, " મારી પોતાની માતૃભૂમિમાં જ મને એક પરદેશી બનાવી મૂકનાર પુરૂષની સાથે હું કદી પણ હાથ મિલાવું નહિ "—ફ્રાંસને નાઇસ અપાયું તે સંબંધી આ ઇશારો છે—" અથવા ભાઇભાઇઓની અંદર વિગ્રહ જગાડવાની કોશિષ કરનાર સચિવમંડળને હું કદી ટેકો યે આપું નહિ. " આ શબ્દોથી સભાના દરેક પક્ષમાં ભારે વાવાઝોડું જાગ્યું. સભાજનો ક્રોધાવેશમાં બરાડા પાડવા લાગ્યા અને એકબીજાને ફટકારવાની ધમકી આપવા લાગ્યા. અન્તે જ્યારે શાંતિ પથરાઇ ત્યારે બિક્ષિયોએ શાંતિ માટે સુંદર વિનતિ કરી. તેણે કહ્યું, " જનરલ ગેરિબાલ્ડી જે વિચારોથી આમ કરવાને પ્રેરાયેલા છે તે વિચારોની પવિત્રતામાં શ્રદ્ધા રાખનારાઓમાંનો હું એક છું પણ મને કાઉંટ કાવૂરના સ્વદેશપ્રેમમાં યે શ્રદ્ધા છે. ઇશ્વરના પવિત્ર નામની ખાતર, આપણે ઇટલીને પક્ષાપક્ષીથી પર રાખીએ. " કાવૂર જવાબ આપવાને ઉભો થયો અને ગેરિબાલ્ડીના અન્યાયભર્યા આક્ષેપોથી પેદા થયેલા પોતાના ક્રોધની જ્વાળાને તેણે ભારે સંયમપૂર્વક બુઝાવી નાખી. ઉંડી લાગણીપૂર્વક બોલતાં તેણે કહ્યું કે તે જાણતો હતો કે સેવોય અને નાઇસ આપી દેવાથી તેના તથા ગેરિબાલ્ડીના વિચારો વચ્ચે મોટું અંતર પડ્યું હતું અને એવું પગલું લેવાની રાજાને તથા પાર્લામેંટને સલાહ આપવાની પોતાની ફરજ બજાવતી વખતે તેને જે વેદના થઇ હતી તે પરથી તે બહાદૂર સરદારની લાગણીઓ સારી પેઠે સમજતો હતો. " જો એ વીર મને ક્ષમા આપવાની ના પાડે, " તેણે કહ્યું, " તો તેમાં હું તેમનો વાંક ગણીશ નહિ. "

પોતાના બે અત્યંત સમર્થ સેવકો વચ્ચે થયેલા આ જાહેર મતવિરોધથી રાજાનું દિલ બહુ દુઃખાયું અને તેઓને ઠંડા પાડવાનો તેણે આગ્રહ કર્યો. તેણે બન્નેને રાજમહેલમાં બોલાવ્યા પરંતુ ગેરિબાલ્ડીએ પોતાના હાથ પોતાના ઝભાની અંદર જ અદબ વાળીને રાખી મૂકયા એટલે કાવૂરે તેની જોડે હાથ મિલાવવાનું માંડી વાળવાનું જ ડહાપણ વાપર્યું. મહાસચિવે રોમ અને વેનિસને આઝાદ કરવાની પોતાની ભાવિ યોજનાઓ સમજાવી અને તેઓ મિત્રભાવે છૂટા પડયા. કાપ્રેરાથી ગેરિબાલ્ડીએ કાવૂરને લખ્યું: "વિકટર ઇમેન્યુઅલ ઇટલીનો બાહુ બને અને તમે બનો ઇટાલીનું મગજ. તમારી અદ્‌ભૂત નિપુણતા અને પિતૃભૂમિના કલ્યાણની દૃઢ ઇચ્છા પર મને શ્રદ્ધા છે-અને મને સમરક્ષેત્રમાં જ્યારે પણ બોલાવવામાં આવશે ત્યારે હું તૈયાર જ છું."

આ બે મહાન્ રાષ્ટ્રભકતો મિત્રભાવે છૂટા પડયા એ ઠીક જ થયું કારણ કે તેઓ ફરી કદી મળવાના ન્હોતા. કાવૂરે વર્ષો સુધી પોતાની તાકાત અને મગજને નીચોવી નાખ્યાં હતાં, આખા રાજ્યનું કામ તેણે કર્યું હતું અને બધી જવાબદારીઓ તેણે પોતાના ખભા પર ઉપાડી લીધી હતી. આથી તેની તબિયત લથડવા લાગી. "મારૂં કાર્ય સમાપ્ત કરવાને મારે હવે ઉતાવળ કરવી ઘટે," તેણે કહ્યું, "કારણ કે શરીર પાસે કામ લેનાર મગજ આગળ હવે મારૂં શરીર નબળું પડતું જાય છે." ૧૮૬૧ ના મેના ૩૦ મી તારીખે, તેને મગજ પર લોહી ચડી જવાનો રોગ લાગુ પડવાનો ભય જણાયો અને થોડા દિવસમાં તો તે એટલો ગંભીર બિમારી ભોગવવા લાગ્યો કે તે વધુ જીવે તેમ ન્હોતું એ સાફ જણાયું. કાવૂરની બિમારીના સમાચારથી લોકોના ટોળેટોળાં તેની તબીયતની ખબર જાણવાને તેના મકાન આગળ ભેગાં થતાં, જ્યાં મકાનની બહાર ચોંટાડાતી તેની તબિયતના સમાચારની પત્રિકાઓ વાંચવાને લોકો સદૈવ આતુર રહેતા. મહાસચિવની સુશ્રુષા

કરી રહેલી તેની ભત્રીજી ઉમરાવજાદી આલ્ફીરીએ પાદરી ફ્રા ગિયાકોમોને બોલાવ્યો. કાઉંટ સાન્ટા રોસાના અન્તકાળ વખતે જે કરૂણાજનક બનાવ બનેલો તે યાદ હોવાથી લોકોએ એવી ધમકી આપી કે જો ગિયાકોમો નહિ આવે તો તેઓ બધા પાદરીઓનો સર્વનાશ કરી દેશે. પણ વર્ષો પહેલાં કાવૂરને આપેલા વચનને એ ભલો પાદરી વળગી રહ્યો અને તે પોતાના મરણોન્મુખ મિત્રને અન્તકાળની ધાર્મિક ક્રિયા કરાવવાને આવી પહોંચ્યો.

પોતાની પ્રજાના જેટલાં જ વિક્ટર ઇમેન્યુઅલને ખેદ અને દુઃખ થયાં કારણ કે દેશ કાવૂરનો કેટલો બધો ઋણી બન્યો હતો એનું તેને બીજા કોઇ કરતાં વધારે ભાન હતું. એવોયે વખત હતો કે જ્યારે એ બેઉ એકબીજાથી વિરૂદ્ધ પડેલા અને પોતાના મહાસચિવની સિદ્ધ શ્રેષ્ઠતાએ રાજાના ધૈર્યની કંઇક વાર કસોટી પણ કરી હતી. પણ પોતાની પ્રજાના મહાનમાં મહાન્ પુરુષના અવસાનથી રાજાને તથા તેની પ્રજાને જે ભયંકર ખોટ આવી પડી હતી તેના ખેદમાં એ બધું ક્યાંય વિસરાઇ ગયું જ્યારે વિક્ટર ઇમેન્યુઅલ કાવૂરને જોવા ગયો ત્યારે એ બિમાર પુરુષ સ્નેહભર્યાં શબ્દો બોલવાને બેઠો થયો અને રાજા તેને ચુમવાને નમ્યો એ વખતે રાજાની આંખમાંથી આંસુઓ સરી પડયાં. “ ઇટલીના હિતની ખાતર, ” તે બોલી ઉઠયો, “ બહેતર છે કે એને બદલે હું મરણ પામું. ”

૧૮૬૧ ના જુનની ૬ઠ્ઠી તારીખે પરોઢીયામાં કાઉંટ કામિલ કાવૂર એકાવન વર્ષની વયે આ ક્ષણભંગુર જગત્ છોડી ગયો. તેના જીવનનું કાર્ય સમાપ્ત થયું અથવા તેના ઉચ્ચમાં ઉચ્ચ મનોરથો સફળ થયા એ પૂર્વે મૃત્યુએ તેને ઉપાડી લીધો, પણ “ તેની કીર્તિ કે તેની ખ્યાતિ ” જોતાં તેનું અવસાન વહેલું યે ન થયું કહેવાય.



# પ્રકરણ પચીસમું.

## વેનિસની પુનઃપ્રાપ્તિ.

કાઉંટ કાવૂરના અવસાનથી ઇટલી આખામાં ખેદ અને ગભરાટ ફેલાયા. વર્ષો સુધી તે રાષ્ટ્રનો સૂત્રધાર રહ્યો હતો; રાષ્ટ્રના શત્રુઓ સામે રક્ષા કરનારો પહાડ બની રહ્યો હતો. લોકો પર તેનો આટલો બધો પ્રભાવ તેની બુદ્ધિ કરતાં લોકોમાં શ્રદ્ધા ઉપજાવનારી તેની આત્મશ્રદ્ધાને લીધે હતો, જે કોઇ દિવ્ય શક્તિ સમી અસર ઉપજાવતી. જ્યાંલગી તેના હાથમાં આખું રાજ્યશકટ હતું ત્યાંલગી લોકોને જરાય ચિંતા કે ભય અનુભવવાં પડયાં ન્હોતાં. હવે ચિંતાજનક પશ્નો ખડા થયા. તેની જગ્યાએ હવે કોણ ? તેનાં આદર્શો પૂરા કરનાર કોણ ?

એ યુગનો અતિ વિખ્યાત મુત્સદ્દી બેરન રિકાસોલી હતો. ટસ્કેનીને ઇટલી માટે જાળવી રાખનાર આ " લોખંડી ઉમરાવ, " કાવૂરના પ્રજ્ઞ સલાહકારોમાંનો એક હતો અને પોતાના મરણ પહેલાં જ, મહાસચીવ બનાવવાની કાવૂરે રાજાને ભલામણ કરી હતી. રિકાસોલીનાં મુખ્ય લક્ષણો, તેની નિશ્ચળ પ્રામાણિકતા અને તેનું સાફ દિલ, હતા. પોતાના સાફ દિલને લીધે તે પોતાનો અણગમો કે પોતાંના વિચારો છુપાવી શકતો નહિ. કાવૂરનો સ્વભાવ બાળકના જેવો રમૂજી હતો અને, તેની રીતભાતો ફાંકડી હતી. રાજનૈતિક સામર્થ્યને લીધે તેની ઇચ્છાની દઢતા અને હેતુની મક્કમતા એવી તો ઢંકાઈ રહેતી કે એક ઠેકાણે તેનું એવું વર્ણન આપવામાં આવ્યું હતું કે ' તે મૂળ લોખંડી સળિયો છે પણ તે બહારથી બરૂ જેવો નરમ જણાય છે. પણ લોખંડી ઉમરાવ તો ઉઘાડું લોખંડ હતો અને તે ખોટા દેખાવને ધીક્કારતો; આખી દિવાલ ફરીને જવા કરતાં તે દિવાલની સામે જ પોતાનું માથું માંડે તેવો હતો. આ ગુણથી તે માન તથા

પ્રશંસા જીતી શક્યો ખરો પણ તેને લીધે વારંવાર એવાં વિઘ્નો ઉભાં થતાં કે જે જરા સંભાળ રાખવાથી અટકાવી શકાય. આમ રિકાસોલીનું શાસનતંત્રનું કાર્ય મુશ્કેલીથી ભરપૂર બન્યું.

જો કે ઇટલીનાં નોખાં નોખાં રાજ્યો હવે એકજ ભૂપાળના અમલ હેઠળ એકત્ર થયા હતાં પણ એક જ જાતના કાનૂનો વડે તથા તેઓનાં હિત સામાન્ય બનાવીને, તે બધાંનું એક રાષ્ટ્ર ઘડવાનું કાર્ય હજી બાકી જ હતું. તેઓને નોખાં પાડનારી ઈર્ષ્યા હજી દૂર કરવાની હતી અને એકબીજાને પરદેશી ગણનાર ઉત્તર તથા દક્ષિણના ઇટાલિયનોને પણ હજી સમજાવવાના જ હતા. નેપલ્સમાં બુર્બોના કુરાજ્યની હાનિકારક અસરોથી લોકો એટલા બધા બગડી ગયા હતા કે તેઓને પ્રામાણિક અને ઉદારમતવાદી સરકારની વાત ગળે ઉતરવાનો પ્રયાસ કરવો એ નિરાશાને આશામાં ફેરવવા જેવું જણાતું હતું. રોમના ઉત્તેજન અને રક્ષણ હેઠળ ચાલી રહેલા બહારવટાને લીધે રાજ્યમાં બખેડા થયા જ કરતા હતા અને જનરલ સિયાલડિનીએ જ્યારે સખ્ત પગલાં લઇ બહારવટીઆઓના કેટલાક આગેવાનોને ઠાર કર્યા ત્યારે જ તેનો અન્ત આવ્યો. રાજાના શાસનતંત્રમાં અડચણ અને ગુંચવાડો ઉભાં કરવા માટે પોપના પ્રધાનો બહારવટીઆઓને ઉશ્કેરી રહ્યા હતા એ તો ઉઘાડું જ હતું. આથી પોપના રાજ્યની ખરાબીઓ સામે લોકોએ ઉઠાવેલો પોકાર વધારે સબળ બન્યો અને તેનો અન્ત આણવાની પ્રજાકીય માગણી વધુ જોરથી થવા લાગી. આ કંટકમય પ્રશ્નનો નિકાલ આણવો એવો રિકાસોલીનો મુખ્ય મનોરથ હતો પણ કાવૂરની જેમ તે શાંતિયુક્ત સાધનો વડે અને શહેનશાહની સંમતિથી તેમ કરવા ઇચ્છતો હતો.

પોતાના અવસાન પહેલાં થોડા વખત પર જ, કાવૂરે નેપોલિયન ત્રીજા પાસેથી વચન મેળવ્યું હતું કે પોપની •પાસે રહેનાર નાના મુલકની રક્ષા કરવાનું ઇટાલિયન સરકાર વચન આપે એ સરતે તે

પોતાનું લશ્કર રોમમાંથી ઉઠાવી લેવાને તૈયાર હતો. છતાં યે રોમનો જો બળવો કરે અને બાકીના ઇટલીની સાથે જોડાવાની માગણી કરે તો વિક્ટર ઇમેન્યુઅલ શહેરનો કબજો લેવાને છૂટો જ હતો. કમનશીએ આ કરારનામા પર સહી મૂકાઇ ન્હોતી અને હવે નેપોલિયન ફરી ગયો. કાવૂર અને તેની વચ્ચે સાનની ખરી લાગણી વર્તી રહી હતી અને કાવૂર, જે પોતાની ધૂર્ત મિત્રને હંફાવે એવો હતો તે હંમેશાં પોતાની રાજનીતિને માફક આવે એવો માર્ગ તેની પાસે લેવડાવવામાં સફળ નિવડતો, પણ રિકાસોલી, નેપોલિયન જેવી વ્યક્તિને સમજી શકે કે તેને રમાડી શકે તેમ ન્હોતું કારણ કે સમ્રાટનો ગુપ્ત રીતોના શોખ, તેની પ્રામાણિક વૃતિને ફાવ્યો નહિ. રાજખટપટની બાજીમાં ચાલાકી નહિ બતાવનાર પુરૂષ માટે શહેનશાહને જરાયે માન ન્હોતું એટલે તે રિકાસોલીને રોમની બાબતમાં કશી મદદ કરે તેમ ન્હોતું. આથી તેને એ પ્રશ્ન એકલે હાથે ઉકેલવો પડયો અને તેણે પોપને પોતાની પ્રકૃતિજન્ય નિખાલસતાથી એક પત્ર લખ્યો. “ જો તમે પૃથ્વીપતિયો કરતાં વધારે મહાન્ થવા ઇચ્છતા હો, ” તેણે લખ્યું, “ તો તમને માત્ર પોતાની સમાન ગણનારા નરેંદ્રોની હાડમારીઓમાંથી મુક્ત જ થઇ જાઓ. જ્યાં કાવૂર પણ ફાવ્યો ન્હોતો ત્યાં રિકાસોલી ફાવે એવો સંભવ ન્હોતો અને પાયસ નવમાએ પોતાના નિર્ણયને ફેરવવાની બધી વિનતિયોને ધુત્કારી કાઢી.

પોપની સાથે સમજુતી કરવાના આ પ્રયાસની નિષ્ફળતાથી રાજા બહુ હતાશ થયો અને રિકાસોલી લોકસભા તેમ જ દેશભરમાં અપ્રિય થઇ પડયો, ૧૮૬૨ ના માર્ચમાં તેણે રાજીનામું આપ્યું અને તેની જગ્યાએ રાટાઝી આવ્યો. તે નિપુણ, મહત્ત્વકાંક્ષી પુરૂષ હતો, ચાલાક વકતા હતો અને પાર્લામેંટમાં તેનું જ જોર ચાલતું કારણ કે તેના વકીલી ભેજામાંથી નીકળતી દલીલો તેને જીત જ અપાવતી. તેની અમીરી રીતભાતોથી તે રાજાનો તેમ જ નેપોલિયનનો

માનીતો થઈ પડયો, નેપોલિયન એમ માનતો હતો કે કાવૂર કે રિકાસોલી કરતાં નવા મહાસચિવને વધારે સહેલાઇથી રમાડી શકાશે. રાટાઝી પદવી પર આવ્યો કે તરત જ તેણે શહેનશાહની જોડે વેનિસ સંબંધી મસલત શરૂ કરી, જો રોમનો પ્રશ્ન પડતો મેલવામાં આવે તો વેનિસ ઇટલીને મેળવી આપવાને શહેનશાહ તૈયાર જ હતો. વેનેશિયા જીતીને રાટાઝી કાવૂરની કીર્તિને ઢાંકી દેવાની આશા રાખતો હતો અને પોતાની યોજનામાં નેપોલિયન તથા ગેરિબાલ્ડી બન્નેની જરૂર હોવા છતાં તેણે એ બેહુને બનાવી જવામાં કાવૂરની નકલ કરવાનો વિચાર કર્યો. તેણે કાપ્રેરા મુકામે છૂપા જાસુસો મોકલીને કહાવ્યું કે ગેરિબાલ્ડીએ વખતં આવે ત્યારે ફરી સ્વયંસેવકો ઉભા કરવા. સરદારે આ વાત ખૂશીથી સ્વીકારી અને તેને રાજા તથા રાટાઝી સાથે છુપી મસલત ચલાવવા સારૂ ટયુરિન બોલાવવામાં આવ્યો. તે હરખાતો હરખાતો પાછો કાપ્રેરા આવ્યો ત્યારે તેના મનમાં એમજ હતું કે તેને ટૂંક વખતમાં જ રણાંગણ પર બોલાવવામાં આવશે. પણ ગેરિબાલ્ડીને મન તો ઇચ્છા થઇ એટલે તેનો વિચાર પણ થઇ જતો અને જેને રાજા તથા તેનો સચિવ ભવિષ્ય માટેની એક સૂચના જ ગણતા હતા તેને તેણે તો ચોકકસ રાજનિતી જ સમજી લીધી. પણ રાજા તથા સચિવ ફરી બળવો જગાડવાનો ભય જોવાનું ભૂલી ગયેલા જણાય છે. કાવૂરને બળવાની વૃત્તિ દાબી દેતાં નવનેજા થયાં હતાં એટલે જો તેઓ એ પુરૂષસિંહને સમરક્ષેત્રને પન્થે છૂટો મૂકવા માગતા ન્હોતા તો પછી તેઓએ તેને શા માટે જાગૃત કર્યો ?

ગેરિબાલ્ડીને મન તો યોજના થઇ એટલે તાબડતોબ તેનો અમલ પણ થવાનો જ. તે એમ માની બેઠો કે રાજા કદાચ ખંચાય તો તે માત્ર રાજનૈતિક સાવધગીરીની ખાતર જ તેમ કરે. તેને યાદ હતું કે મેસિનાના સામુદ્રધુની નહિ ઓળંગવાના• પોતાના નરેંદ્રના જાહેર ફરમાનની સાથે સાથે એ ફરમાનનું ઉલ્લંઘન કરવાની

ખાનગી સૂચનાઓ પણ આવેલી હતી; અને કાવૂર સિસિલીના કાફલાની વિરૂદ્ધ પડયો હતો છતાં તેણે ખુર્બોં રાજ્યની જીત સ્વીકારી હતી. ઝુકાવવામાં જ મઝા છે એમ ગેરિબાલ્ડીએ ધાર્યું અને એ પ્રમાણે જ તે ચાલ્યો. ૧૮૬૨ના એપ્રિલમાં ટ્રેસકોર મુકામે તેણે પોતાના કેટલાક સરદારોને ભેગા કર્યા અને કશી પણ કાળજી રાખ્યા વગર તેણે એવી અફવા ઉડાડી કે કોઇ નવી ચડાઇની તૈયારી ચાલી રહી હતી. વેનિસને જીતવાની શંકા આવવાથી ઓસ્ટ્રિયા લડી પડે એ માટે રાટાઝી તૈયાર ન્હોતો એટલે તે ભડકી ઉઠયો. ગેરિબાલ્ડીના કેટલાક સૈનિકોને ટયુરિનના ફરમાન મુજબ કાવત્રાના આરોપસર પકડવામાં આવ્યા અને તેઓને બ્રેસિયાની જેલમાં નાખવામાં આવ્યા. આવા જુલમી કૃત્યથી ગેરિબાલ્ડીનું લોહી ખૂબ તપી આવ્યું. રાટાઝાની આવી બચ્ચાંશાહી રમતથી તે છેડાઇ પડયો અને ગૂપચૂપ કાપ્રેરા પાછો ચાલ્યો ગયો.

જુલાઇ મહિનામાં તે એકાએક પાલેર્મો જવા ઉપડયો, જ્યાં તેને ભારે આવકાર મળ્યો અને તેને માન આપવાને ભેગા થયેલા લોકસમુહ સમક્ષ ભાષણો આપતાં તેણે ઘણા ડહાપણ વગરના શબ્દો ઉચ્ચાર્યા. તેણે કહ્યું, " નેપોલિયને રોમ છોડી જવું જોઇએ અને જો તે શાંતિથી નહિ જાય તો બળજબરીથી તેને કાઢવો પડશે. " તે માર્સાલા મુકામે આ શબ્દો જુસ્સાપૂર્વક બોલી રહ્યો હતો એવામાં ટોળામાંથી એક અવાજ ઉઠયો, " કાં તો રોમ યા તો મોત ! " ગેરિબાલ્ડીએ આ શબ્દો પકડી લીધા. " હા " તે બરાડી ઉઠયો, " કાં તો રોમ યા તો મોત ! " અને ત્યારપછી એ તેની રણહાક બની. પોતાના આગલા ઉત્સાહના મોજામાં તણાઇને તેણે સ્વયંસેવકોને હાકલ કરી અને હજારો તેની સાથે જોડાવાને એકત્ર થયા, તે દ્વિપમાં થઇને કાટેનિયા જવા ઉપડયો, જ્યાંથી તે સામે પાર જવા માંગતો હતો: તેની યોજનામાં ગુપ્ત કશું ન્હોતું પણ થોડાંક અઠવાડિયાં સુધી તો સરકાર વચ્ચે પડી નહિ. ઓગસ્ટની ત્રીજી તારીખે,

ગેરિબાલ્ડીના કાફલાને વખોડી નાખનારૂં બાદશાહી ફરમાન બહાર પડયું અને ૧૭ મી ઓગસ્ટે તેને બળવાખોર તરીકે જાહેર કરવામાં આવ્યો. પોતાની જ મેળે કફોડી સ્થિતિમાં આવી પડવા માટે તેના મિત્રો ગભરાયા અને તેને લશ્કર વિખેરી નાખવાની અરજ કરી પણ ગેરિબાલ્ડીને હજીયે રાજાની સંમતિ મળવાની ખાતરી હતી. જ્યારે તે કેલેબ્રિયા આગળ ઉતર્યો ( જ્યાંથી બે વર્ષ પૂર્વે તેણે પોતાની નેપલ્સની કૂચ શરૂ કરી હતી તે જ સ્થળ ) ત્યારે સરકારે તેને અટકાવવાનાં પગલાં લીધાં. ગેરિબાલ્ડી ગરમ મિજાજી હોવા છતાં, પોતાના રાજા પ્રત્યે બેવફા થવાનો તેને વિચાર સરખોયે ન્હોતો અને જ્યારે તેણે સાંભળ્યું કે તેની કૂચને અટકાવવાનો જનરલ સિયાલડિનીને હુકમ થયો છે ત્યારે સરકારી લશ્કરની સામે થવાની જરૂર ટાળવાને તે એસ્પ્રોમોંટ પરની ટેકરીઓમાં ચાલ્યો ગયો. કેટલાક દિવસો સુધી તે પહાડોમાં ભટક્યો અને તેના માણસો અન્નજળ વગર ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠયા. તે તેઓને વિખેરી નાખીને છટકી શકે તેમ હતું પણ પોતાના આ કરૂણાજનક સાહસના પરિણામની રાહ જોવાનું તેણે વધારે પસંદ કર્યું.

તા. ૨૮મી ઓગસ્ટની સવારે તેણે બરસાગ્લીરી ટૂકડીને પોતાના મથક તરફ કૂચ કરતી જોઈ. તેઓએ ગોળીબાર કર્યા અને ગેરિબાલ્ડીના ભારે ખેદ વચ્ચે તેના કેટલાક બીનતાલીમ સ્વયંસેવકોએ, તેના હુકમની રાહ જોયા વગર, સામો ગોળીબાર શરૂ કર્યો. તરત જ તેનું રણશીંગું " ગોળી બંધ " કરવાનો નાદ કરી રહ્યું અને સરદાર પોતાના હુકમનો અમલ કરાવવાને મોખરે ગયો. બરસાગ્લીરીએ તો ગોળીઓ ચલાવ્યે જ રાખી અને એક ગોળી ગેરિબાલ્ડીની ઘુંટી પર વાગી. તેના સરદારો તેની મદદે પહોંચ્યા અને તેને સલામત સ્થળે લઇ ગયા. સરકારી લશ્કરનો સરદાર કર્નલ પાલાવિસિની તેની ક્ષમા માગવાને દુઃખી હૈયે આવ્યો અને તેણે

ખાનગી સૂચનાઓ પણ આવેલી હતી; અને કાવૂર સિસિલીના કાફલાની વિરૂદ્ધ પડયો હતો છતાં તેણે ખુર્બોં રાજ્યની જીત સ્વીકારી હતી. ઝુકાવવામાં જ મઝા છે એમ ગેરિબાલ્ડીએ ધાર્યું અને એ પ્રમાણે જ તે ચાલ્યો. ૧૮૬૨ના એપ્રિલમાં ટ્રેસકોર મુકામે તેણે પોતાના કેટલાક સરદારોને ભેગા કર્યા અને કશી પણ કાળજી રાખ્યા વગર તેણે એવી અફવા ઉડાડી કે કોઇ નવી ચડાઇની તૈયારી ચાલી રહી હતી. વેનિસને જીતવાની શંકા આવવાથી ઓસ્ટ્રિયા લડી પડે એ માટે રાટાઝી તૈયાર ન્હોતો એટલે તે ભડકી ઉઠયો. ગેરિબાલ્ડીના કેટલાક સૈનિકોને ટયુરિનના ફરમાન મુજબ કાવત્રાના આરોપસર પકડવામાં આવ્યા અને તેઓને બ્રેસિયાની જેલમાં નાખવામાં આવ્યા. આવા જુલમી કૃત્યથી ગેરિબાલ્ડીનું લોહી ખૂબ તપી આવ્યું. રાટાઝાની આવી બચ્ચાંશાહી રમતથી તે છેડાઇ પડયો અને ગૂપચૂપ કાપ્રેરા પાછો ચાલ્યો ગયો.

જુલાઇ મહિનામાં તે એકાએક પાલેર્મો જવા ઉપડયો, જ્યાં તેને ભારે આવકાર મળ્યો અને તેને માન આપવાને ભેગા થયેલા લોકસમુહ સમક્ષ ભાષણો આપતાં તેણે ઘણા ડહાપણ વગરના શબ્દો ઉચ્ચાર્યા. તેણે કહ્યું, “ નેપોલિયનને રોમ છોડી જવું જોઇએ અને જો તે શાંતિથી નહિ જાય તો બળજબરીથી તેને કાઢવો પડશે. ” તે માર્સાલા મુકામે આ શબ્દો જુસ્સાપૂર્વક બોલી રહ્યો હતો એવામાં ટોળામાંથી એક અવાજ ઉઠયો, “ કાં તો રોમ યા તો મોત ! ” ગેરિબાલ્ડીએ આ શબ્દો પકડી લીધા. “ હા ” તે બરાડી ઉઠયો, “ કાં તો રોમ યા તો મોત ! ” અને ત્યારપછી એ તેની રણહાક બની. પોતાના આગલા ઉત્સાહના મોજામાં તણાઇને તેણે સ્વયંસેવકોને હાકલ કરી અને હજારો તેની સાથે જોડાવાને એકત્ર થયા, તે દ્વિપમાં થઇને કાટેનિયા જવા ઉપડયો, જ્યાંથી તે સામે પાર જવા માંગતો હતો: તેની યોજનામાં ગુપ્ત કશું ન્હોતું પણ થોડાંક અઠવાડિયાં સુધી તો સરકાર વચ્ચે પડી નહિ. ઓગસ્ટની ત્રીજી તારીખે,

ગેરિબાલ્ડીના કાફલાને વખોડી નાખનારૂં બાદશાહી ફરમાન બહાર પડ્યું અને ૧૭ મી ઑગસ્ટે તેને બળવાખોર તરીકે જાહેર કરવામાં આવ્યો. પોતાની જ મેળે કફોડી સ્થિતિમાં આવી પડવા માટે તેના મિત્રો ગભરાયા અને તેને લશ્કર વિખેરી નાખવાની અરજ કરી પણ ગેરિબાલ્ડીને હજીયે રાજાની સંમતિ મળવાની ખાતરી હતી. જ્યારે તે કેલેબ્રિયા આગળ ઉતર્યો ( જ્યાંથી બે વર્ષ પૂર્વે તેણે પોતાની નેપલ્સની કૂચ શરૂ કરી હતી તે જ સ્થળ ) ત્યારે સરકારે તેને અટકાવવાનાં પગલાં લીધાં. ગેરિબાલ્ડી ગરમ મિજાજી હોવા છતાં, પોતાના રાજા પ્રત્યે બેવફા થવાનો તેને વિચાર સરખોયે ન્હોતો અને જ્યારે તેણે સાંભળ્યું કે તેની કૂચને અટકાવવાનો જનરલ સિયાલડિનીને હુકમ થયો છે ત્યારે સરકારી લશ્કરની સામે થવાની જરૂર ટાળવાને તે એસ્પ્રોમોંટ પરની ટેકરીઓમાં ચાલ્યો ગયો. કેટલાક દિવસો સુધી તે પહાડોમાં ભટક્યો અને તેના માણસો અન્નજળ વગર ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠયા. તે તેઓને વિખેરી નાખીને છટકી શકે તેમ હતું પણ પોતાના આ કરૂણાજનક સાહસના પરિણામની રાહ જોવાનું તેણે વધારે પસંદ કર્યું.

તા. ૨૮મી ઑગસ્ટની સવારે તેણે બરસાગ્લીરી ટૂકડીને પોતાના મથક તરફ કૂચ કરતી જોઈ. તેઓએ ગોળીબાર કર્યા અને ગેરિબાલ્ડીના ભારે ખેદ વચ્ચે તેના કેટલાક બીનતાલીમ સ્વયંસેવકોએ, તેના હુકમની રાહ જોયા વગર, સામો ગોળીબાર શરૂ કર્યો. તરત જ તેનું રણશીંગું " ગોળી બંધ " કરવાનો નાદ કરી રહ્યું અને સરદાર પોતાના હુકમનો અમલ કરાવવાને મોખરે ગયો. બરસાગ્લીરીએ તો ગોળીઓ ચલાવ્યે જ રાખી અને એક ગોળી ગેરિબાલ્ડીની ઘુંટી પર વાગી. તેના સરદારો તેની મદદે પહોંચ્યા અને તેને સલામત સ્થળે લઇ ગયા. સરકારી લશ્કરનો સરદાર કર્નલ પાલાવિસિની તેની ક્ષમા માગવાને દુઃખી હૈયે આવ્યો અને તેણે

ગેરિબાલ્ડીને શરણે આવવાની વિનંતિ કરી. ગેરિબાલ્ડીએ જવાબ વાળ્યો કે તેમાં માફી આપવા જેવું કશું ન્હોતું કારણ કે કર્નલને મળેલા હુકમનો અમલ કર્યે જ છૂટકો હતો. તે એક કેદી તરીકે પકડાયો અને વળતે દિવસે તેને ડોળીમાં નાખી કિનારે લઇ જવામાં આવ્યો અને સમુદ્રમાર્ગે થઇને સ્પેઝિયાના અખાતમાં આવેલા વેરિગ્નાનોના દુર્ગમાં રાખવામાં આવ્યો.

એસ્પ્રોમોંટની કથા જ્યારે લોકોના જાણવામાં આવી ત્યારે ઇટલીભરમાં ખેદ અને ક્રોધની ઉંડી તથા સબળ લાગણીઓ જાગી ઉઠી. ઇટાલિયન સિપાહીઓને હાથે જ દેશભક્ત સરદાર ઘાયલ થાય એ રાષ્ટ્રીય કલંક હતું એમ લોકોને લાગ્યું. તેના જક્કીપણાનો વાંક ગમે તેવડો મોટો હોવા છતાં સરકારની જવાબદારી ઘણી મોટી હતી; અને રાટાઝીએ પોતાનું અપમાન થતું જોઇને, ૧૮૬૨ના ડીસેંબરમાં રાજીનામું આપ્યું.

પોતાના કેદીને પકડ્યા પછી, તેને શું કરવું એ બાબતમાં અધિકારીઓ બિચારા મુંઝાઇ ગયા. જેટલો વધારે વખત તે કેદમાં રહેતો હતો તેટલી જ તેની લોકપ્રિયતા વધતી જતી હતી. આખરે રાજાની નાની પુત્રી મેરિયા પિયાના પોર્ટુગલના રાજા જોડે લગ્ન કરવાની ખુશાલીમાં બધા કેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને ગેરિબાલ્ડીને કાપ્રેરા પાછા આવવાની છૂટ મળી. તે પછી તરત જ તે ઇંગ્લાંડ ગયો અને ગમે તેટલા લોકપ્રિય થઇ પડેલા કોઇ પણ વિદેશી વીરને લંડનના શહેરીઓ તરફથી કદી એના જેવો આવકાર મળ્યો ન્હોતો. એસ્પ્રોમોંટના દુઃખદ બનાવે તો દેશવિદેશમાં ગેરિબાલ્ડી પ્રત્યેની સહાનુભૂતિ અને પ્રશંસામાં ઉલટો વધારો જ કર્યો હતો.

૧૮૬૪ના સપ્ટેમ્બરની પંદરમી તારીખે ટ્યુરિનના મહાસચિવે નેપોલિયન ત્રીજાની સાથે એવી કબૂલાત કરી કે ફ્રેંચ લશ્કરે બે વર્ષની અંદર ઉઠાંગરી કરી જવી અને ઇટાલિયન સરકાર પોપના બાકીના મુલકનું રક્ષણ કરવું. આ કબૂલાત પરથી

એવો ભાસ થયો કે વિકટર ઇમેન્યુઅલે રોમને પોતાનું પાટનગર બનાવવાનો વિચાર પડતો મૂક્યો હતો. તેથી વળી આ માન્યતા પણ મજબૂત બની કે સરકારના કેંદ્રને ટયુરિનથી ફ્લોરેંસ ખસેડવામાં પણ શહેનશાહ ફાવ્યો હતો. શહેનશાહ જાણતો હતો કે રોમને છોડી દેવાનો કાયમનો વિચાર કરી, દેશમાં પ્રવર્તી રહેલી રાષ્ટ્રીય લાગણીને હડસેલવાની હિમ્મત ઇટાલિયન સરકાર કરી શકે તેમ ન્હોતું પરંતુ જો ફ્રેંચ કેથલિકોને મનાવવામાં આવે કે રોમ પોપના હાથમાં સલામત હતું તો તેઓ ફ્રેંચ લશ્કરની ઉઠાંગરી સામે વાંધો ઉઠાવે એવી ઘણી ઓછી વકી હતી. નેપોલિયને કહ્યું: “ તમે રોમનો વિચાર છોડી દીધો છે એમ લોકોને સમજાવવાની તમારે મને તક આપવી જોઈએ પણ તમારે તો તે વિચાર છોડયો નથી એમ જ સમજવાનું છે. ” આ અપ્રામાણિક કબૂલાતનામા પર વિકટર ઇમેન્યુઅલની સહી લેવામાં ભારે મુશ્કેલી પડી કારણકે તેની દીર્ઘદ્રષ્ટિ એ કબૂલાતને આપત્તિકારક જ સમજતી હતી.

સપ્ટેમ્બરના કરારનામાથી રોમનો માર્ગ બંધ થયો એટલે વિકટર ઇમેન્યુઅલ તથા તેના સચિવો વેનિસનો કબજો કેમ મેળવવો તે વિષે વિચાર કરવા માંડયા. ઓસ્ટ્રિયા અને પ્રસિયા વચ્ચે રંટા જાગવાથી તેઓને તક મળી. પ્રસિયાનું રાજ્ય કાઉંટ બિસ્માર્કના હાથ નીચે પુષ્કળ મહત્ત્વ પ્રાપ્ત કરી રહ્યું હતું. કાવૂરની જેમ બિસ્માર્ક પણ જર્મનીનાં નોખાં નોખાં રાજ્યોને, પ્રસિયાના રાજા વિલિયમ પહેલાના છત્ર હેઠળ એકત્ર કરી, તે બધાંનું એક રાષ્ટ્ર બનાવવા માગતો હતો. તેણે પહેલું પગલું, એ વખતે જર્મનીમાં દોર ચલાવી રહેલી ઓસ્ટ્રિયન સત્તાને હરાવવાનું લીધું અને લડાઇ અનિવાર્ય જણાઈ એટલે બન્ને મુલકોએ મિત્રરાજ્યો ગોતવાં માડયાં. ઓસ્ટ્રિયા સામે ઇટલી જો મદદ કરે તો બિસ્માર્કે તેઓને વેનિસ અપાવવાનું વચન આપ્યું. આ શરત

સ્વીકારાઇ અને ૧૮૬૬ ની ૮મી એપ્રિલે મૈત્રિના કરારો પર સહી મુકાઇ. જો પ્રસિયા વિજય મેળવે તો નેપોલિયનના ફ્રેંચ મુલકમાં વધારો કરી આપવાના ઉડાઉ વચનો આપીને, બિસ્માર્કે ફ્રાંસની પણ મૈત્રિ કરવાની કોશિષ કરી. શહેનશાહ બેમાંથી એકકે પક્ષની સાથે બંધાઇ જાય તેવો ન્હોતો. લડાઇ લાંબી ચાલવાથી બન્ને દેશો ખૂબ નિર્બળ થઈ જવાની તથા એ વખતે ફ્રાંસ યૂરોપમાં જોરાવર રાજ્ય થઇ પડવાની તેણે કલ્પનાઓ કરવા માંડી. જ્યારે ઓસ્ટ્રિયનોએ જોયું કે નેપોલિયન પોતાની જ બાજી ખેલી રહ્યો હતો અને બિસ્માર્ક ઇટલીની સાથે મૈત્રિ કરી રહ્યો હતો ત્યારે તેઓએ ઈટાલિયનોને લડાઈમાં તટસ્થ રહેવાની શરતે વેનિસ આપી દેવાનું કહ્યું. એ એક લલચાવનારી લાંચ હતી પરંતુ રાજા અને તેના મહાસચિવ લા મારમોરાને લાગ્યું કે પોતાના નવા મિત્રને આપી દીધેલું વચન પાળવાને તેઓ બંધાયેલા હતા. ૧૮૬૬ના જુનની સોળમી તારીખે પ્રસિયાએ ઓસ્ટ્રિયાની સામે રણશીંગાં ફુંકયાં અને ચાર દિવસ પછી ઈટલીએ પણ પોતાનો શંખ ફુંકયો.

લડાઇ તો ઈટાલિયનોનો પ્રિય વિષય થઈ પડયો હતો અને પાલેસ્ટ્રો તથા સાં માર્ટિનોનાં સ્મરણો તેઓને વિજય માટે શ્રદ્ધાવાન બનાવી રહ્યાં હતાં. પણ તેઓ લડાઇ માટે બિલકુલ તૈયાર ન્હોતાઃ નાણાંની તંગીને લીધે ખુશ્કી તેમજ તરી લશ્કરોની અવગણના થવા પામી હતી અને પ્રસિયનો ઓસ્ટ્રિયા પર ઉત્તર તરફથી હુમલો કરવામાં મશગૂલ હતા એટલે ઇટાલિયનોને એકલે હાથે યુદ્ધો લડવાં પડયાં. બેરન રિકાસોલીને પાછો મહાસચિવ તરીકે બોલાવવામાં આવ્યો, જ્યારે ખુદ રાજાએ સમરક્ષેત્રની સરદારી લીધી અને લા મારમોરા મુખ્ય સેનાપતિ બન્યો. જનરલ સિયાલડિનીને લશ્કરના એક ભાગનો સ્વતંત્ર કબજો સોંપવામાં આવ્યો. આમ તેઓના લશ્કરની વહેંચણી કરવામાં આવી. ગેરિબાલ્ડીને સ્વયંસેવકો ભેગા કરવા માટે કાપ્રેરાથી બોલાવવામાં આવ્યા.

વેરોના અને મન્ટુઆ વચ્ચેના ઉચ્ચ પ્રદેશનો કબજો લેવાના ઇરાદાથી લા મારમોરાએ તા. ૨૩ મી જુનના રોજ મિન્શિયો નદી પાર કરી. તેણે પોતાના દુશ્મનની હીલચાલ જાણવાની કશી તસ્દી લીધી નહિ તેમ જ ફેરારા પાસે તેને મદદ કરવાને તૈયાર રહેલા સિયાલડિનીની રાહ પણ તેણે જોઈ નહિ. ઓસ્ટ્રિયન સેનાપતિ આર્ચડ્યુક આલબ્રેટે એડિજ પરથી સપાટાબંધ કૂચ કરી અને જ્યારે ઇટાલિયનો એ ઉંચી જગ્યા પાસે પહોંચ્યા ત્યારે તે સ્થળ શત્રુના હાથમાં પડેલું તેઓએ જોયું. હવે તેઓને માટે એક જ મથક બાકી હતું— કસ્ટોઝાની ઉંચી જગ્યા, જ્યાં ચાર્લ્સ આલ્બર્ટને રેડેઝકીએ ૧૮૪૮માં ભયંકર હાર આપી હતી. ઇટાલિયનોનું સંખ્યાબળ ઓસ્ટ્રિયનોથી ચડિયાતું હતું પરંતુ લા મારમોરાએ પોતાના લશ્કરના એક ભાગને વિલાફ્રાંકા મુકામે નકામું બેસાડી રાખ્યું અને આમ જેવી રીતે તેણે મથકનો કબજો મેળવવાની તક ગૂમાવી હતી તેવી જ રીતે સંખ્યાબળની તક ગુમાવી. નાસ્તા વગર તેણે પોતાના માણસોને મળસ્કે જ ઉપાડયા હતા અને આખો દિવસ ભૂખ્યે પેટે તેઓ લડયા. લા મારમોરાના વધારાના લશ્કરના આગમનની આર્ચડ્યુકને ભારે બીક હતી પણ તેને ન આવી પહોંચેલું જોઇને તેણે ઇટાલિયન મથક પર મજબૂત હલ્લો કર્યો અને થાકી ગયેલા સૈનિકો હિમ્મત હારી ગયા. ફરી એક વાર ઓસ્ટ્રિયનો કસ્ટોઝાની જીત મેળવી શકયા. બીજા કોઇ અનુભવી સરદારે પોતાની ભૂલ સુધારી લીધી હોત અને લડાઇ પાછી પૂર જોશમાં શરૂ કરી હોત કારણ કે ઓસ્ટ્રિયન સરદાર પાસે વધારાનું લશ્કર ન્હોતું અને સિયાલડિનીની ફોજ તેની સ્થિતિ જરૂર કફોડી કરી શકત. પણ પરાજયથી હતાશ થયેલો લા મારમોરા મિન્શિયોને પેલે પાર પાછો હઠ્યો અને સિયાલડિની મન્ટુઆ તરફ પાછો ગયો.

તા. ૩જી જુલાઇના રોજ, કોનિગગ્રાટઝ આગળ આવેલા સેડોવા મુકામે દુનિયાની નિર્ણયાત્મક લડાઇઓમાંની એક થઇ, જેમાં પ્રસિયનોએ પોતાના દુશ્મનને સખ્તમાં સખ્ત હાર આપી,

એટલે ઓસ્ટ્રિયનોએ, તાત્કાલિક તહકુબી થાય તો વેનિસ ઇટલીને સોંપવાનું જણાવ્યું. પણ વિક્ટર ઇમેન્યુઅલે પ્રસિયાથી સ્વતંત્ર રહીને સંધિ કરવાની ના પાડી અને હજી ઓસ્ટ્રિયનોના જ હાથમાં રહેલા ટ્રેંટ પ્રાંતના એક ભાગ—ટ્રેન્ટિનોનો કબજો માગ્યો. ટ્રેન્ટિનો પર ચડાઈ લઈ જવા માટે ગેરિબાલ્ડીને મોકલવામાં આવ્યો હતો પણ આ પહાડી પ્રદેશમાં ઘણી ધીમી ગતિથી આગળ વધી શકાય તેમ હતું અને વળી તેના સ્વયંસેવકો પણ ટાયરોલિયન નિશાનબાજો જેવા ખડતલ ન્હોતા. છતાં તેઓ સરસ લડયા અને ૨૧મી જુલાઇના રોજ બેઝાકા આગળ થયેલા તુમૂલ યુદ્ધમાં, પોતાની જીતનો દાવો કરવા છતાં ઓસ્ટ્રિયનોને ગેરિબાલ્ડીના સૈનિકોની આગળ પાછા હટવું પડ્યું.

દરમિયાન ઇટાલિયનો એડમિરલ પરસાનોના સમાચારની ઉત્કંઠાપૂર્વક રાહ જોઇ રહ્યા હતા, જે પોતાના આખા નૌકોસૈન્ય સહિત, ડાલમેટિયાના કિનારે આવેલા ટાપુ પરના ઓસ્ટ્રિયન દુર્ગ પર તોપોનો મારો ચલાવી રહ્યો હતો. પહેલા જ દિવસના હલ્લાથી તેણે દુર્ગની દિવાલો જમીનદોસ્ત બનાવી અને જો તે ખંતથી મંડયો રહ્યો હોત તો ઓસ્ટ્રિયન એડમિરલ ટેગેથોફ કુમકે આવી શકત એ પહેલાં તો તે દુર્ગને સર કરી શકત પણ તેણે દુર્ગના લશ્કરને બચાવનાં મથકો દુરસ્ત કરવાનો વખત આપ્યો અને ફરી તે દરવાજા પર ગોળા છોડવા લાગ્યો એવામાં તા. ૨૦મી જુલાઇના રોજ ઓસ્ટ્રિયન કાફલો આવી લાગ્યો અને તેના પર અચાનક હલ્લો કર્યો. પરસાનો પૂર્વે કદી મોટી દરિયાઇ લડાઇ લડયો ન્હોતો અને તે બહાદુર અને પ્રમાણિક નાવિક હોવા છતાં બાહોશ નૌકાપતિ થવાને લાયક ન્હોતો. ઓછાં વહાણો હોવા છતાં ટેગેથોફે તેને હંફાવ્યો અને ઇટાલિયનોએ પોતાનાં ચાર મોટાં વહાણો ગૂમાવ્યાં. પરસાનોએ તાબડતોબ બાકીનાં વહાણો પાછાં ખેંચી લીધાં અને અંકોનાના બારા તરફ પાછો નાઠો.

આ પરાજય ઇટાલિયનોને આપત્તિકારક નિવડયો; ભૂમિ તેમ જ સમુદ્ર માર્ગે હાર પામેલા ઇટાલિયનોને શત્રુની મનમાની શરતો સ્વિકારવાની ફરજ પડી. વેનિસ તેઓને આપવામાં આવ્યું તો ખરૂં પણ ઓસ્ટ્રિયનોએ આગ્રહ કર્યો કે ઇટાલિયન સૈનિકોએ ટ્રેન્ટિનો ખાલી કરી જવું. એ શરત આકરી હતી કારણ કે ગેરિબાલ્ડીએ ઘણોખરો પ્રદેશ સર કર્યો હતો અને મેડિસી તરફથી મળેલી કુમકને લીધે તે છેક ટ્રેન્ટ શહેર લગી પહોંચવા આવ્યો હતો. તેને પાછા બોલાવતાં રાજાનું દિલ કંપી ઉઠયું પણ તેમ ન થાય તો પ્રસિયાની સહાય વગર વિગ્રહ ચાલુ રાખવાનો જ માર્ગ બાકી હતો. આથી તેણે ગેરિબાલ્ડીને પાછા હટવાનો તાર કર્યો. નિરાશામાં ગર્ક થયેલા સ્વયંસેવકો તો બંડ જગાડવા તૈયાર થઇ ગયા પણ ગેરિબાલ્ડીએ કહ્યું: " મેં તો મારી ફરજ બજાવી છે; હુકમને માનવો એ ફરજ તમારી છે. " બારમી ઓગસ્ટે ત્રણે રાજ્યો વચ્ચે કોર્મોન્સ મુકામે સંધિના કરારો પર સહી મૂકાઈ અને ૧૮૬૬ના ઓકટોબરની ત્રીજી તારીખે વિયેનામાં સુલેહની શરતો નક્કી થઇ.

સાતમી નવેમ્બરે વિકટર ઇમેન્યુઅલે વેનિસમાં પ્રવેશ કર્યો. એ પ્રસંગ, રાજા તેમજ પ્રજા માટે હૈયું પીગળાવે તેવો હતો.

" આ મારા જીવનનો સુંદરમાં સુંદર દિવસ છે. " રાજાએ કહ્યું, " ઓસ્ટ્રિયનોએ ઇટલીનું લોખંડી તાજ મને પાછું સોંપ્યું છે પણ તેનાથી, મારી વહાલામાં વહાલી વસ્તુ—મારી પ્રજાના પ્રેમરૂપી તાજને હું વધારે ચડિયાતું ગણું છું. "

તેઓનામાં આઝાદી માટે લડવાનો ઉત્સાહ પૂરનાર દેશભક્તને વેનેશિયનો હજી વિસર્યા ન્હોતા. ડેનિયલ મેનિનના શબને તેના પ્રિય શહેરમાં લાવવામાં આવ્યું અને અત્યારે તે સેંટ માર્કના સુંદર દેવળમાં શાંતિ અનુભવી રહ્યું છે.



# પ્રકરણ છવ્વીસમું.



## ઇટાલિયન એકતાનો જય.

સપ્ટેમ્બરના કરારનામા મુજબ, ફ્રેંચ લશ્કરે ૧૮૬૬ ના ડીસેંબરમાં રોમમાંથી ઉઠાંગરી કરી. પોપના મુલકનું રક્ષણ કરવાના પોતાના વચનથી બંધાયેલી ઇટાલિયન સરકાર, હવે ભયંકર ધર્મ-સંકટમાં આવી પડી કારણ કે પાર્લામેંટમાં નક્કી થયેલી રાજનીતિનો સરકાર અમલ કરે અને રોમને રાજ્યનું પાટનગર બનાવે એમ પ્રજા ઇચ્છી રહી હતી. પોપની સરકાર ઇટલીમાં અત્યારે પહેલાંના કરતાં પણ વધારે અપ્રિય થઇ પડી હતી. કારણ કે પોપ બહારવટીઆઓને ચડાવી રહેલા પોતાના સચિવો પર કશો અંકુશ રાખતા ન હોવાથી, નેપલ્સમાં ભારે અવ્યવસ્થા ચાલી રહી હતી. વળી પોપ વિકટર ઇમેન્યુઅલે જીતેલા પ્રાંતો પર પણ તેનું આધિપત્ય સ્વીકારવાની ના પાડતો હતો. આ ઉપરાંત સીલેબસ નામનું એક છાપું પ્રકટ કરીને પાયસ નવમાએ ઇટાલિયનોની શુભ વૃત્તિને છંછેડી હતી. તે પત્રમાં તેણે ધર્મની સાથે સંબંધ નહિ ધરાવનારી બાબતોમાં પણ વિચાર તથા અંતરના નાદની સ્વતંત્રતાને, રોમન દેવળના સિદ્ધાંતથી વિરૂદ્ધ ગણી વખોડી નાખી હતી. પોપ આવા ઉંધા અને સંકુચિત વિચારો દર્શાવે એ જાણી બધા સંસ્કારી કેથલિકોને દુઃખ થયું પણ ઇટલીમાં તો સીલેબસને રાજાની સત્તા પર હુમલો કરનારૂં ગણવામાં આવ્યું. પોપની સરકાર ચાલુ રહે એ નવા ઉત્પન્ન થયેલા ઇટાલિયન રાજ્યને ભયરૂપ જણાવા લાગ્યું અને દેશભરમાં એવી લાગણી સબળ બની કે જરૂર પડે તો શસ્ત્રબળથી પણ રોમમાં રાજાનું સાર્વભૌમત્વ સ્થપાવું જોઇએ.

૧૮૬૭ના એપ્રિલમાં રાટાઝી પાછો મહાસચિવ બન્યો. ફ્રાંસની જોડે લડાઇ જાગવાની બીકે તે સપ્ટેમ્બરના કરારનામાનો ભંગ કરતાં

ડરતો હતો પણ પ્રજાની ઉછળી રહેલી વૃત્તિ સામે ખૂલ્લો વિરોધ બતાવવાની તેણે હિમ્મત કરી નહિ. તે હજી અચકાયા કરતો હતો અને ગેરિબાલ્ડીએ તો સપાટો લગાવ્યો. તેને ખાતરી આપવામાં આવી કે જો તે સરદારી લે તો રોમનો બળવો જગાડવાને તૈયાર હતા અને જો કે તે સરકાર તરફથી કોઈ સક્રિય સહાય્યની આશા રાખતો ન્હોતો છતાં તે માનતો હતો કે એક વખત તે રોમમાં ઘુસી જાય તો સરકારી લશ્કર જરૂર તેની પછવાડે દાખલ થાય. ૧૮૬૭ના સપ્ટેમ્બરની ૨૩મી તારીખે, તે મેનોટીની સાથે જોડાવાને ઉપડ્યો, જેણે પોપના મુલકમાંથી થોડુંક લશ્કર જમા કર્યું હતું. રસ્તામાં રાટાઝીના હુકમથી ગેરિબાલ્ડીને પકડવામાં આવ્યો અને તેને કેદી તરીકે કાપ્રેરા પાછો મોકલવામાં આવ્યો. સરકાર જોકે તેની વિરૂદ્ધ હતી પણ પ્રજા તો તેના પક્ષમાં જ હતી. લોકોનો સમુદાય તેની બારીઓ હેઠે એકત્ર થઇ બૂમો મારવા લાગ્યો: " રોમ ચાલો ! રોમ ચાલો ! " અને તેના ( જેલના ) વૉર્ડરોએ પણ તેને " ઇટલીનો વીર ઘણું જીવો " ના પોકારોથી વધાવી લીધો. ફ્રાંસમાં ગેરિબાલ્ડીની વિરૂદ્ધ ક્રોધની જવાળા ભભુકી ઉઠી અને નેપોલિયન ત્રીજાએ વિક્ટર ઇમેન્યુઅલને રોમનો પાછો કબજો લેવાની ધમકી આપનારો પત્ર લખ્યો. શહેનશાહની દખલગીરીથી ગુસ્સે થયેલા રાટાઝીએ રાજાને શહેરનો તાત્કાલિક કબજો લેવાની સલાહ આપી. પણ વિક્ટર ઇમેન્યુઅલ પાયસ નવમાને સમજાવવાનો નિશ્ચય કરી બેઠો હતો અને તે પોતાના નવા પાટનગરમાં શાંતિયુક્ત પ્રવેશ કરવાના અવસરની રાહ જોવા ઇચ્છતો હતો. તેણે રાટાઝીની સલાહ માની નહિ એટલે સચિવે રાજીનામું આપ્યું અને ૧૮૬૭ના ઓક્ટોબરની ૨૦મી તારીખે તેની જગ્યાએ જનરલ મેનાબ્રિયા નિયુક્ત થયો.

તા. ૧૪મી ઓક્ટોબરે પોતાના પર તપાસ રાખવા માટે ટાપુની પાસે રાખવામાં આવેલી તોપવાળી હોડીઓને થાપ આપીને ગેરિબાલ્ડી કાપ્રેરામાંથી પલાયન કરી ગયો. અંધારામાં છૂપાતો

છૂપાતો તે કિનારા પર પહોંચ્યો, જ્યાં છોડવાઓની અંદર એક હોડી સંતાડેલી પડી હતી, જેમાં બેસીને તે એકલો નીકળી પડયો. એ ભયંકર સફર હતી કારણ કે સખ્ત પવન વાતો હતો અને ગંજાવર મોજાઓ હોડીને સ્વાહા કરી જવાનો ભય બતાવી રહ્યાં હતા. પણ ગેરિબાલ્ડીએ મોજાને વધાવી લીધા કારણ કે તેને લીધે એ કૌમુદીઉજળા સમુદ્ર પર, તોપવાળી હોડીઓ પરના પહેરેગીરો તેને જોઈ શકતા ન્હોતા. મળસ્કે તે મેડાલેનાના દ્વિપમાં ઉતર્યો અને થોડા દિવસ પછી તેણે એકા એક ફ્લોરેન્સમાં દેખાવ દીધો, જ્યાં તેણે પોતાની હોટેલના કઠેરામાંથી ઉત્સાહભર્યા લોકોના ટોળા સમક્ષ પોતાની યોજના જાહેર કરી. તા. ૨૩ મી ઓકટોબરે, તે પોતાના સ્વયંસેવકોને રોમ આગળ મળ્યો.

કમનશીબે, જે બળવાને ટેકો આપવા ગેરિબાલ્ડી આવ્યો હતો તે આગલે દિવસે જ ફાટી નીકળ્યો હતો અને તેને તરત જ દાબી દેવામાં આવ્યો હતો કારણ કે બળવાખોરો પાસે પોતાના બચાવ માટે જોઇતાં હથિયારો ન્હોતાં. આથી રોમમાં ચોરીછૂપીથી હથિયારો લાવવાની જરૂર ઉભી થઇ અને ગેરિબાલ્ડીના બે જુવાન સરદારો, એનરિકો અને ગિયોવાની કેરોલી આ ભયંકર સાહસ ઉઠાવવાને બહાર પડયા. તેઓના કુટુંબની એકેએક વ્યક્તિએ લોકસેવા કરીને કીર્તિ સંપાદન કરી હતી. તેઓનો પિતા કાર્લો કેરોલી દેશભક્તોનો નેતા હતો અને તેની પત્ની એડીલેડ ઇટલીની અનેક વીર માતાઓમાંની એક હતી કારણકે તેણે પોતાના પ્રાણથી પણ પ્યારા પુત્રોના જીવન ઇટલીની આઝાદીની ખાતર સમર્પણ કરી દીધાં હતાં. તેઓના પાંચ પુત્રોમાંથી ત્રણ તો ગેરિબાલ્ડીના હાથ નીચે લડયા હતા. અરનેસ્ટો વારેસના યુદ્ધમાં શહીદ થયો હતો, લુઇગી નેપલ્સ ભણી કૂચ કરતી વેળાએ તાવથી પીડાઇને મરણ પામ્યો હતો, બેનેડેટો કાલાટાફામી આગળ ઘવાયો હતો. હવે એનારકો અને ગિયોવાની પોતાના રોમન બાંધવોની ખાતર નિરાશાને

આશામાં ફેરવવાનું કામ કરવાને બહાર પડ્યા હતા.

ટાઇબર નદીમાં પડેલા એક જહાજમાં હથિયારો ભરીને, સીત્તેર સાથીઓને સાથે લઈ, તેઓએ રોમની બહાર થોડાક માઇલ દૂર આવેલા પોન્ટે મોલે નામના એક પૂલ તરફ રાતને વખતે હંકાર્યું. જે માણસને તેઓ હથિયાર સોંપવાના હતા તે કોઇ ભૂલને લીધે તે સ્થળે આવી લાગ્યો ન્હોતો. એનરિકોએ પોતાના એક માણસને રોમમાંથી કેટલાક લોકોને બોલાવી લાવવાને મોકલ્યો; પરંતુ અંધકારના અમૂલ્ય કલાકો વીતી ગયા અને પકડાતાં બચવા માટે ગેરિબાલ્ડીના માણસો મોંટ પેરોલી પર આવેલા વિલા ગ્લોરિયા નામના એક મકાનની દ્રાક્ષની વાડીમાં છૂપાઇ ગયા. તરત જ પોપના ઝોએવોની એક ટૂકડી તેઓના પર ધસી આવી અને એનરિકોએ બન્ને પગે ઉછળીને પોતાના માણસને આગળ વધવાનો હુકમ આપ્યો અને તે પોકારી ઉઠ્યો, “ જુગ જુગ જીવો રોમ ! ” ગોળીનો ઘા વાગવાથી તે પોતાના ભાઇના હાથમાં મરણતોલ હાલતમાં પટકાઇ પડ્યો અને તેનો બચાવ કરી રહેલો ગિયોવાની પણ જખ્મી થઇને ધરણી પર ઢળી પડ્યો. જેવા બન્ને ભાઇઓ જમીન પર ઢળી પડ્યા કે તરત જ ઝોએવોએ એ નિરાધાર જુવાનો પર બેયનેટોનો ધસારો કર્યો. કેટલાક નાસી ગયા અને કેટલાક પકડાયા તથા ગિયોવાનીકેરોલીને કેદ કરી રોમ લઇ જવામાં આવ્યો. કેટલાય માસ સુધી સખ્ત યાતના ભોગવ્યા પછી તેને પાછો ઘેર જવા દેવામાં આવ્યો, જયાં તે પોતાના જખ્મોથી પીડાઇને બાવીસ વર્ષની કુમળી વયે સ્વર્ગે સીધાવ્યો.

રોમનોને સશસ્ત્ર બનાવવાનો આ પ્રયાસ નિષ્ફળ જવા છતાં ગેરિબાલ્ડી તો શહેર ભણી આગળ વધ્યો. તેણે મોંટ રોટાન્ડો નામના એક નાના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને છેક રોમના દરવાજા સુધી કૂચ કરી ગયો. એ વખતે રોમમાં ઉશ્કેરણીનો જુવાળ ઉછળી રહ્યો; તેના મિત્રો આનંદ પામ્યા, તેના શત્રુઓનાં મોં ખુસીઆણાં પડી ગયાં. પાયસ નવમાએ ધારી લીધું કે ગમે તે ઘડીએ ગેરિબાલ્ડી

માટે દરવાજા ઉઘાડી નાખવામાં આવશે; આથી તેણે સેંટએન્જેલોના દુર્ગમાં આશ્રય લીધો. બધા લોકો યુદ્ધના પહેલા રણકાર સાંભળવાને એકકાન થઈ રહ્યા હતા અને જ્યારે તોપોની ગર્જનાએ વાતાવરણને હલમલાવી મૂક્યું ત્યારે પોપના પક્ષના હાજા ગગડી ગયા. પણ તોપની ગર્જના ચાલૂ જ રહી. તે નિયમિતપણે જ ફુટતી હતી. થોડી જ મિનીટમાં સત્ય પ્રકટ થયું. એ તોપનો મારો ન્હોતો પણ સલામી હતી ! સિવિટા વેશિયાની તોપો ફ્રેંચ લશ્કરના આગમનની સલામી આપી રહી હતી. ખૂબ વિલંબ કર્યા પછી અને અત્યંત નાખૂશી સાથે નેપોલિયન ત્રીજાને આખરે રોમન કેથલિક પક્ષના આગ્રહને વશ થવું પડ્યું હતું અને ફરી એકવાર તેણે પોતાના લશ્કરો પોપના રક્ષણાર્થે મોકલ્યું. શહેરમાંથી મદદ મળવાની ગેરિબાલ્ડીની બધી આશાનો અન્ત આવ્યો અને તેને મોંટ રોટાન્ડો તરફ પાછા હટવું પડ્યું.

સપ્ટેમ્બરના અપ્રમાણિક કરારનામાથી ઇટાલિયન સરકાર હવે ભારે કઢંગી હાલતમાં આવી પડી. ફ્રેચ લશ્કરના પ્રત્યાગમનને લીધ ફ્રાંસની જોડે લડાઇ કરવાનું પણ ભયંકર થઇ પડ્યું જ્યારે લોક-લાગણી એટલી ઉછળી રહી હતી કે જો રાજા રોમને પોપના હાથમાં છોડી દે તો લોકો બળવો જગાવી તેને પદભ્રષ્ટ કરે એવો મામલો ઉભો થવાનો સંભવ હતો. જનરલ મેનાબ્રિયાને ફ્રાંસનો ભય વધારે લાગ્યો. તા. ૨૭મી ઓકટોબરે એક જાહેર ઢંઢેરો બહાર પાડી ગેરિબાલ્ડીના પગલાને વખોડી નાખવામાં આવ્યું અને તેના સૈનિકોને સરકારી લશ્કરમાં નામો નોંધાવવાનું જણાવવામાં આવ્યું. બળવાખોર ગણાવાની બીકે ઘણા સ્વયંસેવકો ગેરિબાલ્ડીને છોડી ગયા અને ફ્રેંચ તેમજ પોપનાં લશ્કરો સામે થવાને ગેરિબાલ્ડી પાસે ઘણા ઓછા માણસો રહ્યા. પોતાની વયના પાછલા વર્ષોમાં સરદારનું મક્કમ ધૈર્ય જરાયે ખૂટયું ન્હોતું પણ તેને વારંવાર વિજય અપાવનારી, શત્રુપર નિર્ણયાત્મક ફટકો લગાવ-વાનો ત્વરિત નિર્ણય કરવાની તેની શકિત હવે તેનામાં રહી ન્હોતી.

તેણે ટિવોલી પાસેની ટેકરીઓ પર જવાનો નિશ્ચય કર્યો, જે સ્થળ પર હલ્લો કરવો મુશ્કેલ હતો પણ ઉપડતાં ઉપડતાં તેણે કેટલાય અમૂલ્ય કલાકો ગાળી નાખ્યા. નવેંબરની ત્રીજી તારીખે મેન્ટાના ગામ આગળ પોપના લશ્કરે તેની કૂચ અટકાવી. પહેલા હલ્લાથી તો તેના માણસો ગભરાટમાં પડયા પણ મોખરે કૂદી આવીને તેણે તેઓને શૂરાતન ચડાવ્યું અને દુશ્મન સામે જુસ્સાદાર ધસારો થઇ ગયો, આથી શત્રુ પાછો હટયો. વિજયમાળ તેના ગળામાં પડવાની તૈયારી જ હતી એવામાં ફ્રેંચો ત્યાં આવી લાગ્યા, જેઓની પાસે નવી ઢબની રાઇફ્લો હતી, જેને લીધે તેઓ પોતાના અધૂરાં હથિયારવાળા શત્રુ સામે ઠીક ફાવ્યા. પોતાની છેલ્લી ગોળી ખલાસ થઇ ત્યાં સુધી ગેરિબાલ્ડીના માણસો ઝૂઝયા અને અન્તે ગેરિબાલ્ડીને પાછા હટવાનો હુકમ આપ્યા સિવાય બીજો છૂટકો ન્હોતો. તે પોતાના હતાશ સૈનિકોની વચ્ચેથી પસાર થયો ત્યારે ભયંકર શાંતિ પ્રવર્તી રહી હતી, જેનો ભંગ કરવાની કોઇનામાં હિમ્મત ન્હોતી. એ વખતે તેનું હૃદય, ખેદ અને નિરાશામાં ગર્ક થઇ ગયું હતું. જે રાજા પ્રત્યે તે આટલો વફાદાર રહયો હતો તેણે જ તેનો ત્યાગ કરેલો હોવાથી, આ વખતની હાર તેને મોતથી પણ અકારી થઇ પડી કારણ કે જે કાર્યની ખાતર તે પોતાના જાન કુરબાન કરવાને તૈયાર હતો તેમાં હવે કશો કસ રહ્યો ન્હોતો. થોડા દિવસ પછી, તે પાછો ઘેર જવાને ટ્રેનમાં બેસવા જતો હતો એ વખતે તેને ફરી પકડવામાં આવ્યો. તેના સરદારોએ તેનો ખૂશીથી બચાવ કર્યો હોત પણ તેણે તેઓને હથિયાર ઉઠાવવાની ના પાડી. તેને વેરિગ્નાનોમાં થોડાંક અઠવાડિયાં સુધી કેદ રાખવામાં આવ્યો અને પછી પાછો કાપ્રેરા મોકલવામાં આવ્યો.

જનરલ મેનાબ્રિયાએ જાહેર કર્યું કે ગેરિબાલ્ડીને પકડીને તેણે ફ્રાંસ સાથની લડાઇ ટાળી હતી પણ તેણે પોતાની સરકારને અત્યંત અપ્રિય બનાવી મૂકી. પોતાના પ્રકરણમાં ફ્રેન્ચ શાહેનશાહની વગ

ચાલે એ ઇટાલિયનોને જરાયે રૂચ્યું નહિ. સરકારની અસ્થિર રાજનીતિને લીધે લોકોમાં ગંભીર અસંતોષ ફેલાયો અને પ્રજાસત્તાકવાદીઓ તથા બળવાખોરોનાં કારસ્થાનોની ઉત્પત્તિથી રાજા તથા તેના સચિવોને ભારે ચિંતા થવા લાગી. નેપોલિયને સિવિટા વેશિયામાંથી પોતાની ફોજ ઉઠાવી લેવાની ના પાડી અને તેના પ્રધાન રોહરે ફ્રેંચ રાજસભામાં ભારપૂર્વક જણાવ્યું કે રોમ કદી પણ ઇટાલિયનોને સ્વાધીન થવું જોઇએ નહિ. ફ્રાંસનું રાજ્ય પોતાના પુત્રને વારસામાં મળે એ આશાએ પોતાના અંતરના નાદને બાજૂએ મુકીને પણ શહેનશાહે રોમન કેથલિક પક્ષની સલાહ માની. પણ સંજોગોએ સાબિત કરી આપ્યું તેમ, પોપની રાજકીય સત્તાને ટેકો આપવા જતાં તે ઇટાલિયનોની દોસ્તી ગૂમાવી બેઠો અને ફ્રાંસમાં બોનાપાર્ટ રાજ્યની પડતી નજીક આવી લાગી.

મેન્ટાનાના યુદ્ધ પછી ત્રણેક વર્ષમાં તો ફ્રાંસ અને પ્રસિયા વચ્ચે વિગ્રહ જાગવાની પકકી ખાતરી જણાઇ. નેપોલિયન ત્રીજાએ ઇટલી સાથે નવી મૈત્રિ કરવાની માગણી કરી અને ફ્રાંસે ઓસ્ટ્રિયા સામે આપેલી સહાય્યનું ઋણ હજી નહિ ભૂલેલો વિકટર ઇમેન્યુઅલ તેની મૈત્રિ સ્વીકારવાને આતુર જ હતો. પણ તેના સચિવો જાણતા હતા કે ફ્રેંચ મૈત્રિ લોકોમાં ભયંકર રીતે અપ્રિય થઈ પડવાની. મારક્વિસ પેપોલીએ ફ્રેંચ સમ્રાટ્‌ને લખ્યું, " છેલ્લા છેલ્લા બનાવોએ ઈટલીના હૃદયમાંથી આભારનું સ્મરણ સાવ ભુંસી નાખ્યું છે. ફ્રાંસની જોડે મૈત્રિ જાળવવાનું કાર્ય, હવે સરકારના હાથની વાત રહી નથી. મેન્ટાનાના ફ્રેંચ રાઇફલોએ તેના પર પ્રાણઘાતક પ્રહાર કર્યો છે. "

ફ્રાંસ અને પ્રસિયા વચ્ચે ૧૮૭૦ ના જુલાઇની ૧૯મી તારીખે, વિગ્રહનો શંખ ફુંકાયો અને સપ્ટેમ્બરની બીજી તારીખે નેપોલિયન ત્રીજો પોતાના રસાલા તથા ૮૦૦૮૦ સૈનિકો સાથે, સેડન મુકામે પ્રસિયનોને શરણે થયો. આ ભયંકર આફતના સમાચારથી પેરિસમાં

વિપ્લવ જાગ્યો. સમ્રાજ્ઞી યુજીન, જુવાન રાજકુમાર ઇમ્પિરિયલને લઇને ઇંગ્લાંડ નાસી ગઈ, જ્યાં સુલેહ થયા પછી સમ્રાટ્ પણ તેને મળ્યો. તેણે ફ્રાંસનાં ફરી કદી દર્શન કર્યાં નહિ અને ૧૮૭૨ના નવેંબરની ૯મી તારીખે તે ચિઝલહર્સ્ટમાં મરણ પામ્યો.

વિગ્રહ સળગી ઉઠયો તે પછી ઇટલી ફ્રાંસને મદદ કરશે એવી વ્યર્થ આશાએ સિવિટા વેશિયામાં પડેલા ફ્રેંચ લશ્કરને પાછું બોલાવી લેવામાં આવ્યું. પણ હવે અવસર વીતી ગયો હતો. "મેન્ટાના વેરનો પોકાર કરી રહ્યું હતું." અને ફ્રેન્ચોની ઉડાંવગરીથી ખૂશ થયેલા ઇટાલિયનોએ તાબડતોબ રોમનો કબજો લેવાની માગણી કરી. હવે વિક્ટર ઇમેન્યુઅલથી ઢીલ કરી શકાય તેમ ન્હોતું પણ પોપની લાગણીઓ નહિ દુઃખવવાની ઇચ્છાથી તેણે પોપની સરકાર સાથે શાંતિભર્યા પ્રવેશની ગોઠવણ કરવાની કોશિષ કરી. કાર્ડિનલ એન્ટોનેલીની સલાહથી પાયસે તો માત્ર બળજબરીને જ વશ થવાનો નિશ્ચય કર્યો હતો અને ઇટાલિયનોએ જનરલ કેડોર્નાની સરદારી હેઠળ ૨૦મી સપ્ટેમ્બરના રોજ પરોઢિયે શહેર પર હલ્લો કર્યો. પોપનું લશ્કર ૫૦૦૦૦ માણસોની સામે થવા જેટલું તાકાતવાન ન્હોતું અને થોડા કલાકની ઝપાઝપી પછી પોર્ટો પિયા આગળ કિલ્લાની દિવાલમાં ગાબડું પાડવામાં આવ્યું અને રાજાનું લશ્કર જયજયકાર કરતું અંદર ધુસ્યું. મધ્યાન્હે તો આખું શહેર તેઓના હાથમાં આવી ગયું અને સેંટ પીટરના મકાન પર તહકૂબીનો વાવટો ફરકાવવામાં આવ્યો. પોપનો રાજકીય સત્તાનો મૃત્યુઘંટ વાગી ચૂકયો અને રોમ સંયુકત ઇટલીનું પાટનગર બન્યું. ( ૨૦મી સપ્ટેમ્બર ૧૮૭૦. )

પાયસ નવમા તરફના માનની ખાતર, વિક્ટર ઇમેન્યુઅલે પોતાનો રોમનો જાહેર પ્રવેશ તા. ૨જી માર્ચ, ૧૮૭૨ પર્યંત મોકુફ રાખ્યો, જે વખતે જ બાકીના ઇટલી સાથે જોડાવાથી પોતાને થયેલો આનંદ બતાવવાની રોમના શહેરીઓને પહેલ વહેલી તક

મળી. તા. ૨૭મી નવેમ્બરે, સમસ્ત પ્રજાની પહેલી પ્રતિનિધિસભા કૅપિટોલ પર આવેલા રાજમહેલમાં મળી. સભા ખૂલ્લી મૂકતાં રાજાએ જણાવ્યું, " જે કાર્યમાં આપણે આપણાં જીવન વીતાવ્યાં છે તે અન્તે સફળ થયું છે. " આ શબ્દોથી એટલો પ્રચંડ હર્ષનાદ થયો કે તે છેક દૂરના રસ્તાઓ પર સંભળાયો. વિક્ટર ઇમેન્યુઅલના દિલને પણ હવે સંતોષ વળ્યો. આસ નોવારા મુકામે પોતાની પ્રજાને આપેલું વચન તેણે પાળી બતાવ્યું: આઝાદી અને સ્વતંત્રતા જીતી શકાયાં, ત્રિરંગી રાષ્ટ્રધ્વજ વિજયી નિવડ્યો અને ઇટલીએ યૂરોપના મહાન્ રાષ્ટ્રોમાં પોતાનું હક્કીકી સ્થાન મેળવ્યું.

## પ્રકરણ સત્તાવીસમું.



### મહાન્ દેશભક્તોના અન્તિમ દિવસો.

ઇટલીની આઝાદીનું કાર્ય સધાયું અને દેશભક્તોના કાર્યને જશ મળ્યો. તો યે તેઓમાંના અનેકને આ વિજય કડવો-મીઠો લાગતો હતો અને તેઓના આનંદમાં નિરાશા પણ છૂપાયેલી હતી.

ઇટાલિયનોમાં ઐક્ય અને બંધુતાની વૃતિ પહેલવહેલી જાગૃત કરનાર જ્યીસેપ મેઝિનીને, સંજોગોએ જે સ્વરૂપ પકડ્યું તેનાથી ભારે અસંતોષ થયો. તેણે પોતાના વિષે કહ્યું છે તેમ તેણે 'યુવકનો ઉત્સાહ અને વૃદ્ધનું જક્કીપણું' જાળવી રાખ્યાં અને તે પોતાની યુવાવસ્થાના આદર્શ—ધાર્મિક પ્રજાસત્તાકમાં અડગ શ્રદ્ધા ધરાવતો રહ્યો. તેને હજી માન આપનારા અને તેની પ્રશંસા કરનારા માણસો પણ તેને દેશની મંત્રણામાં હવે ઉપયોગી ગણતા ન્હોતા એ બીના પણ તેને ગળે ઉતરી નહિ. જીવનનો કઠિન પાઠ શીખવામાં તે ઘણો ધીમો પડ્યો. પોતાનું કાર્ય પૂરૂ થયેલું હોઇ હવે તેણે બાજૂએ ખસી જઇ સંતોષ વાળીને બેસવું જોઈતું હતું તથા પોતે વાવેલું બીજાને લણવા દેવું જોઇતું હતું.

૧૮૬૩માં વિકટર ઇમેન્યુઅલે કાવૂર પછી આવેલા સચિવોની ગલતિઓથી કંટાળીને મેઝિની સાથે છુપો પત્રવ્યવહાર શરૂ કર્યો મેઝિનીની ઉછળતા અને અડગ દેશાભિમાની ધગશ કાવૂર પીછાની શક્યો ન્હોતો પણ રાજાએ તે પીછાની અને ઇટાલિયન પ્રજા તેના પ્રત્યે જે માનવૃત્તિ ધરાવતી હતી તે પણ તેણે જોઇ. મેઝિનીએ રાજાને તેના સચિવમંડળની સાવધતાભરી રાજનીતિને ફગાવી દઇ વેનિસ જીતવા માટે પ્રજાને જાગૃત કરવાની સલાહ આપી પણ એ સાહસ ખેડવાની રાજાએ ડહાપણ પૂર્વક ના પાડી. આથી રાજાની સરકારની

# પ્રકરણ સત્તાવીસમું.



## મહાન્ દેશભક્તોના અન્તિમ દિવસો.

ઇટલીની આઝાદીનું કાર્ય સધાયું અને દેશભક્તોના કાર્યને જશ મળ્યો. તો યે તેઓમાંના અનેકને આ વિજય કડવો–મીઠો લાગતો હતો અને તેઓના આનંદમાં નિરાશા પણ છુપાયેલી હતી.

ઇટાલિયનોમાં ઐક્ય અને બંધુતાની વૃતિ પહેલવહેલી જાગૃત કરનાર ગ્યીસેપ મેઝિનીને, સંજોગોએ જે સ્વરૂપ પકડ્યું તેનાથી ભારે અસંતોષ થયો. તેણે પોતાના વિષે કહ્યું છે તેમ તેણે 'યુવકનો ઉત્સાહ અને વૃદ્ધનું જક્કીપણું' જાળવી રાખ્યાં અને તે પોતાની યુવાવસ્થાના આદર્શ—ધાર્મિક પ્રજાસત્તાકમાં અડગ શ્રદ્ધા ધરાવતો રહ્યો. તેને હજી માન આપનારા અને તેની પ્રશંસા કરનારા માણસો પણ તેને દેશની મંત્રણામાં હવે ઉપયોગી ગણતા ન્હોતા એ બીના પણ તેને ગળે ઉતરી નહિ. જીવનનો કઠિન પાઠ શીખવામાં તે ઘણો ધીમો પડ્યો. પોતાનું કાર્ય પૂરૂ થયેલું હોઇ હવે તેણે બાજૂએ ખસી જઇ સંતોષ વાળીને બેસવું જોઇતું હતું તથા પોતે વાવેલું બીજાને લણવા દેવું જોઇતું હતું.

૧૮૬૩માં વિક્ટર ઇમેન્યુઅલે કાવૂર પછી આવેલા સચિવોની ગલતિઓથી કંટાળીને મેઝિની સાથે છુપો પત્રવ્યવહાર શરૂ કર્યો મેઝિનીની ઉજ્જળતા અને અડગ દેશાભિમાની ધગશ કાવૂર પીછાની શક્યો ન્હોતો પણ રાજાએ તે પીછાની અને ઇટાલિયન પ્રજા તેના પ્રત્યે જે માનવૃત્તિ ધરાવતી હતી તે પણ તેણે જોઇ. મેઝિનીએ રાજાને તેના સચિવમંડળની સાવધતાભરી રાજનીતિને ફગાવી દઇ વેનિસ જીતવા માટે પ્રજાને જાગૃત કરવાની સલાહ આપી પણ એ સાહસ ખેડવાની રાજાએ ડહાપણ પૂર્વક ના પાડી. આથી રાજાની સરકારની

નિર્બળતા પર મેઝિની છેડાઇ પડ્યો અને તે પાછો ખૂલ્લો પ્રજાસત્તાકવાદી બન્યો. ૧૮૭૦માં તે જીનોવામાં પ્રજાસત્તાક વિપ્લવ જગાડવાની યોજના કરી રહ્યો હતો એવામાં તેને પકડીને ગાયેટાના દુર્ગમાં કેદ કરવામાં આવ્યો. તેને તરત જ છોડી મૂકવામાં આવ્યો કારણ કે તેને પકડવાથી પ્રજાને બહુ લાગી આવ્યું. તેના વૉર્ડરો તેની પ્રત્યે ભારે માનપૂર્વક વર્તતા અને તેને કેદમાં પૂરવામાં આવતો હતો એ જાતની વૃત્તિ તે ન અનુભવે એટલા ખાતર તેઓ કોટડીની ચાવી બને તેટલી ચૂપકીદીથી ફેરવતા.

તે મેસિનાનો પ્રતિનિધિ ચૂંટાયો હતો. પણ તે હજી ચાર્લ્સ આલ્બર્ટે કરેલી દેશવટાની તથા દેહાંતદંડની સજા હેઠળ જ હતો. એટલે પોતાની જગ્યા લઈ શક્યો નહિ. હજારો સહીઓવાળી એક અરજી મોકલી લોકોએ મેઝિની પરની સજા રદ કરવાની માગણી કરી અને રાજદ્વારી ગુનેહગારોને માફી આપનારા પત્રકમાં મેઝિનીનું નામ બે વાર દાખલ કરવામાં આવ્યું. તેણે એ માફી સ્વીકારવાનો સાફ ઇનકાર કર્યો કારણકે ઇટલીની ખાતર તેણે જે કાર્ય કર્યું હતું તેની માફી સ્વીકારવી તે, પોતાને ઈશ્વરે સોંપેલા કાર્યને દગો દેવા જેવું હતું એમ તેને લાગ્યું. આથી તે નવું નામ ધારણ કરી ગુપ્ત રીતે ઇટલીમાં રહ્યો અને ખેદ તથા એકાંત વેઠતો તે ૧૮૭૨ના માર્ચની ૧૦મી તારીખે પિસા મુકામે મરણ પામ્યો. તેના શબને તેની પ્રિય માતાની કબર પાસે જ જીનોવાની બહાર આવેલા સ્ટેગલિનોના કબ્રસ્તાનમાં દફનાવવામાં આવ્યું.

ઇટલીના દિવાની તેમ જ લશ્કરી સત્તાધીશો, ઇટલીને યૂરોપિયન રાષ્ટ્રો વચ્ચે પોતાનો મોભો પાડે તેવું મજબૂત અને આબાદ રાજ્ય બનાવવાની કોશિષ કરી રહ્યા હતા જ્યારે મેઝિનીની આંતરદૃષ્ટિ પોતાની યુવાવસ્થાના આદર્શો પર જ ચોંટી હતી, પ્રજાના આત્માનો પુનરુદ્ધાર કરનારાં—એક જ સાધન—આધ્યાત્મિક અને નૈતિક તત્વો પર જ ચોંટી હતી.

ઇશ્વરની ભક્તિ અને માનવજાતિની સેવા અર્થે કુરબાન થઇ જનાર રાષ્ટ્રના જેવું ઉચ્ચ કર્તવ્ય પોતાની પ્રજાને બજાવવાનું હતું એવી તેની શ્રદ્ધા અન્ત લગી અચળ રહી. તે માનતો હતો કે તેઓની આંતરવૃત્તિ એજ તેઓનો અતિ પવિત્ર ધર્મ થઇ પડવાનો, જે રોમમાંથી જ જાગવી જોઇએ અને રોમ જગતભરનું ભક્તિસ્થાન બનવું જોઇએ. પોતાનો વ્યક્તિગત પ્રભાવ ઘટવા લાગ્યો ત્યારે તેની અસ્થિર ગમગીનીએ તેના જીવનમાં ભારે કડવાસ પેદા કરી પણ જ્યારે નવું ઉત્પન્ન થયેલું રાજ્ય તેના ખ્યાલ મુજબના ઉચ્ચ ધોરણવાળા ઇટલીથી ઉતરતું જણાયું ત્યારે એ ગમગીનીએ તેનામાં વળી કોઇ દૈવી અસંતોષ પેદા કર્યો. અને એવું કહેવા જેટલો અશ્રદ્ધાળુ કોણ હશે કે જે માત્ર તેની કલ્પનામાં જણાયું હતું તે એક દિવસ સાચું નહિ નિવડે ?

એકલા મેઝિનીનેજ ઇટલીની આઝાદીના અંતિમ બનાવોથી ખેદ અને નિરાશા થયેલાં એવું કંઈ ન્હોતું. વિક્ટર ઇમન્યુઅલ પોપને દિલપૂર્વક પૂજ્ય ગણતો હતો અને પોપના આશીર્વાદ ઈટલીના રાજમુગટ પર એક વખત જરૂર ઉતરશે એવી આશા તેણે કદી છોડી ન્હોતી. તેણે પાયસ નવમાને લખ્યું હતું કે, “ ઇટાલિયન પ્રજાની ભક્તિને સ્વીકારીને રોમન દેવળના ગાદીપતિ, પ્રત્યેક માનુષિક સાર્વભૌમત્વથી આઝાદ રહીને પોતાની યશસ્વી ગાદી ટાઇબરના પવિત્ર તટે જરૂર જમાવશે. ” અને આ તેના દિલની ઈચ્છા હતી. પણ પોપે તેની એ વિનવણી સાંભળી નહિ કારણકે ઇટાલિયન રાજ્યની સાથે સમાધાની કરવાનો ઇનકાર કરવામાં જ તેણે પોતાનું સાર્થક્ય માન્યું. તેને ગમે ત્યાં જવાની છૂટ હતી અને રાજા અને પ્રજા તરફથી તેને માન તથા પૂજ્યભાવ જ મળવાની ખાતરી હતી છતાં તેણે કેદી બનવાનું વધારે પસંદ કરી મહેલના બગીચાની સરહદ કદી ઓળંગી નહિ—આ ઉદાહરણને તેના ગાદીવારસો પણ વળગી રહ્યા. વિક્ટર ઇમેન્યુઅલ

પ્રત્યે તે માયાળુ વૃત્તિ ધરાવતો હતો અને એક દિવસ એવો આવ્યો ખરો કે જ્યારે મિત્રો બનવા ઇચ્છતા આ બે વિરોધીઓએ, પોતાને વિખૂટા પાડનાર ક્લેશને કોરાણે મૂક્યો. જ્યારે રાજા ભયંકર બિમારીથી પટકાયો ત્યારે પાયસે આટલું જ યાદ રાખ્યું કે એક ખ્રિસ્તી અને ખરો શૂરવીર પુરૂષ મરણની અણી પર હતો અને એક પાદરી સાથે તેણે મરતા રાજાને પોતાના આશીર્વાદ મોકલ્યા. ૧૮૭૮ના જાન્યુઆરીની ૯મી તારીખે, ઇટલીનો પહેલો રાજા વિક્ટર ઇમેન્યુઅલ મરણ પામ્યો, જેણે પોતાની ટેક નિભાવી 'માની રાજા' તરીકેનું પોતાનું ઉપનામ ખરેખરૂં દિપાવ્યું હતું.

એક માસ પછી ( ૮ મી ફેબ્રુઆરી ) પાયસ નવમો પણ પરલોક સીધાવ્યો. પોતાની ધાર્મિકતા અને માયાળુપણાને લીધે તે રોમન કેથલિક આલમના પ્રેમ અને પૂજ્યભાવ જીતી શક્યો હતો. પોતાના જીવનનાં છેલ્લાં વર્ષો દરમિયાન તેના પર પડેલાં સંકટો, તેણે વીરને છાજે તેવા અડગ ધૈર્યથી ખમ્યાં હતાં, અને જેની સલાહને તે વશ થયો હતો તે સલાહકારોમાં, પોતાની સામે આવેલી દરેક વસ્તુને પોતાના અથાગ બળ વડે ક્યાંય ઘસડી જનાર રાષ્ટ્રીયતાનો ઉછળતો જુવાળ ઓળખવાની આંતરદૃષ્ટિ ન્હોતી કે તેને દોરવાનું ડહાપણ ન્હોતું, એ જાણી તેને ભારે દુઃખ થયું. પણ ઇતિહાસ જો એમ સાક્ષી પૂરતો હોય કે તેઓની ભૂલ થયેલી તો પણ તેઓને એકદમ ગુનેહગાર ગણી શકાય નહિ કારણ કે તેઓની કસોટી પણ ખરેખરી થઇ હતી. સાચાખોટા વચ્ચેનો અને ભ્રમણા વચ્ચેનો, પદાર્થ અને તેના પડછાયા વચ્ચેનો ભેદ તેઓને જોવાનો હતો અને આવા મહત્ત્વના નિર્ણયોમાં જે માણસોને તેઓની પ્રજ્ઞતા ખરે માર્ગે દોરે છે તે માણસો બીજાઓનો ન્યાય કરવામાં પણ અતિ નમ્ર હોય છે.

જૂના ઇટાલિયન્ દેશભક્તોની મંડળીમાંથી એકલો ગ્વીસેપ ગેરિબાલ્ડી હજી જીવતો હતો. જ્યારે ફ્રાંસમાં પ્રજાસત્તાકની ઘોષણા

થઈ ત્યારે તે પોતાની પ્રિય આઝાદીની ખાતર સ્વયંસેવકોની ટૂકડી લઈને ફ્રાંસ પહોંચી ગયો અને ફ્રેંચ પ્રજાએ તેના આ કૃત્યની ભારે પ્રશંસા કરી. એ તેનું છેલ્લું લશ્કરી પરાક્રમ હતું. તેનાં અન્તિમ વર્ષો, મુખ્ય કરીને કાપ્રેરા મુકામે પોતાને જ હાથે બાંધેલા પોતાના પત્થરના ઘરમાં જ વ્યતીત થયાં. અહીં તે જમીન ખેડતો, પાક ઉતારતો અને પોતાના ઘેટાં બકરાં ચરાવતો. તે આ કામમાં આનંદ મેળવતો કારણ કે તેના દિલમાં છોડ કે પશુ જેવી પ્રત્યેક ચેતનમય વસ્તુ માટે ઉંડી દયા ભરી હતી અને તેની અવગણના તેનાથી જરાય સાંખી શકાતી નહિ. એકાદ ઘેટું કે બકરીનું બચ્ચું તેના ધણમાંથી છૂટું પડી જતું તો તેને ખોળી કાઢવા આખી રાત ખડકોપર તથા ગાઢ ઝાડીઓમાં ભટકતો અને જ્યારે તે પાછું જડતું ત્યારે તેને પોતાના ખભા પર બેસાડી આનંદ પામતો પાછો ઘેર આવતો. આઝાદી અને એકાંત, વિશાળ મેદાનો અને દૂર દૂરનાં ક્ષિતિજો, નિસર્ગની ભવ્યતા અને તેમાં સમાયેલી કવિતા, ઇશ્વરના સર્વવ્યાપીપણાનું સતત્ ભાન કરાવનારાં કુદરતનાં સૌંદર્યો અને તાજુબીઓ—આ બધી વસ્તુઓથી જ ગેરિબાલ્ડીના મહાન્ આત્માને સંતોષ વળતો અને એ બધીય તેને કાપ્રેરામાં મળી. અહીં જ તેણે (૧૮૮૨ના જુનની ૨જી તારીખે) દેહ છોડયો અને અહીં જ તેની દફનક્રિયા થઇ. આખી પ્રજાએ તેના માટે આંસુ સાર્યાં. રોમની આઝાદીના રક્ષણ માટે જે જેનિકુલમ ટેકરીપર તે ઝૂઝેલો તે ટેકરીપર, નીચે આવેલા એ સાત ટેકરીઓના શહેર ભણી નજર નાખી રહેલું અશ્વારૂઢ ગેરિબાલ્ડીનું પૂતળું ઉભું કરવામાં આવ્યું છે. જ્યારે જ્યારે રાજા આ સ્મારક પાસેથી પસાર થાય છે ત્યારે ત્યારે આઝાદીના એ યશસ્વી યોદ્ધા તરફ તે પોતાનું માથું નમાવે છે.

એક દિવસ ઇટાલિયન આઝાદી વિષે બોલતાં ગેરિબાલ્ડીએ એમ કહેલું કે કેટલાકો તે મેળવવાનું માન વિક્ટર ઇમેન્યુઅલને આપતા હતા તો બીજાઓ વળી કાવૂરને આપતા હતા. "કેટલાક એવા પે

પડેલા છે. ” તેણે કહ્યું, “ જેઓ મને એ માન આપે છે. પણ એ કાર્ય એકાદી વ્યક્તિનું ન્હોતું. આપણે બધાએ ભગા મળીને તે કાર્ય કર્યું. ” તેની વાત સાચી હતી કારણ કે ઇટલીના ઉદ્ધારકોમાં હજારો દેશભક્ત પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની ગણના કરી શકાય. જેઓએ જાહેરમાં આવ્યા વગર, કેદખાનાંની, ફાંસીની અને શત્રુની તલવારની યાતનાઓ ભોગવી હતી અથવા જેઓ માતૃભૂમિની ખાતર ભૂખમરો, ચિંતા અને ખેદની પીડા વેઠીને શહીદ બન્યાં હતાં. આ બધાં છૂપા રત્નોએ, સુખ, કીર્તિ કે ખ્યાતિની આશા વગર, માત્ર પોતાની જન્મભૂમિના પ્રેમની ખાતર પોતાના પ્રાણ અર્પી જીવન સાર્થક કર્યાં હતાં. વંદન હો એ સાચા શહીદોને !



## ગ્રન્થમાળાના ગ્રાહકને નીચેનાં દશ પુસ્તકો પર પચીશ ટકા કમીશન મળશે.

૧ **રમાસુંદરી:**—હીંદુ સંસારમાં અજ્ઞાનતાની ભયંકર સાંકળમાં જકડાયલી સ્ત્રીઓ કેવાં ભયંકર પરિણામ લાવે છે અને તેવી સ્ત્રીઓનાં આજ્ઞાધારક પતિઓ પોતાનાં જીવનને કેવું અધમ દશામાં લાવી મુકે છે તેનો ચિતાર આ ચોપડીમાં ઠીક ઠીક રજુ કરવામાં આવેલો છે. આવાં યુગલોને પોતાનાં જીવન વ્યવસાયને ઉન્નત સ્થિતિ પર લાવવા માટે આ ચોપડી વાંચવી અત્યુત્તમ છે. પાકું સોનેરી જીલ્દ બાઇન્ડીંગ પૃષ્ઠ ૩૦૦ કીંમત રૂ. ૨–૮–૦

૨ **રાજા રામકૃષ્ણ:**—સચિત્ર ઐતિહાસિક ધાર્મિક નવલકથા જેમાં નવાબ મિરજાફરનાં સમયનો હૃદયભેદક ઇતિહાસ છે. પૃષ્ઠ ૪૦૦ કીંમત ૩–૪–૦

૩ **કરૂણાકુમારી:**—એ અતીત ભારતનાં યશોગાનનું ચિત્ર છે. આ પુસ્તકમાં ગુપ્તવંશની પડતીનો ઇતિહાસ વર્ણવ્યો છે. અને તે નવલકથાની ઢબે આખીવાર્તા એક ઉચ્ચ શ્રેણીની ટ્રેજેડી રૂપ બની ગઇ. છે વાર્તા ઐતિહાસિક હોવાથી સ્થળે સ્થળે હિંદી પ્રાચીન જાહોજલાલી ચળકી રહે છે અને આખી વાર્તા વાંચ્યા બાદ મન કોઇ અલૌકીક કરૂણા સુરે રડી ઉઠે છે. ને મનમાંથી એક આર્તનાદ ઉઠે છે કે " હાય કયાં એ ભારતનું ગૌરવ! કયાં એ દેવ સ્થાને મૂકવા યોગ્ય સ્કન્દગુપ્ત!! કયાં એ પાટલીપુત્ર કે જેનો વિજય ધ્વજ અફગાનિસ્થાનનાં ઘાટો પર પૂર બહાર ઉડતો હતો વિગેરે અદ્‌ભૂત બનાવોથી ભરપૂર પુસ્તક છે. પૃષ્ટ ૪૭૫ માત્ર જુજ નકલો બાકી છે. કીંમત રૂ. ૩–૮–૦

૪ **સિરાજદ્દૌલા:**—બંગાળાના પ્રખ્યાત નવાબ સિરાજદ્દૌલાનું જીવનચરિત્ર જેમાં કલકતાની કાળી કોટડીના બનાવને અંગ્રેજોએ

કલ્પનામય કેમ બનાવ્યો તથા તે સમયનાં અંગ્રેજોની અધમતાનું ભયંકર ચિત્ર જોવું હોય તો જરૂર વાંચો. પૃષ્ટ ૪૮૦ કી. રૂ.૩–૮–૦

૫ **વઝીરનંદિની ગુલએગમ:**—એક રહસ્યમય ઐતિહાસિક નવલકથા, જેમાં નિર્બળ જાતિને કેવળ રાજ્યનિતિ ખાતર કેવી રીતે પરાધિન બનાવવામાં આવે છે તથા એ પરાધિન જાતિ પોતાનું સર્વસ્વ ગુમાવ્યા છતાં સ્વતંત્રતાનું રક્ષણ કરવા ખાતર કેટલી હદ સુધી આત્મભોગ આપે છે તે હિન્દની પ્રજાને આદર્શરૂપ જણાય, વઝીરનંદિની ગુલએગમનો કરૂણમય ઇતિહાસ વાંચકોને જરૂર અશ્રુપાત કરાવ્યા સિવાય રહેશે નહિ. પૃષ્ટ ૩૭૦ કી. ૨–૮–૦

૬ **સીર કાસિમ:**—બંગાળાના છેલ્લા નવાબની કરૂણ કથા કેવળ ઐતિહાસિક ઢબે આલેખવામાં આવી છે અંગ્રેજ કંપનીએ સિરાજદ્દૌલાને પદભ્રષ્ટ કીધા પછી શું કીધું તે જાણ્યા વિના હિન્દ પુત્રને ચાલશેજ નહિ, જરૂર વાંચો. પાકુ બાઇન્ડીંગ પૃષ્ટ ૩૦૦ કીમત રૂ. ૨–૦–૦

૭ **૧૮૫૭નો બળવો:**—એ પ્રસંગનો આબેહુબ ચિતાર રૂંવાડા ખડા કરે તેવો અહેવાલ છે, સિપાહીઓને હથીયાર શા માટે ઉંચકવાં પડ્યા તે જાણવું હોય તો, આજને આજે જ મંગાવો, ભવિષ્યમાં મળવો મુસ્કેલ છે. પૃષ્ટ ૬૨૫ કીંમત રૂ. ૪–૦–૦

૮ **ગૌરાંગપ્રભુ:**—બંગાળ એ મહાપુરૂષને પ્રભુનો અવતાર માને છે વળી બંગાળ અને ગુજરાત એની ધર્મ ભાવનામાં અનેક સુંદર તત્ત્વો જુવે છે. એટલે ભાવિક અને ધર્મ પ્રાણ ગુજરાતને એમાંથી અનેક સુંદર તત્ત્વો મળશે. પુસ્તક એટલુ બધુ ચમત્કારી બનાવોથી ભરપૂર છે કે હાથમાં લીધા પછી પૂરૂં કર્યા શિવાય મુકી દેવાતું મન થતું નથી. પૃષ્ટ ૨૬૦ કી. માત્ર બાર આના.

# ૯ શ્રી ગીત ગોવિંદ.

મહાભારત અને રામાયણની પેઠે અખિલ ભારતવર્ષમાં તેમજ વિદેશમાં અષ્ટપદીને નામે ખ્યાતિ પામેલું સંસ્કૃત સાહિત્યની પ્રતિષ્ટા વધારનારૂં, વિદ્વાનોને મોહિત કરનારૂં દેશાંતરમાં Song of Songs ના નામે વખણાયલું, અલંકાર, નાયકા ભેદ આદિથી ભરપૂર, રંગ રાગનાં પ્રેમીને રંગમાં, ભકિતનાં પ્રેમીને ભકિતમાં મગ્ન બનાવનારૂં, ધર્મ મંદાકનિના પ્રવાહમાં વિહાર કરનાર અને કરાવનાર મહા ભકત શિરોમણી કવિ શ્રી જયદેવે પોતાનો શૃંગાર રસનો વિનિયોગ કૃષ્ણ–રાધાની ભકિતમાં કર્યો છે, એમનું હૃદય પ્રેમ લક્ષણા ભકિતથી ભરપુર હતું એમનું કાવ્ય શ્રી ગીત ગોવિંદને પ્રબંધમાં, સંગીત-શાસ્ત્રનાં નિયમ પ્રમાણે રચેલુ હોવાથી એકદમ કંઠસ્થ થઇ જાય તેમ છે અને કિર્તન કરવામાં વિશેષ અનુકુળ પડે તેમ છે.

ચંદ્રદૈત મૈથીલ તો જયદેવને શ્રી કૃષ્ણ પરમાત્માનો અવતાર લેખે છે. અને ગીત ગોવિંદની વાણીતો સાક્ષાત શ્રીકૃષ્ણચંદ્રની છે એમ બેધડક કહે છે. ગીત ગોવિંદમાં પદે પદે પ્રેમભકિત જણાય છે. પાકું પુંઠું સચિત્ર રૂ. ૧–૮–૦

## ૧૦ ગૃહવૈદ્ય.

એટલે કે ડોસીઓનું વૈદું જુદાં જુદાં રોગો પરના ૫૦૦ દવાઓના નુસ્કાઓ આપ્યા છે જે દવાઓ માત્ર જુજ કીંમતે ગાંધીને ત્યાંથી મળે છે. જ્યારે ગુણમાં ઘણીજ અકસીર છે. દેશી દવાઓ મહાન ભયંકર દર્દોપર કેટલી અસર કરે છે એ હવે અજાણ્યું રહ્યું નથી. જ્યાં ડોકટરો કે વૈદ્યોની સગવડતા હોતી નથી ત્યાં આ પુસ્તક દરેક ઘરમાં વસાવી રાખવા ખાસ ભલામણ કરીએ છીએ. પૃષ્ટ ૧૬૦ કીં. માત્ર આઠ આના. વી. પી. ખર્ચ પાંચ આના. વી. ખર્ચથી બચવું હોય તો નવ આના ની ટીકીટ મોકલો.

## ગ્રન્થમાળાનાં ગ્રાહકોને અનહદ લાભ.

અમોએ ગ્રન્થમાળાની યોજનામાં ગ્રાહકને બીજાં પુસ્તકો-પર દશ ટકા આપવાનું જણાવ્યું છે તે નીચેનાં પુસ્તકો-પર આપવામાં આવશે નહિ. કારણકે આ નીચેનાં પુસ્તકો-પર તો એકદમ કીંમત ઘટાડીને મુકી છે. દરેકનું ટપાલ ખર્ચ અલગ સમજવું.

# સંસાર સ્વપ્ન.

**ડક્કન કૉલેજના પ્રખ્યાત પ્રોફેસર બેઇનના** "The Descent of the Sun" નાં પુસ્તકનો સુંદર અનુવાદ છે. અત્યાર સુધીમાં પ્રોફેસરનાં જે જે અનુવાદો ગુજરાતી ભાષામાં બ્હાર પડયાં છે તે બધાં ગુજરાતી આલમને બહુજ પસંદ પડયાં છે.

આ વાર્તા પ્રાચિન હિન્દુઓનાં એક હસ્તલિખિત પુસ્તકમાંથી મળેલી દેવ ગાંધર્વની કથા છે. મૂળ વસ્તુસ્થિતિ હિન્દુ સંસ્કૃતિપર આલેખાયલી તેમની કૃતિમાં સાહિત્યની દૃષ્ટિએ જે ગૌરવ રહ્યું છે તેમાં જરા પણ ઉણપ આવવા દીધી નથી. પ્રોફેસર પોતાની અલંકારિક ભાષા, હૃદયંગમ ભાવો અને વિવિધ પ્રકારની કલ્પનાથી મુળ કથાને એટલું તો સુંદર સ્વરૂપ આપ્યું છે કે તેની મનોહરતામાં અસાધારણ વધારો થઇ ગયો છે. તે અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર પણ તેવીજ શૈલી અને મધુર ભાષામાં ગુજરાતીમાં ઉતાર્યું છે. આ પુસ્તક જે જે વિદ્વાનો અને પત્રકારોનાં હાથમાં ગયું છે તેમણે તેનાં મુક્તકંઠે વખાણ કીધાં છે. પુસ્તક પ્રસિદ્ધ થયાંની વાત એક કાનેથી બીજે કાને જતાં જતાંમાં તો પુસ્તકો ઉપકાઇ જવા લાગ્યાં છે, તેજ તેની ઉપયોગીતા અને પ્રિયત્તા બતાવે છે.

કીં. રૂ. ૧—૦—૦ ગ્રન્થમાળાનાં ગ્રાહકને ૦—૧૪—૦

# આધ્યાત્મિક વાર્તામાળા.

આ પુસ્તકમાં પચિસ વાર્તાઓ આપેલી છે. એમાં પાપ, પુન્ય અને તેનું ફળ કેવી રીતે મળે છે. તથા મનમાં ઉઠતી વૃત્તિઓ આપણાં ભવિષ્ય સાથે શું સંબંધ રાખે છે; તેમજ દિવ્ય ભાવના શું અને તેનાં પાલનથી શું લાભ મળે છે. યોગી લોકોનાં પ્રભાવ વિગેરે આધ્યાત્મિક ભાવનાથી ભરપૂર રહસ્ય પુર્વક વાર્તાઓ આપેલી પોતાના યુવાન પુત્રનો સંસાર સુખી જોવાની ઇચ્છાવાળા પિતાએ, આદર્શ ગૃહિણી થવા વાલી બ્હેનોએ તથા નિવૃત્તિ પારાયણ જીવનનું રહસ્ય સમજવાની ઇચ્છાવાલા ગૃહસ્થોએ જરૂર મનન કરવા જેવું આ પુસ્તક છે.

એકંદરે નર જો નરની કરણી કરે તો નરનો નારાયણ થાય એ સિદ્ધાંતની સમજ આપી છે. આ પુસ્તક માટે ઘણા સારા અભિપ્રાયો મળેલા છે. ને મોટી સંખ્યામાં ધનિકોએ પુસ્તકો ખરીદી કન્યાશાળામાં તથા બ્હેનોને ભેટ આપીછે. સાત્વીક વૃત્તિને સતેજ કરનારૂ આ પુસ્તક છે.

કીંમત રૂ. ૧–૪–૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦–૧૪–૦

# કોણ કહે છે કે સુર્યોદય થવામાં

## ઉષા અને અરૂણની અગત્ય નથી ?

ઉષા અને અરૂણ જેવી સમાન અને દેશના દુઃખની લાગણીથી ભીના હૃદયવાળી વ્યક્તિઓ ઉદ્દભવશે ત્યારે જ ભારતનો ઉદય થશે. એ ઉદયના સુત્રો, એ ભાવવાહી ચરિત્રો, એ દેશ દાઝનાં ઉંડા રહસ્યો, એ સમાજ સેવાની ઉંડી ઝીણવટો, એ અસહકારનાં ગૂઢ રહસ્યો જાણવાનું શીખવા અને કર્તવ્યમાં ઉતારવા માગતાં હો તો

**" ઉષા અને અરૂણ આવશે ત્યારે સુર્યોદય થશે "** આ સચિત્ર નોવેલ વાંચો સાહિત્ય રસિક પ્રત્યક ગુજરાતીએ આ નોવેલ વાંચવીજ જોઇએ કારણ કે આજકાલ ગુજરાતીમાં જે ઢગલાબંધ નવલકથાઓનો કચરો પેદા થયો છે તે કરતાં આ જુદીજ કોટીનો છે. ચાલુ પ્રવર્તિઓ ઉપર સઘળું જોર અજમાવી લેખકે વાંચવાને ગમે તેવી નવલકથા રજુ કરી છે અને ઘણું સુંદર તત્વો આવેશમય ઉતાવળી ઇબારતમાં ગોઠવેલાં છે. મોર્ડન રીવ્યુ, રંગુન સમાચાર, સાહિત્ય અને હિન્દુસ્થાન આદિ ઘણાં પેપરોએ મુક્તકંઠે વખાણ કીધા છે. ત્રીરંગી ચિત્રો, પાકું બાઇન્ડીગ, રોયલ બાર પેજી પૃષ્ઠ સંખ્યા ૩૫૦

કીંમત રૂા ૩-૦-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂ, ૨-૮-૦

## દરબાર શ્રી ગોપાલદાસ

અથવા તો

# ગુજરાતનું નૂર.

સુરતના કલ્યાણજીભાઇ મહેતાની કલમથી લખાયલું અને કાલેલકર કાકાની પ્રસ્તાવના સાથેનું રાયસાંકળી અને દસાના દરબાર શ્રી ગોપાલદાસનું સંપૂર્ણ જીવન વૃત્તાંત, તેમના પત્રો, લેખો, ભાષણો અને સરકાર સાથેનો સંપૂર્ણ પત્રવ્યવહાર અનેકોર્ટમાં ચાલેલો મુકરદમો પણ સામેલ છે.

### સ્વરાજ્ય સીપાઇઓ અને દેશ સેવકોને

ખાસ સંગ્રહવા યોગ્ય એક અદભૂત ગ્રન્થ છે, સ્વદેશ અને સ્વમાનની વેદીપર પોતાની જાગીર હોમી ગુજરાતના નામને શોભાવ્યુ છે. એમનો ત્યાગ વિરલ છે: એ ત્યાગમૂર્તિનું જીવનવૃત્તાંત તથા એમનાં વીર પત્ની ભક્તિબાનો અવિભકત પ્રેમ અને દેશને ખાતર લીધેલી ફકીરીનો સંપૂર્ણ અહેવાલ છે તે જરૂર વાંચો. ક્રાઉન સાઇઝ. ૩૦૦ પૃષ્ઠ કીંમત માત્ર રૂ. ૧-૦-૦ ગ્રન્થમાલાના ગ્રાહકને રૂા. ૦-૧૪-૦ પોષ્ટેજ અલગ.

**વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની, મુંબઇ. ૩.**

# રાજયોગ.

ભા. ૧—૨ ( સંપુર્ણ. ) સ્વામી વિવેકાનંદ કૃત ગ્રંથનું ભાષાંતર—જે યોગ ક્રિયાવડે સ્વામિ વિવેકાનંદે ઇશ્વર-દર્શન કર્યાં તેજ સર્વ અનુભવ સિદ્ધ ક્રિયાઓ, યોગાભ્યાસનું વિવેચન અથથી ઇતિ સુધી. પ્રાણનું અદ્ભુત સામર્થ્ય, પ્રાણાયામ-પ્રાણ કેવી રીતે વશ કરવો તેની પદ્ધતિ. પ્રત્યાહાર, ધ્યાન, ધારણા સમાધિ આદી યોગાભ્યાસનાં સર્વ પગથિયાં, યોગસિદ્ધિનાં ચિન્હ, ગુપ્ત તેજ પ્રકટ થવું. યોગ્ય પરિશ્રમ કરવાથી છ મહિનામાં યોગ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય વગેરે સર્વ પ્રકટ થયું છે. પ્રત્યેક ગૃહસ્થે અવશ્ય વાંચી અભ્યાસ કરવો જોઇએ કપડાનું પાકુ સુંદર પુંઠું મૂલ્ય રૂા. ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂા. ૧-૦-૦ પોષ્ટેજ જૂદું.

## સ્ત્રીઓને માટે અતિ સસ્તુ સાહિત્ય.

પત્ની, પુત્રી, ભગિની, પુત્રવધુ અને મિત્રની પત્નીને અવશ્ય વંચાવો.

# સીતા દેવી.

સતી સીતાનું પવિત્ર ચરિત્ર, પ્રત્યેક ઘરમાં પ્રત્યેક નારીરત્નના કર કમળમાં આ બોધક શિખણીય. ગ્રન્થ રહેવો જોઇએ. સરળ ભાષામાં, નવલકથાની શૈલીમાં લખાયો છે. યુવાન બાલિકાઓને બહુજ ઉપયોગી છે. ૧૪ રંગીન ચિત્રો, એન્ટીક સુંદર કાગળ. સોનેરી નામ સહિત પાકું પુંઠું. પૃષ્ટ ૩૨૫ મૂલ્ય રૂ. ૨-૮-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને **સતિ દમયંતિનાં** સંપૂર્ણ જીવનચરિત્રવાળું પુસ્તક ભેટ કીંમત ૦-૭-૦

